# મધુસૂદન

(સાંસારિક કાદંબરી.)

शशिन इव दिवातनस्य लेखा ।
किरण परिक्षय–धूसरा प्रदोषम् ॥
कुमार सम्भवम् ।

લેખક.

ખંડેરાવ માનાજી પવાર—સુરત.

(જાલંધર અને સતીવૃંદા, ભીષ્મપ્રતિજ્ઞા
વગેરે નાટકોના લેખક.)

પ્રસિદ્ધ કર્તા.

ક્ષત્રિય મુગટલાલ મંછારામ ચેવલી.

'ક્ષત્રિય વીર'ના
ઓનરરી પ્રકાશક.

બેગમપુરા, ચેવલી સ્ટ્રીટ—સુરત.

સંવત્ ૧૯૭૬. પ્રથમાવૃત્તિ. ઇ. સ. ૧૯૨૦.

કિંમતઃ—૧—૮—૦



સુરત ખપાટીયા ચકલામાં આવેલા 'જૈન વિજય' પ્રી. પ્રેસમાં ઇશ્વરલાલ કસનદાસ કાપડીયાએ છાપ્યું અને સુરત બેગમપુરા ચેવલી સ્ટ્રીટમાં આવેલી 'ક્ષત્રિય વીર' પત્રની ઓફિસમાંથી

**મુગટલાલ મંછારામ ચેવલીએ**

પ્રગટ કર્યું.



# નિવેદન

ગુણી ગરવી ગુર્જરી રસાળ
સ્વભાવ—ચિત્રની રૂડી નિશાળ.

કુદરત પીંછી અજબ જણાય
બિંદુ બિંદુએ રંગ બદલાય.

ચીતરાયાં કંઈ ચિત્ર અનંત
તેમાં કંઈક રહ્યાં ઝળકંત.

દિવ્ય થયાં તે અમર રહ્યાં
શેષચિત્રને કાળે હર્યાં.

* * *

લલિતકલારસીયા ઉત્કર્ષ
ચીતરી ગયા સ્વભાવાદર્શ.

અનુકરણ હું તેનું કરૂં
હામ નથી પણ પગલું ભરૂં.

પ્રથમ દિવસનો વિદ્યારથી
તેના જેવી આ છે કૃતિ.

ક્ષીરનીરનો કરી વિવેક
ગ્રાહ્ય ચિત્ર ગ્રહજો એકેક.

આ પુસ્તકના પ્રૂફ તપાસવામાં ઉતાવળ [illegible]વાથી જોડણી વગેરેના દોષ રહી જવા પામ્યા છે; સુધારીને વાંચવા વિજ્ઞપ્તિ છે.

નમ્ર.

ખંડેરાવ માનાજી પવાર.

# અર્પણ પત્રિકા.

વડોદરા નિવાસી શ્રીમાન્ શેઠ

વલ્લભરામ જમનાદાસ મૂળજીની

સેવામાં.

આપશ્રીએ જ્ઞાતિ ઉપકારના તમામ કાર્યોમાં ઉત્સાહ ભર્યો ભાગ લઈ તન મન અને ધનથી જ્ઞાતિ સેવા કરી છે. વળી આ ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનો તમામ ખર્ચ ઉદાર દીલથી પોતે સ્વીકાર્યો છે, માટે એ ઉપકારથી મગ્ન થઈ કૃતકૃત્ય થવા આપની પવિત્ર સેવામાં આ પુસ્તક અર્પણ કરું છું.

લિ૦

આપનો કૃપાકાંક્ષી

**મુગટલાલ મંછારામ ચેવલી.**



વડોદરા નિવાસી શ્રીમાન્-
શેઠ વલ્લભરામ જમનાદાસ મુળજી.

# મધુસૂદન.

## પ્રકરણ પહેલું.

## સંતાપનો પરિપાક.

સંતમ અગ્નિ સર્વથા લીલું સૂકું બાળે,

સંતાપનો પરિપાક સારાસારના ભાળે.



સવંતી ગુર્જર ભૂમિમાં પુષ્પા નામે એક ગામ છે. તે પ્રાચીન કાળમાં પુષ્પાવતી નગરીને નામે દેશ વિદેશમાં પ્રસિદ્ધિ પામ્યું હતું. પરંતુ સર્વ ભક્ષી કાળના કારમા ચક્રે કહો કે અસ્તોદયની અસ્ખલિત વિક્રિયાએ કહો, તેનું માનવાચક નામ આજે રહેવા દીધું નહતું. જેમ કોઇ સારી સ્થિતિનો મનુષ્ય દૈવયોગે રંક દશામાં આવી જતાં તોછડા અને હલકટ નામે સંબોધાય છે, તેમ આજે તે પુષ્પાવતી નગરી પુષ્પાને નામે ઓળખાય છે. તેની આસપાસ વિવિધ પ્રકારના ફૂલ ઝાડથી ભરેલી વાડીઓ આવી રહી છે. સંપ્રતિ ઋતુરાજ વસંતનું સામ્રાજ્ય પ્રસરેલું હોવાથી વાડીઓ ફૂલોથી શણગારાઇ નવ વધુ સમ ભર યૌવનમાં ડોલાં ખાઇ રહી છે. પવનની મસ્ત લહેરોના સ્વચ્છંદ વાવાથી પાકાં પુષ્પોની કમ કૌવત પાંખડીઓ ખરી જાય છે. માત્ર ઉગતી કળીઓ બાંય ચઢાવી પવન સાથે બાથંબાથી કરી પોતાની સરસાઇ મેળવે છે; પણ અંતે તેમાંની કેટલીક અવસ્થાએ પહોંચતાં શક્તિ હીન થવાથી દીન બની નમણું આપે છે, અને ખરી જાય છે! એ પાંખડીઓ આખા ગામમાં, અને તેને સર્પાકારે વીંટળાઇ વળેલી નદીમાં ઉડી ઉડીને પથરાય છે. કેટલીક વાર તો ગામના રસ્તા ફૂલોથી છાઈ જાય છે અને નદીનું પાણી ફૂલ પાંખડીથી ઢંકાઇ

જાય છે. તે વખતે ગામે જાણે ગળામાં વિવિધ સુમનની માળા પહેરી હોય એવો રમણીય દેખાવ માલુમ પડે છે. એ નદીમાં પુષ્પનું સત્વ ઉતરવાથી તેનું પાણી મ્હેક મ્હેક થઇ રહે છે. ખરેખર તે ગામના લોકોએ એ નદીનું નામ પુષ્પગંધા આપ્યું હતું તે યથાર્થજ છે.

ચૈત્ર મહિનાનો દિવસ હતો. પૂર્ણીમાની તિથિ હતી, અને સાયંકાળનો સમય હતો. પૂર્વ તરફ ચંદ્રમા ક્ષિતિજના ઊંડા પોલાણમાંથી પોતાની ચળકતી પ્રભાને ચોમેર ફેંકતો, સોનેરી પતંગ જેવો ક્ષિતિજમાંથી ઉર્ધ્વ ગતિએ ઉડતો ઉડતો પૃથ્વી દેવી સાથે રાત્રિનો રાસ રમવા આનંદ ભર્યો આવતો હતો. પૂર્ણીમાપૂજકો અક્ષત પુષ્પાદિ લઇ હિમરશ્મિને વધાવતા હતા, ધૂપદીપ કરતા હતા અને નૈવેદ્ય ધરાવતા હતા વનવૃક્ષલતાપૂર્ણ ભક્તિથી યથાશક્તિ કુસુમ વધાવતાં હતાં, પુષ્પપરિમળ પ્રસરાવતાં હતાં અને ફળો અર્પતાં હતાં. પુષ્પગંધા નદી પોતાનું વહન મંદ પાડી એકાગ્ર ચિત્તે માનસિક પૂજા કરતી હતી. પૂર્વ દિશા ગાલમાંને ગાલમાં મૃદુ મૃદુ મલકાઈ નયનને અણુસારે આમંત્રણ કરતી હતી. એમ આખું જગત ઉગતાને માન આપતું હતું. જેમ કોઇ રાજકુમાર વિલાસે નીકળે છે ત્યારે તેનો સેવકગણ તેની સેવામાં હાજર હોય છે, તેમ ચંદ્રની સેવામાં તારાગણોએ એકડ બેકડ આવી ચોમેર ચોકી બેસાડવા માંડી હતી. પૃથ્વીદેવી ચંદ્રપતિ સાથે એકાંતમાં ગુપ્ત ગોષ્ટી કરવા અધીરી બની ગઇ હતી, પણ જાગતાજગતથી શરમાતી હતી. તેણે પોતાની સખી રાત્રિને બોલાવી, પોતાની અંતરપીડા જણાવી. રાત્રિએ જગતને નિદ્રાનો પ્યાલો પાયો-પાઇ ઘેનમાં નાંખ્યું.

એકાંત સમય થતો ચાલ્યો. નીલવર્ણના સુંદર આકાશતલ પર ચંદ્રે તારાગણ સાથે રાસ રમવા માંડ્યો. પૃથ્વી ડોલવા લાગી. ચંદ્રે અમીનિધિ છલકાવ્યો. પૃથ્વીએ તેનું પાન કીધું. ચંદ્ર પૃથ્વી સામે અને પૃથ્વી ચંદ્ર સામે એકી ટસે પ્રેમદૃષ્ટિ માંડી રહ્યાં. તારાઓ માંહે માંહે નયનને ઈસારે એક બીજાને સાન કરી ઉભય પ્રેમીની ઉઠાઈ કરતા હતા. ચંદ્રે આછું રૂપેરી ચીર ઇલાસુંદરીને ઓઢાડ્યું. ખરેખર

આ ઉત્તમ અને અમૂલ્ય વસ્ત્રના શણગારથી ધરણી દેવીનું રૂપ ઓર ખીલી નીકળ્યું હતું.

રાત્રિના આઠેકનો સુમાર થયો હતો તે વેળા એક તેરેક વર્ષની કન્યા ગામમાંથી ઉતાવળે પગલે પુષ્પગંધા નદી તરફ આવતી હતી, શ્વેતનિર્મલ આરસ જેવી તેની દેહકાંતી કાળી આછી ઓઢણીમાંથી બહાર પડતી હતી. જાણે પૃથ્વી ઉપર ઉતરેલી ચંદ્રની કળા લોકની દ્રષ્ટિએ ન પડે તેટલા માટે કાળી વાદળીમાં વિંટાઈ ચાલતી હોય એવી જણાતી હતી. તે પોતાની ઓઢણીનો પાલવ હાથમાં લઇ વારંવાર આંખો લ્હોતી ચાલતી હતી, અને થોડી થોડી વારે પાછળ ફરીને જોતી હતી. એ પરથી સહજ અટકળી શકાતું હતું કે એ કન્યા કોઈ દુઃખની મારી નીકળી પડી છે, અને નદીમાં પોતાનું દુઃખી આયુષ્ય પૂરૂં કરવા જઇ રહી છે. તેણે કિનારે આવી પોતાની ઓઢણી ઉતારી, તે પર તેની આંખમાંથી ગુંથાઇ બહાર નીકળી પડતી અશ્રુમાલા થોડીક નાખી. ચોળીના ગુંજામાંથી ચિઠ્ઠી કાઢી ઓઢણીને છેડે બાંધી, કાવરી બાવરી આમ તેમ જોતી પોતાના ચણીઆનો કાછડો મારવા લાગી. પુનઃ તેની આંખમાંથી અશ્રુમાલા ટપટપ સરી પડી. બે ડગલાં પાણી તરફ ચાલી ઉંડો નિઃશ્વાસ મૂક્યો. શરીર કંપવા લાગ્યું. હૃદય ઘણીજ ઉતાવળે ઉડવા લાગ્યું, એકદમ ડુમો ચઢી આવ્યો, અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તે પરમેશ્વરની પ્રાર્થના કરતી બોલીઃ—

દુઃખીઆરીના બેલી બળવંતા પ્રભુ !
આવું તારે શરણે કરજે સહાયજો—દુઃખી૦
વેરણ થઇ વાંસે મંડી છે સાવકી;
નીત નીત કપરાં દુઃખ નહિ સહેવાયજો—દુઃખી૦
માત મરી ને તાત પરાધીન થઇ પડયા;
અમ પરથી ઉડયાં હૈયાનાં હેત જો—દુઃખી૦
જળસ્થળમાં છે વાસો તારો વિઠ્ઠલા!
આવું મળવા જળમાં તારી પાસજો—દુઃખી૦
પરમાનંદ પામીશ હું નીરસમાધિમાં,
આધિ ઉપાધિથી કંટાળ્યો પ્રાણજો—દુઃખી૦

તેનો અંતર્યામી આ આત્મહત્યાનું પાપ કરતાં તેને ડરાવતો હતો, પણ મગજમાં ઘુસી ગએલો સંતાપ શાંત નહિ પડ્યો તે નહિજ પડ્યો. આ સઘળું તેની પાસે તરત આવી પહોંચેલા એક યુવકે જાણી લીધું. તે જેવો ચુપકીથી તેની પાછળ જઇ પકડવા જાય છે, તેવીજ તે ઓચિંતી ચમકી અને નદીમાં કૂદી પડી. તેની પાછળ તે યુવકે પણ ઝંપલાવ્યું. કન્યા પહેલી ડુબકી ખાઈ ઉપર આવી કે તરતજ તે યુવકે પકડી, પણ તે કન્યાના જીવપર આવેલા સંતાપે તેના હાથમાં એટલી શક્તિ વધારી કે તેથી પેલા યુવકના હાથમાંથી છટકી પાછી જળમાં ડૂબી. તે યુવક સારૂં તરી જાણતો હતો, તેમ તેને બચાવવા જતાં પોતાનો ભોગ આપવો પડે તો તે આપવામાં પણ નિડર હતો. બીજીવાર તે પાણીપર આવી તે વેળા તે કન્યાની અર્ધી શક્તિ હીન થઈ ગઇ હતી, અર્ધું ભાન જતું રહ્યું હતું, અને માથાપરનો કેશ-કલાપ છૂટી ગયો હતો. જાણે જળદેવે તેને બચાવવા ખાતરજ તેની આવી સ્થિતિ કરી મૂકી હોય એમ જણાતું હતું; કારણ કે એ સઘળાં વાનાં કન્યાને બચાવવાના પ્રયોગમાં તે યુવકને સહાયક થઇ પડયાં. તે યુવકે કન્યાના કેશની લટ પકડી લીધી, અને કિનારા તરફ તરતાં તરતાં ઉંડુ પાણી વટાવ્યું. જમીન પર પગ પહોંચતાંજ કન્યાને ઉભી કરી કિનારે લઇ ગયો, અને ઢળતી ઢાળે નીચે માથું અને ઉપર પગ રાખી સુવાડી. એથી પીવાએલું પાણી મુખ વાટે નીકળવા માંડ્યું પહેરેલી ચોળી ચીરીને કાઢી નાંખી. કન્યાની બેભાન સ્થિતિ જોઇ યુવકનું હૈયું ભરાઈ આવ્યું. આટલીવાર જે હૈયાએ હિંમત રાખી હતી, તે કુતર્કપ્રવેશથી પીગળી ગયું; છતાં ટપકતાં આંસુએ અને ધ્રુજતા હાથે પોતાના ધોતીઆનો એક છેડો કાઢી તેનું શરીર લોહી નાંખ્યું. તેના શરીરમાં ઉષ્ણતા આણવા પોતાનો ડગલો તેને ઓઢા-ડ્યો, અને પોતાના બંને હાથ તેના શરીરપર ઘસવા લાગ્યો. આ સર્વ ક્રિયા કરતાં તે હરપળે તેના ઇષ્ટ દેવને સંભારતો હતો, અને તેની કરુણા માગતો હતો. તેની અંતરની માગણીનો અવાજ દેવે સાંભળ્યો. તે કન્યામાં ગરમાવો આવતો ગયો, નાડીનો વેગ વધતો ચાલ્યો, અને થોડીવાર થઇ એટલે પાસું મરડયું. યુવકના જીવમાં

જીવ આવ્યો. તેના હૃદયનો ભાર અશ્રુદ્વારા ખાલી થવા લાગ્યો. નિર્જન સ્થાનમાં આ તેના નિઃસીમ પ્રેમની સાક્ષી કોણ પૂરે તેમ હતું! ત્યાંનાં વૃક્ષોએ પ્રત્યક્ષ જોયું હતું પણ તે મૂગાં હતાં. નદીએ પોતે જાણ્યું હતું પણ તે અસ્થિર હતી. પાણીમાં બંનેએ કુદકા મારવાથી જે ભયંકર અવાજ થયો હતો, તેથી માળામાંનાં ઉંઘતાં પક્ષીઓ ચમકી માત્ર માળામાંજ નજર કરી આંખ મીચી જવાથી જાણ થવાપામ્યાં ન હતાં. ચંદ્ર અને પૃથ્વી બંને રસકેલીના આનંદમાં મગ્ન હતાં એટલે આ ઉભય દુઃખી જીવો તરફ શાનાજ જુએ! માત્ર પેલા યુવકના શુદ્ધ પ્રેમનાં યશોગાન તેજ પળે આકાશમાં લખાયાં અને ગવાયાં.

પેલી કન્યામાં જાગૃતિ આવતી ગઈ. આંખ ઉઘાડી જોયું તો પોતાના ભાઈને સેવા કરતો દીઠો.

"કોણ ભાઇ મધુસૂદન?" કન્યા નિશ્વાસ નાંખતી બોલી.

"હા બેન હું તેજ!"

"મને મરવા દેવી હતીને!" આ વાક્ય બોલતાં કન્યાની આંખમાંથી આંસુ ટપકી પડયાં.

"બેન હદ વળી. આ તારા દુખીઆરા ભાઇ સામે જો, અને ઘેર ચાલ." યુવકે આંખમાં આંસુ લાવી વિનંતી કરી.

"ભાઇ, ભાઇ, મને પાછા સળગતી આગમાં નહિ નાખો."

"નહિ બેન, તારી આ ખોટી હઠ ચાલવાની નથી, ચાલ ઉભી થા." એમ કહી યુવકે તેને હાથ પકડી ઉભી કરી.

કન્યા પરાણે ઉભી થઈ ચાલવા લાગી.



## પ્રકરણ ૨ જું.

# સાવકીનો સીતમ.



મધરાતનો સમય થયો હતો. ચંદ્રમા માથે આવી ચૂક્યો હતો. ગામ આખું ઉંઘતું હતું. પુષ્પોદ તળાવને કાંઠે જે મહોલ્લો હતો. તેના કાંઠા પરની હવેલીમાં પહેલે માળે અંધુક દીવો બળી રહ્યો હતો. તળાવ તરફની બારી ખુલ્લી હતી. તેમાંથી તળાવના શ્યામ જણાતા જળમાં લાંબો પણ આછો પ્રકાશ પડતો હતો. ચંદ્ર પોતાના અંગત તારાગણ સહિત પુષ્પોદ તળાવમાં સ્નાન કરતો હતો, અને તેને કુમુદિનીનો વૃંદ પ્રફુલ્લ હૃદયે વધાવતો હતો. હવેલીમાં થતી ધીમી વાતચીતનો પડઘો બારીમાંથી બહાર પડતો હતો. તેથી એક પુખ્ત ઉંમરની બાઇ અને એક બાળા વાતચીત કરતાં હોય એમ બારીકીથી સાંભળનારને જણાઇ આવે એવું હતુ; પણ જેમ શર્કરાના દાણા પાણીમાં ઓગળી ગયા પછી પુનઃ ગણી શકાતા નથી તેમ તેમની વાતચીતના શબ્દો હવામાં પ્રસરી જવાથી સ્પષ્ટ કર્ણગોચર થતા નહતા. થોડી થોડીવારે બાલિકા બારીએ આવી તળાવપાળે વાંકી વળી નિર્મળ ચાંદરણામાં જેટલી નજર પહોંચાડાય તેટલી પહોંચાડતી અને નિરાશ થઈ બેસી જતી. આ વખતે તેની મહેનતને જશ મળશે એમ લાગ્યું. તેણે તળાવની પાળે ઘણે છેટે બે વ્યક્તિને મંદગતિએ આવતી જોઈ હર્ષાતિરેકે બૂમ પાડી બોલી ઉઠી “બા, બા, જુઓ. અને તો પેલાં બે આવે છે તે તેજ જણાય છે!” પુનઃ જોવા લાગી. મોંહૂ પર આનંદનાં ચિન્હ પથરાવા લાગ્યાં. “પ્રભુ મારી વાણીને જશ આપશેજ.” એમ બોલી વધારે આતુર નજરે જોવા લાગી. જેમ જેમ પેલી બે વ્યક્તિ પાસે આવતી ગઇ તેમ તેમ તેની આશા વૃદ્ધિ પામતી ગઇ, અને તેની મુખાકૃતિ સામેના તળાવમાંની પોયણી પેઠે આનંદમાં પ્રફુલ્લ થતી ચાલી. સ્પષ્ટ ઓળખાણ થતાં “હા.

એજ એ." એમ બોલી હરખાતી હરખાતી એકદમ દાદર પરથી ધબ-ડધબડ ઉતરી પડી, અને બારણું ઉઘાડી સામે દોડી ગઈ. જે આનંદ તેને દોડી જતાં થયો હતો તે આનંદ તેમને મળ્યા પછી રહ્યો નહિ. આનંદને બદલે આક્રંદ કરવાનો સમય આવ્યો ! બાલિકા આંખમાં આંસુ લાવી બોલી " બેન તારા, તારી આ કેવી દશા ! તું ક્યાં ચાલી ગઇ હતી ? ત્યાં તને શું થયું ? "

તારાએ કપાળ પર હાથ મૂકી ઉંડો નિઃશ્વાસ મૂક્યો. ઓઢણીનો છેડો બંને હાથે ઝાલી. આંખમાંથી નીકળવાની તૈયારી કરતાં આંસુના ઉભરાને ખાળવા બંને આંખો દાબી, પણ વ્યર્થ ! ચઢી આવેલું પૂર હાથ દીધે કંઇ અટકે છે ? શોકભારે બેસી ગઇ, અને બે હાથે માથું ઝાલી નીચી દૃષ્ટિએ પૃથ્વી દેવીને અશ્રુમાલા વધાવી પોતાને પૃથ્વીમાં સમાવી દેવા પ્રાર્થના કરવા લાગી. પૃથ્વી કંપી ઊઠી, અને કુદરત ચમકી ઊઠી. એ સર્વનો શાપ આ નિર્દોષ બાલિકાને વિના કારણ સંતાપનાર પર પડયો. ધરતીકંપ થવાથી યુવક અને બાલિકા ભયભીત થઇ તારાને વળગી પડયાં, અને તેઓ પણ તારાના દુઃખની સાક્ષી પૂરવા અશ્રુ વરસાવવા લાગ્યાં. ખરેખર તે વેળા પૃથ્વીનું હૈયું પીગળી ગયું હતું, અને તારાને પોતાનામાં સમાવવા તત્પર થઇ રહ્યું હતું. પણ ધૈર્યવાન ધરતીએ તારાના દુઃખનો ઇન્સાફ પ્રભુને સોંપી હૈયું કઠણ કર્યું. તારાનું દુઃખ ચંદ્રથી નહિ જોઇ શકાયું. એવાં દુઃખી જીવ પૃથ્વીપર કેટલાં છે તે જોવા ઉતાવળે પગલે ચાલવા માંડયું, અને આગળ દૃષ્ટિ ફેંકવા માંડી. રાત્રિદેવી પણ પોતાનું ચીર સંકેલતી ચંદ્રને પગલે પગલે ચાલવા લાગી. ત્રણે બાળકો ઊઠીને ઘેર આવ્યાં. રાત ઘણી વીતી ગઈ હતી તેથી આંખની ઘેન મટાડવા અને દુઃખનું આવરણ હલકું કરવા ત્રણે કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર પોતપોતાની જગાએ જઇ સૂતાં, અને ઊંઘી ગયાં. માત્ર તે ઘરમાંની અસૂયાવતી નામે પુખ્ત ઉમરની સ્ત્રીને નિદ્રાદેવી પોતાનું સુખ આપતી નહતી. તે ઊઠી અને પુષ્પોદ્યાન પર પડતી ઉઘાડી બારી આગળ પોતાના ડાબા પગથી અર્ધ પલાંઠી વાળી જમણો ઘુંટણ ઉંચો રાખી બેઠી, તળાવ તરફ આથમતા ચંદ્ર

તરફ અનિચ્છાએ જોઇ તરત દૃષ્ટિ સંકેલી લેતી. જમણો હાથ જમણા પગના ઘુંટણ બહારથી નાખી નીચી નજરે જમણા પગના અંગુઠાનો નખ કાઢતી હતી, અને અધરોષ્ઠ ઉભય દંતપંક્તિ વચ્ચે લાવી ચાવતી હતી. તળાવમાં ઉભેલી કમલિની પેઠે તેના વિચાર ડોલાં ખાતા હતા. ઘડીમાં ઇર્ષા, તો ઘડીમાં દ્વેષ, ઘડીમાં મત્સર તો ઘડીમાં ક્રોધ, તેના મુખ મંડળપર પૂરાતાં હતાં. ક્વચિત ભ્રુવલ્લી નીચી નમતી તો ક્વચિત કપાળમાં આંટી પડતી; ક્વચિત નેત્રોમાં રતાશની છાંયા ઊઠતી તો ક્વચિત મોઢું મરડાતું. આમ તેનો માનસિક વિધિ-નિષેધ લગભગ કલાકેક ચાલ્યો હશે, એટલામાં ઉંડાણમાંથી કુકડાએ પોતાની અસ્પષ્ટ પણ મધુર વાણીથી કૂકરેકૂક કહી ઉંઘતી દુનીઆને ઊઠરેઊઠની આજ્ઞાથી જગાડવા માંડી. તે વેળા તેજ દિશા તરફથી મોટા હાથી જેવા બળદ જોડેલો એક રથ આવતો હતો. બળદો ડોલતી શીંગડીએ ચાલતા હતા. તેમના ગળામાંની ઘુઘરમાળ અને રથની સાથેના ઘંટના રણકા શાંતિમય પાછલી રાતના પવનમાં ભળી ઘણે દૂર સુધી સંભળાતા હતા. ગામ નજીક આવતું હતું તેથી બળદના પગ ઉતાવળે ઉપડતા હતા, અને ઘુઘરમાળ વધુ ધમકતી હતી. તે જાણે પોતાના શેઠનાં ઘરવાળાંને શેઠ આવ્યાના સમાચાર પહોંચાડવાને પ્રયત્ન કરતી હોય એમ લાગતું હતું. રથમાં બેઠેલો રંગરાય જાગીર-દાર ઘર પાસે આવ્યું જાણી ટટાર થયો અને પોતાનાં ખેસપાઘડી સમારવા લાગ્યો રથ ગામના પાદરે આવ્યો અને તેના ઘુઘરાનો રણકો અસૂયાવતીના કાનપર પડ્યો. તેની વિચારમાળા તૂટી. તે ઊઠીને ઉભી થઇ અને બારીમાંથી નજર ફેંકી. દૂરથી આવતો રથ જોયો. તેના શિખરપર ચંદ્ર ચમકતો જણાયો; અને જાણ્યું કે જાગીરદાર પધાર્યા. તે ઉતાવળે હેઠે ઉતરી બારણા ઉઘાડી આવી. પતિને માટે પથારી પાથરી એટલે તો રથ તળાવની પાળે આવી પહોંચ્યો. અસૂયા-વતી બારીએ ઉભી. રંગરાય રથમાંથી વાંકો વળી પોતાની હવેલીની બારી તરફ જોતો હતો એટલામાં રથ હાંકનાર રવીઆ નામના નોકરે કહ્યું કે “ હેઠાણી બારીમાં ઊભાં છે. ” રંગરાયે પણ તેને જોઈ, અને મનમાં પોતાને ધન્યવાદ આપવા લાગ્યો કે પતિને પરગામથી

ક્ષેમકુશળ આવતા જોવાને આટલી તત્પર રહેનારી પતિપરાયણ સ્ત્રી તે આનું નામ. રથ બારણામાં આવ્યો, ત્યારે બારણું ઉઘાડાં દીઠાં તે જોઈ પોતાની પત્ની માટે વિશેષ મગરૂબ થયો. રવીઆએ રથ છોડયો અને બાંધવાની ગડબડમાં પડયો. એ વેળા પૃથ્વીનો વિયોગ-કાળ સમીપ આવેલો જાણી ચંદ્રનું મુખ નિસ્તેજ થતું ચાલ્યું હતું અને પૃથ્વીને ઓઢાડેલું રૂપેરી ચીર ઉપાડવા માંડયું હતું. રંગરાય હસતે મુખે માળે ચઢયો. ત્યાં તળાવપરની બારી પર જુએ છે, તો અસૂયાવતી જણાઇ નહિ. કંઇક કામસર ઘરમાં ગઈ હશે એમ જાણી પાઘડી, પાસેના ટેબલ પર મૂકી અને બદનસમેત ડગલો ખીંટીએ ભેરવ્યો, અને ખેસ તે પર મૂકી બારી આગળ બેઠો. દસેક મિનિટ વાર જોઇ પણ આવી નહિ. તેથી જાગીરદાર ઊઠીને બીજા ખંડમાં ગયો. ત્યાં અસૂયાવતીને સૂતેલી જોઇ, રંગરાય તેની પાસે બેઠો. અસૂયાવતીએ પાસું ભરડી મોઢું ઢાંકી દીધું. રંગરાયે તેનો ખભો પકડીને હલાવી, પણ એક કે બે બોલી નહિ. મોઢું ઉઘાડવાને પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ થયો. જાગીરદાર અધીરો થતો ચાલ્યો. મૌનચેષ્ટાથી બોલાવવા કરેલી અજમાયશ પાણીમાં ગઇ. હવે વાણીનો પ્રયોગ આદર્યો. “અસુ! આ થાકયા પાકયાને બે ઘડી વાર્તાવિનોદથી રાજી કરી પરિશ્રમ ઉતારવો જોઇએ કે ઉલટો મનાવવાની મુસ્કેલીમાં નાખી થકવવો જોઇએ?” રંગરાયે પોતાની ખાનગી પ્રેમવાર્તા સમયના અસુના સંબોધનથી બોલાવી તોએ ચળવળી નહિ. નહિ તો જ્યારે જ્યારે રંગરાય તેને અસુ કહેતો, ત્યારે ત્યારે ખદખદ હસ્યા સિવાય રહેતી નહિ. “અસુ! આજે કોઈ ગુંગી તો વળગી નથી? હેં હેં!” રંગરાય પુનઃ ખભું હલાવી બોલ્યો. પણ ઉત્તર ન મળ્યો. અંતે ધીરજ ખૂટી, અને મોઢા પરનો છેડો જોર જુલમે ઉઘાડયો. જુએ છે તો તેની અસુ રડી રહી હતી. રંગરાય વિનોદ કરવાનું મૂકી વિસ્મય પામ્યો! તેનું એ હૈયું ભરાઇ આવ્યું. “પણ છે શું તે કહેશેને?” એમ કહી આંખમાં આંસુ આણ્યાં. અસૂયાવતી ધ્રુસકે ચઢી. જાગીરદાર સાહેબ અસુના આંસુ લ્હોતો લ્હોતો પોતાનાંએ

આંસુ લ્હોવા લાગ્યો ! અસુએ જાણ્યું કે હવે પતિરાજની લાગણી મારા તરફ સંપૂર્ણ આકર્ષાઈ છે ત્યારે તેણે પોતાનાં વાક્બાણ રંગરાયના હૃદયમાં સોંસરા ઉતારવા માંડયાં. "મને તમારા ઘરમાંથી રજા આપો. તમારા પૈસાનું સુખ મને નથી જોઈતું" પોતાનું જીહ્વાસ્ત્ર ચલાવ્યું. "તમારી લાડકી તારાએ મારા પર વિજળી વરસાવવાની બાકી મૂકી. વિજળી વરસાવતે તે તો સારૂં, કે હું એકવારની બળીને મરી જાત, અને તેથી દેખવાનુંએ ન રહેત અને દાઝવાનુંએ ન રહેત, પણ આનો હું રોજ બળ્યા કરૂં છું. છે તો ફગતો જીવ, પણ જીભ સવાગજ લાંબી છે."

"પણ થયું શું ?" રંગરાય અધીરો થઇ બોલ્યો.

"તમે એને ભણાવીગણાવી તે મારી સામું બોલવા માટે ?"

"અરે ! પણ શું થયું તે તો કહે ? હું એ દિવસ બહાર ગામ ગયો તેટલામાં શું થઈ ગયું ? બોલ બોલ હવે તારૂં મૌન્ય મને મુંઝાવે છે. અસુ કહી દે, હૈયાની વાત હોઠે લાવ." ગળામાં હાથ નાખી તેના મોં પાસે પોતાનું મોં લઇ જઇ તેની આંખ સામે પોતાની આંખ મેળવી વીનવણી કરતો બોલ્યો. પણ પ્રશ્ન અફળ થયા. અસુના હઠીલા અને મીંઢા સ્વભાવની તેને ખબર હતી તેથી તેણે તેના મનની વાત કઢાવવાને પાસેના ડોલાબમાંથી વિસ્કીની બાટલી કાઢી. અસૂયાવતીને મધુપાનનું વ્યસન પોતાના પિતાના ઘેરથી વળગ્યું હતું. તેણે પોતાના પતિ રંગરાયને એનો સ્વાદ ચખાડયો હતો. ધીમે ધીમે એટલે સુધી વાત આવી હતી કે, રંગરાયને રાત્રે સૂતાં પહેલાં તેનું પાન ન કરે તો ઉંઘજ ન આવે ! એટલા માટે તેણે મદિરા દેવીની પોતાના ઘરમાં કાયમની સ્થાપના કરી રાખી હતી. ચાંદીનો ગ્લાસ કાઢયો, અને તે ઠેઠ મથાળા સુધી ભર્યો. લે, લે, અસુ, બેઠી થા, અને પી જા, આનો પ્રત્યેક ઘુંટડો, તારા મનનો ઉદ્વેગ સમાવશે, ઘણીજ આજીજી કરી પ્યાલો આગળ ધર્યો; અસુ બેઠી થઇ તેણે મૂકચેષ્ટા કરી રંગરાયને પીવાનું જણાવ્યું. રંગરાયે વિચાર્યું કે જો હું એનો શુકન નહિ માનીશ તો બાજી બગડશે. એ છીંકતાં દડે

એવી છે. માટે લાવ પહેલો હું પીઉં; એમ કહી પોતેજ ગટગટાવી ગયો. અસુએ પતિના હાથમાંથી બાટલી અને ગ્લાસ લઈ લીધાં, પોતે પોતાને માટે અર્ધો ગ્લાસ ભરી રંગરાયની નજર ચૂકવી પી ગઈ. પછી પોતે બે ગ્લાસ ભરી ભરીને પોતાના પતિને પાયા. આમ અરસ્પરસ મૂકવ્યવહાર પાએક કલાક ચાલ્યો. તેમાં અસુએ નહિ જેટલોજ પીધો હતો અને રંગરાયને તેના દારૂ પીવાના બંધારણ કરતાં ઘણોજ વધારે પ્રમાણમાં પાયો હતો. આથી રંગરાયે અસુના મનની વાત કઢાવવા રચેલી બાજી ઉંધી વળી; અને અસૂયાવતી પોતાની પૂરેપૂરી દાઝ વાળવા ફતેહમંદ નીવડી. ડોલતે માથે, ઘુમરાઇ રહેલી આંખે, અને અટકતા ઉચ્ચારે રંગરાય બોલ્યો "પ્યારી! બ-બ-બોલ-બોલ, ત-ત-તને શું થયું હતું? તને શાનું દુઃખ સાલે છે? તને કયો કાંટો ખૂંચે છે?" "કાંટો ખૂંચ્યા વિના કંઇ દુઃખ થતું હશે? દુઃખ શાલ્યા વિના આખી રાત રડવું પડયું હશે?" હૃદયની કંઇક દિવસની ધુંધવાઇ રહેલી દાઝને ખાલી કરવાની આ ઉત્તમ તક જાણી ટપકતાં આંસુએ અને રડતે સ્વરે અસુએ કપટની જાળ પાથરવા માંડી.

"આખી રાત રડી? અરેરે! પણ એ તને દુઃખી કરનાર છે કોણ? કહે, કહે, ઝટ કહે. મને અધીરો નહિ બનાવ, મને તેનું નામ બતાવ કે મારા ઉષ્ણ થએલા ક્રોધનો તેને ઝટ પરચો બતાવું. તું જેવી સજા ફરમાવવા માગતી હોય તેવી સજાએ પહોંચાડું" આટલું બોલતાં બોલતાં રંગરાયની આંખ ભેગું આખું મોઢું સંતપ્ત લોખંડ માફક લાલ લાલ થઇ ગયું.

દાવપર સોગટી મારવાની આ અમૂલ્ય તક જાણી અસૂયાવતી રડતે અવાજે બોલી "શું કહું! કહેતાં જીભ ઉપડતી નથી. અત્યાર સુધી પેટ સાગર જેવું રાખી દુઃખના ઘુંટડા પી સમાવી દેતી હતી, પણ હવે તો હદથી બેહદ થઇ. તેથી ન છૂટકે કહું છું કે તમારી લાડકી તારાએ મારા પર કેર વરતાવી જીવતી બાળી મૂકી છે. હું એકવારની બળીને મરી જાત તેથી દેખવાનું ને દાઝવાનું કંઈ ન રહેત, પણ આતો કોઇને જાણ

પડતી નથી ને હું રોજ બળ્યા છતાં મરતી નથી. છે તો ઉગતો જીવ પણ સાત ઘરડી સાસુનું સાટું વાળે છે.”

“પણ થયું શું?” રંગરાય સક્રોધ અધીરો થઈ બોલ્યો.

“તમારી તારાને હું ઘરમાં રહું તે પસંદ નથી. રોજ ઊઠીને કંઇને કંઇ કનડગત કર્યા કરે છે. તેમાં આજે તે સમીસાંજ પહેલાંની ક્યાંક ભટકવા નીકળી પડી તે રાતે બાર પર બે વાગે આવીને ઉભી રહી! તે પણ તમારો મધુસૂદન કંઇથી ખોળી લાવ્યો ત્યારે. તમારા જેવા જાગીરદારના કીર્તિવંત નામપર પાણી ફેરવવા બેઠી છે, તમારૂં નાક કપાવવા બેઠી છે, તમારા કુલને કલંક લગાડવા બેઠી છે!” મીઠું મરચું ભભરાવી અસૂયાએ દારૂની ઘેનમાં ઘેરાએલા પતિને પૂરેપૂરો ભંભેર્યો.

રંગરાયને અસૂયાવતીની કથનીમાંથી સત્ય શોધન કરવાનું ભાન રહ્યું નહતું. તેમ તારાની વાત સાંભળી યોગ્ય ન્યાય આપવા જેટલી વિવેક બુદ્ધિ રહી નહતી. તે વકરાએલા વાઘની પેઠે છલંગ મારી તારા સૂતી હતી તે ઓરડામાં ગયો. નિર્દોષ તારાને પરિશ્રમ પડવાથી ઘસઘસાટ ઉંઘતી જોઇ. મધુસૂદન, અને રમાપણ ભર ઉંઘમાં પડેલાં જોયાં. ઘડીભર અટકયો તેના અંતર્યામીએ તેને અટકાવ્યો. પણ અસૂયાવતીની કાનભંભેરણીએ તેનો ક્રોધ પુનઃ જાગૃત કર્યો. મદિરા દેવીએ તેની પીઠ ઠોકી પૂરતી કરી. પાસે ક્રોધ વરસતી આંખે ખીંટી પર ભેરવેલી ચાબુક બતાવી, લથડતા પગે તેને મદદ કરી, સળવળતા હાથે ચાબુક ઉપાડી, અને જેવી ઉગામી તેવી તારાને મારવાની શરૂઆત કરી. અશક્ત થઇ પડેલી તારા કુંજતી કુંજતી કરગરવા લાગી, છોકરાં જાગી ઊઠયાં. મધુસૂદન ચમકી ઊઠી પિતાને વળગી પડયો. ચાબુક છીનવી લીધી અને રૂદ્ધ કંઠે બોલ્યો “પિતાજી આ શું?” મારી ગરીબડી બેન પર આટલો કેર? વિના વાંકે આટલો જુલમ? અરેરે અમારી મા જીવતી હોત તો આટલે દરજ્જે વાત આવત? સાવકી તે સાવકીજ! પણ આવી સાવકી માતો દુનીઆમાં મેં કયાંએ દીઠી નથી કે સાંભળી નથી. અરેરે! આટલો આટલો મારી બેન પર જુલમ થાય છે પણ મુકાવવા સરખીએ આવે છે? કેટલી દુષ્ટ! કેટલી ઘાતકી!

આટલું કહેતાંજ અસૂયા પાછલા ઓરડામાંથી કરડી નજર કરતી આવી અને ઇસારામાં રંગરાયને જણાવ્યું કે જુઓ તમારો છોકરો પણ કેવું કેવું બોલે છે! રંગરાય વધારે ઉસ્કેરાયો અને ગર્જના કરી દાંત કકડાવી બોલ્યો "ચૂપરે નાદાન, નાના મોઢે મોટી વાત કરે છે? આ સાવકી માની અદેખાઈ કરે છે?" મારી સામે જીભ ઉપાડી મારૂં અપમાન કરે છે? આવી (તારાને બતાવી) નઠારી છોકરીનો પક્ષ પકડે છે?"

"એનો પક્ષ પકડનાર સગી મા મરી ગઈ તો તેને બદલે હું એનો પક્ષકાર કેમ નહિ થાઉં? 'માત મરીને તાત વેચાયા' તો હું એની વ્હારે કેમ નહિ ધાઉં? રંજાડો, રંજાડો, અમને વગર વાંકે જેટલાં રંજાડવાં હોય તેટલાં રંજાડો પ્રભુને ઘેર ન્યાય છે." અતિશય ઉદ્વેગ પામી મધુસૂદન બોલ્યો.

"એમ? પ્રભુને ઘેર ન્યાય છે? તો જાઓ કુલાંગારો, મારા ઘરમાંથી નીકળી જાઓ. તમે આ ગામમાં રહ્યા તો તમને તમારા પ્રભુના સમ છે."

અસૂયાવતી બાજી જીતાંએલી જાણી મનમાં આનંદ પામતી હતી, અને મોઢાપર શોક દર્શાવી પોતાનું સ્ત્રીચરિત્ર ચલાવતી હતી. બંને દુઃખી ભાઇબ્હેનો તેજ વખતે દાદર ઉતરી ઘર બહાર નીકળી પડયાં. કુકડાઓએ લોકોને જાગૃત કરવા અને આ બે નિર્દોષ અને નિરાધાર બાળકની વહારે ધાવા, ઠામ ઠામ ઊકરેઊકનો અવાજ કરી મૂક્યો હતો. બાપડી તારા ચોધાર આંસુએ રડતી હતી, તેને મધુસૂદન આશ્વાસન આપતો હતો.



## પ્રકરણ ત્રીજું.

# વજ્રાઘાત.

અસૂયાવતી પોતાના શોકના બાળકોનો બહિષ્કાર કરી મનમાં ફુલી સમાતી નહોતી. તેના અત્યાનંદે તેની ઉંઘ ઉડાવી દીધી હતી. મદિરાએ રંગરાયની હૃદયપર ઘેલછાની ચોકી બેસાડી હતી, તેથી વાત્સલ્યપ્રેમ દબાઇ ગયો હતો, તેની જીહ્‌વાપર મદિરાની આસુરી વાણીનો અમલ હતો. તેથી યદ્વાતદ્વા બોલાયું હતું. તેની આંખમાં પ્રત્યક્ષ ભૂતો નાચતા હતા, તેથી પોતાનાં બાળકોની ઓળખાણ ભૂલી ગયો હતો. રંગરાય લથડતે પગે પોતાના સુવાના ઓરડામાં જઇ મચ્છરદાની ઉંચી કરી છત્રી પલંગપર સૂતો; અને સૂતો તેવોજ નિદ્રાધીન થઇ ગયો. રમાને ઊંઘ આવી નહિ. તેનું કોમળ અને પવિત્ર અંતઃકરણ, તારા પર વર્તાવેલા કેરથી કંપી ઊઠ્યું હતું. તે પોતાનાં સાવકાં ભાઇ બેન સાથે નાનપણથી રમેલી, જમેલી, હરેલી ફરેલી તેથી તેમનાં જીવમાં જીવ મળી ગયો હતો. તે તો તેમને સગાં ભાઇ-બેનજ સમજતી હતી; તેથી ઉદાસ થઇ આ બધું મૂગે મોઢે જોયાં કરતી હતી- આ વેળા રમા દસ વરસની હતી. અસૂયાવતીનો તે જીવ કે પ્રાણ હતી, પણ તેનાં સાવકાં છોકરાં—મધુસૂદન અને તારા-ઝેર સમાન હતાં. તેણે પોતાના પતિની, મદિરાથી નિર્બળ થએલી વૃત્તિનો સંપૂર્ણ લાભ લીધો હતો, તેનેજ પરિણામે તારા પુષ્પ ગંધામાં પડી હતી અને મધુસૂદન તથા તારા બંને સગા પિતાથી અળગા થવા પામ્યાં હતાં. છોકરાંઓનો સંબંધ જોડવાની ખટપટ અસૂયાવતીજ કરતી. રંગરાય તો માત્ર તેની હામાં હા મેળવતા તેનું પરિણામ એ થયું કે અસૂયાવતીએ પુષ્પાવતીથી પાંચ માઇલ પર આવેલા કુંજપુરમાં પોતાની પુત્રી રમા માટે શ્રીમંત ઘર અને સુંદર વર શોધ્યો હતો, ત્યારે તેજ ગામના વિલાસચંદ્રના સર્વગુણસંપન્ન પુત્ર મદનરાય સાથે

તારાને પરણાવી હતી. વિલાસચંદ્રની પત્ની તારલિકા સ્વભાવે કડક અને ખારીલી હતી. તે ગામનું સ્ત્રી મંડળ તારલિકા બાઇના ત્રાસથી કંટાળી ગયું હતું તેથી ગામની સ્ત્રીઓએ તેને ત્રાટિકાનું ઉપનામ આપ્યું હતું. આ વાત અસૂયાવતી જાણતી હતી. તેથી તેણે તારાનું જીવન દુઃખી બનાવવાનો ઘાટ ઘડયો હતો. કુંજપુરમાં કંગાળ સ્થિતિએ પહોંચેલા પ્રવીણસાગરની પુત્રી મનોરમા સાથે મધુસૂદનનો સંબંધ જોડયો હતો. તેમાં અસૂયાવતીનો ઘણા નીચ હેતુમાંનો એક ખાસ હેતુ એ હતો કે ગરીબને ત્યાં પરણાવવાથી મધુસૂદનને તેના શ્વસુરપક્ષ તરફથી કોઇ પણ પ્રકારનો આશ્રય ન મળે. વળી એ પોતાના જમાઈ પ્રમુખચંદ્રને દરેક સુપર્વને દિવસે બોલાવતી, ઉત્તમ પ્રકારનું ભોજન કરાવતી, અને પાંચદસ રૂપીઆની વિદાયગીરી આપતી, પણ મદનરાવ કે મનોરમાને લગ્ન થયા પછી એક પણ દિવસ પોતાને ત્યાં બોલાવતી નહિ કે તારાને અને મધુસૂદનને પોતાને સાસરે નિમંત્રણ આવ્યા છતાં મોકલતી નહિ. આનું પરિણામ એ થયું કે વિલાસચંદ્ર અને પ્રવિણસાગર, રંગરાયના વેવાઇ મટી વેરભાઈ બન્યા હતા.

મધ્યાહ્ન સમય થયો. રંગરાયનું ઘેન ઉતર્યું અને ઉંઘ ઉડી, પથારીમાં બેઠો થઇ રમાને બોલાવી, અને દાતણપાણી માગ્યાં. મદિરા ઉતરતાં શરીર અશકત થઇ જવાથી તેની નીચે ઉતરવાની શક્તિ રહી નહિ. છત્રીપલંગ પર બેસીનેજ મોં ધોવા લાગ્યો. અસૂયાવતીએ પતિ ઊઠયાની વાત જાણી. તેને લાગ્યું કે મધુસૂદન અને તારા જો એમને સાંભરશે તો તેમને શોધવાની ખટખટ કરી મૂકશે. માટે તેને પુનઃ ઘેનમાં પાડવા મદિરાનો પ્યાલો ભરી તેની પાસે આવી અને બે ચાર મીઠી મીઠી વાતો કરી તેને પ્યાલો આપ્યો. મોં ધોઇ બગાસાં મારતો રંગરાય તરતજ તે ગટગટાવી ગયો, જાણે તેને નવજીવન આવ્યું હોય તેમ એક દમ છત્રીપલંગપરથી ઉતરી સ્નાન કરવા ગયો. ભોજન સામગ્રી તૈયાર થઇ હતી. તેથી તરતજ તે પત્નીપુત્રી સાથે જમવા બેઠો. અર્ધું જમણ થયું નહિ થયું એટલે એક માણસ

ઉતાવળો ઉતાવળો ચિઠ્ઠી લઈ બારણામાં આવી ઉભો. તેણે રંગરાયને જમતો ઊઠાડી ચિઠ્ઠી આપી. તેમાં રમાનો પતિ પ્રભુચંદ્ર અગ્નિમાંઘની બિમારીમાં સ્વર્ગસ્થ થયાના સમાચાર લખ્યા હતા તે જાણ્યા. ભોજન ઝેર થયું, અને અપૂર્ણ રહ્યું. વજ્રાઘાત થયો. રડારોળ થઈ રહી. સાવકાં બાળકો નિરાધાર કરવાનું પ્રત્યક્ષફળ મળ્યું, એવી લોકવાયકા પ્રસરવા માંડી.



## પ્રકરણ ચોથું.

# વિયોગ.

કોકિલાનું આલાપયુક્ત મધુર ગાયન, ફલભારથી નમ્ર થએલી તરુરાજિ, વિકસિત કુસુમોથી સ્મિત હાસ્યકરી રહેલી કોમલ લતાનો સમુદાય, સ્ફાટિકવત્ જળપૂર્ણ અને પ્રફુલ્લ કુમુદથી યુક્ત એક નાનકડું જલાશય, ભ્રમરોનો મંજુલ ગાનરવ, શીતલ પવનનું સુમનસુગંધમિશ્રિત મંદ વહન ઇત્યાદિ હૃદયાનંદદાયી કૃતિના યોગથી નંદનવનોપમ અરણ્યના અંતર્ભાગમાં સાયંકાળની શરૂઆતમાં નિસર્ગસિદ્ધ શુભ્ર શિલાસન પર દુઃખી મધુસૂદન બેઠો હતો. તેના ખોળામાં માથું મૂકી બિચારી તારા નિદ્રાધીન થઈ હતી. મધુસૂદન તારાનું દયાજનક મુખ નિહાળતો હતો. તે તેનો એક હાથ પોતાના વિસ્તીર્ણ ભાલ પ્રદેશ પર ફેરવતો કંઇ પણ ગૂઢ અતિગૂઢ-વિચારમાં મગ્ન થયો હતો.

તે ભગ્નહૃદયી મધુસૂદન એક દીર્ઘ નિઃશ્વાસ નાખી મનમાં બોલવા લાગ્યો, "મારો જન્મ આમજ હીન સ્થિતિમાં જશે? મારૂં આજીવિયસ પર્યંત મેળવેલું જ્ઞાન વ્યર્થ થશે? માનવ જીવનને સંસ્કારી બનાવનાર ઉત્તમ વિદ્યાભ્યાસ અહીંથીજ અટકશે? હું કર્તવ્ય પરાઙ્મુખ થઇ આ સૃષ્ટિદેવીની નિસર્ગસિદ્ધ રમણીયતા નિહાળવામાંજ કાળક્ષેપ કરીશ? એમાંજ મારી ઇતિશ્રી માનીશ?"

આ વનશ્રીની શોભા, આ નિકુંજમાંની કોમલ વનલતાનું અસ્પષ્ટ ગુંજન, આ જળાશયમાં તરંગમાળા પ્રવર્તક દીર્ઘ, મંદ અને સુગંધિત વનશ્વાસ, મધુકરનો સુવર્ણ ઘંટારવ પ્રમાણે થનારો મૃદુકલરવ, એ સર્વેનો અનુભવ લઇ ઐાદુંબરના વૃક્ષ તરફ દૃષ્ટિ જતાં તેના મનમાં વિચાર આવ્યો કે શું આ ઐાદુંબરના ફલાંતર્ભાગમાં રહી ઉદરપૂર્તિ કરનારા ક્ષુદ્ર કીટકવત્ મારૂં અમૂલ્ય જીવન માટી મોલ થશે? અમારા તરફ તમામ વનસ્પતિ સકરુણ દૃષ્ટિએ જોઈ રહી છે છતાં બોલતી કેમ નથી! ઉત્તુંગ વૃક્ષો, સરળ હૃદયની વેલીઓ, ઉજ્જવલ પ્રકાશદાયી રવિકિરણો, કહો મને મારી કર્મ કહાણી કહો. તમને અમારી દયા નથી આવતીને? સહસ્ત્રરશ્મિ ભગવન્! તું અસ્તાચળે જતાં જતાં મારી આટલી વિનતિ સાંભળ. નહિ, તું નહિજ સાંભળે, તિમિરમય નિશાદેવીને સામ્રાજ્ય સમર્પી અગાધ જળમાં નિમજ્જન કરવાના આનંદમાં ઉતરી પડેલો ક્યાંથી સાંભળે! દુર્દૈવ! અમે નિરાધાર ભાઇબહેન અંધકારમાંજ રહીશું કે?

અંશુમાલિ અસ્તંગત થયો. નિશાનિટિલ-રાગ-પ્રભા,ધરણી દેવીને સુશોભિત કરવા લાગી. સૂર્ય વિકાસી કમળો કરમાયાં, વિસ્તીર્ણ નીલાકાશમાં સતેજ તારકવૃંદ સ્ફૂરણ પામવા લાગ્યો, અવિરત તિમિરધારા-વૃષ્ટિ શરૂ થઇ, પરિચિત અરણ્ય તમઃપૂર્ણ થયું. નિશાકીટકોનો કર્ણકઠોર હૃદયભેદી કિર્રવ, હિંસક પશુની વિકરાળ ગર્જના, ઉલૂકોનો ઘૂ-ઘૂ નાદ, તરૂતલસ્થ પર્ણાવલિનો પશુના પદાઘાતે થનારો સરસર ખરખર અવાજ, વાયુની નિઃસ્તબ્ધતા, વૃક્ષોનો કજ્જલમય દેખાતો ભયંકર આકાર, ઇત્યાદિ રજનીના ભીતિદાયક વ્યાપાર, કોનું હૃદય નહિ કંપાવે? પરંતુ મધુસૂદનને લેશ માત્ર ભીતિ લાગતી ન હતી. તે હૃદયશૂન્ય બની શૂન્ય દૃષ્ટિએ ચોમેર જોતો હતો.

એમ આખી રાત ઉજાગરે વિતાડી. અરુણોદય થયો. પૂર્વ દિશામાં રમ્યસુવર્ણની છટા પ્રસરવા લાગી. કુદરતે લાલ ગુલાલની મૂઠ આકાશમાં ઉછાળી, હર્ષનિર્ભર પ્રાચિ દિશા ગાલમાં ને ગાલમાં હસતી હતી, અને મંગલગીત ગાતી હતી.

અરુણુ કવિચિત્રકાર પોતાની પ્રતિભા પૂરતો નભપટને રંગતો હતો, દિવસ અને યામિની પરસ્પર ચુંબન કરતાં હતાં, સ્વર્ગનું દિવ્ય પાત્ર ફૂટી તેના પ્રવાહમાં જાણે આખું સ્વર્ગજ નીચે ઉતરી આવતું હોય એમ જણાતું હતું. તે જોઈ આતે શ્રી રામચંદ્રનું પુષ્પક પ્રગટ થયું કે શ્રી કૃષ્ણુની સોનાની દ્વારકા ઝળહળી રહી એમ વિચાર ઉત્પન્ન થતો હતો. સૂર્ય પ્રાચિ દિશા સાથે પ્રેમકેલી રમતો હતો, રમતાં રમતાં તેનો કર પ્રાચિના ગાલ પર લાગતાંજ તે વિનયવતી અધોવદન થઇ, અને તેના પ્રેમની અદ્દ્ભુત લહરી વસુધા પર આવી! વનદેવી ડોલવા લાગી, હરિઆળી વનવૃક્ષમાલા સૂર્ય સુત્રધારને સુમનથી વધાવવા લાગી. કેટલાંક પંખી વેલીનાવલયમાં બેસી ગાન ગાવા લાગ્યાં, કોઈ આ ઝાડથી પેલે ઝાડે કૂદવા લાગ્યાં. ભ્રમરો ફૂલો પર નાચવા લાગ્યા. ઉષા કોમળ રવિકિરણો પર બેસી ઝુલવા લાગી, મરુત તેને ઝુલાવવા લાગ્યો.

આ પ્રમાણે કુદરત આનંદમગ્ન હતી, માત્ર મધુસૂદન અને તારા આનંદ ભગ્ન હતાં. તેમણે પ્રાતર્વિધિ આટોપી કુંજપુર પ્રયાણુ કીધું. રસ્તે ચાલતાં વનફળ મળતાં તે ખાતાં અને ઉદરપુર્તિ કરી જઠરાગ્નિ શાંત પાડતાં.

કુંજપુરને પાદરે જઇ પહોંચતાં ખબર પડી કે મધુસૂદનના સસરા પ્રવીણુસાગર પોતાના બાળ સ્નેહી કોઇ શ્રીમંત શેઠની સહાયથી વ્યાપારાર્થે પોતાના કુટુંબ સાથે અમદાવાદ જઈ રહ્યા છે. તેથી મધુસૂદને, તારાના સસરા વિલાસચંદ્રને ત્યાં જવા નિશ્ચય કર્યો. બાતમી મેળવતાં મેળવતાં વિલાસચંદ્રને ત્યાં આવી પહોંચ્યા વહુ આવી જાણી ઘરનાં અને આડોશ પાડોશનાં નાનાં મોટાં એક પછી એક આવી તેમને ઘેરી લેવા લાગ્યાં. મધુસૂદને પોતાની સાવકીમા અને તેને વશ થઈ પડેલા પોતાના પિતાની હકીકત કહી સંભળાવી. સૌએ આંગળી કરડી. જેમ જેના મનમાં આવે તેમ અસૂયાવતીપર વાક્પ્રહાર કરવા લાગ્યાં. ભેગી મળેલી સ્ત્રીઓમાં કેટલીક સાવકી માતા પણ હતીજ. તેઓ પોતાના ઘરમાં સાવકાપણું ભૂલી તો નજ ગઇ હોય,

છતાં અહીં ઉપર ઉપરથી સાવકી માતાની વિરૂધમાં પોતાનો મત પ્રદર્શિત કરતી હતી! જેમ એકત્ર મળેલું મેઘ મંડળ ગર્જના કરી વરસતું વરસતું ચાલ્યું જાય છે, તેમ સ્ત્રી મંડળ યદ્વા તદ્વા બોલી અસૂયાવતીપર ગાળોનો વરસાદ વરસાવતી પોત પોતાને ઘેર જતી હતી. સર્વે પોત પોતાને ઘેર ગયાં. મધુસૂદન અને તારા જમવા ગયાં. સૌ ભેગાં મળી જન્યા પછી ઘરની પરસાળમાં મધુસૂદન અને તારાની પાસે વિલાસચંદ્ર અને તેની પત્ની તારલિકા આવી બેઠાં. મધુસૂદને રુદ્ધ કંઠે વિનતિ કરીને કહ્યું "આ મારી દુઃખીઆરી બેન તમને સોંપી જાઉં છું. એ તમારીજ પુત્રી છે એમ સમજી વર્તજો. તમારા સિવાય એને હવે કોઇનો આધાર રહ્યો નથી. હજી નાદાન છે. કાંઇ વાંક પડે તો સમજાવી શિખામણ આપજો. તારલિકા બા, એને ઘરનાં કામકાજ શીખવજો, અને દયા રાખજો. હું હવે અહીંથી મુંબઇ જઇશ. ત્યાં મારો બનતો પ્રયત્ન કરી આગળ વિદ્યાભ્યાસ કરીશ, બેન તારા, આપણાં માબાપ એજ છે. એમના કહ્યામાં રહેજે; અને આખા ઘરનું કામકાજ તું ઉપાડી લેજે, તું હંમેશાં તારા સસરાની, સાસુની અને પતિની તન અને મનથી સેવા કરજે. એમાંજ તારૂં શ્રેય છે. આપણી સ્વર્ગસ્થ માતાની કુખને લાંછન લાગે એવી એક પણ વર્તણુક રાખીશ મા, આ દુઃખીઆરા ભાઇને નીચું જોવાનો પ્રસંગ આવે એવું કાંઇપણ કરીશ મા, અને આ આપણાં વડીલોનું એક પણ વચન ઉથાપીશ મા. પ્રભુ તારૂં કલ્યાણ કરશે. વિલાસચંદ્ર અને તારલિકા ઊઠીને કામે વળગ્યાં.

"ભાઇ, હવે મને ક્યારે મળશો? આંખમાં આંસુ લાવી તારા બોલી.

"પ્રભુ મેળવશે ત્યારે."

"નહિ વીરા, એમ નહિ બોલો, આ તમારી હત ભાગિની બેનથી નહિ કંટાળો. વેરણ વિધાત્રી હાથ પગ ધોઇને મારી પુંઠળ મંડી છે પણ ભાઇ તમારી પ્રીતિ મારાપરથી રખે ખેંચતા. પત્રદ્વારા તમારી કુશળતા જણાવતા રહેશો" એમ કહી ચોધાર આંસુએ તારા રડવા લાગી.

"બેન, ઓછું નલાવ, પ્રભુના હાથ મોટા છે. તે સુખ આપવા બેસશે તો વાર લાગવાની નથી. સુખ પાછળ દુ:ખ અને દુ:ખ પાછળ સુખ વિધિએ સરજી મૂકેલુંજ છે. કહ્યું છે કે:—

જે ધરે છે ધૈર્ય દુ:ખના ભારમાં
તે વરે છે શાંતિ–સુખ સંસારમાં—ટેક

જો દશાની વાદળી વરસીને ચાલી જાય છે
છે દશાવીસી સદા સંસારમાં—જે ધરે છે.

હામ હૈયાની તજીને શોચના ના રાખીએ
વારો સુખનો આવશે દિનચારમાં—જે ધરે છે.

ઈશ જળ ત્યાં સ્થળ બનાવે તૃણનો મેરૂ કરે,
અવનિ અસ્તોદયમયી સંચારમાં—જે ધરે છે.

વળી કહ્યું છે કે–"વિધિએ લખ્યું ફરનાર નથી તો શોક કરે શું થાય,
" કર્મદશા પળવાર હસાવે તેજ ફરી દમી જાય–વિધિએ.
" આખા જગમાં દશાવીસીનું વાદળ છે ફરનાર,
" કડવી મીઠી સૌ ઔષધિઓ પરમેશ્વર પાનાર—વિધિએ.
" કુદરતની ઘટમાળ મહીં દુનીયા આખી ગુંથાય,
"ચડતી પડતી કયાં મટવાની, સૌ શિર આવી જાય—વિધિએ.



## પ્રકરણ પાંચમું.

# "पुरुषस्य भाग्यम्"

મધુસુદન મુંબઇ જવા નીકળ્યો. કપડાં પુસ્તક વગેરે ઉપયોગી વસ્તુ ભરેલી નાની પોટલી સાથે લીધી. આ વેળા પોતાની બેનની શોકજનક મુખમુદ્રા દૃષ્ટિપર ચીતરાતી હતી. તેની પ્રકૃતિ એકાએક બગડી અશક્ત જણાતી હતી. બેનનો પુનઃ મેળાપ થવાના ચિહ્ન તેને જણાતાં ન હતાં, તેથી આ વિયોગ ઘણોજ દુઃસહ થયો, પણ તેણે એ પ્રસંગ મોટા ધૈર્યથી સહન કર્યો. કુંજપુરથી મુંબઇ જવાને સળંગ રસ્તે આગગાડી નહતી. કેટલાક માઇલ પગે ચાલીને, કેટલાક માઇલ ગાડાની મુસાફરી કરીને અને બાકીનો પ્રવાસ આગગાડીમાં બેસીને કરવાનો હતો.

કુંજપુર છોડી તેણે કેટલાક કલાક પ્રવાસ કર્યો એટલે સાંભરી આવ્યું કે મુંબઈ જવા માટે તેની પાસે ભાડું નથી. તે એક જુના પુરાણા ગાડામાં પ્રવાસ કરતો હતો. સંધ્યાકાળ થતાં તે ગાડું એક સાધારણ પ્રતિની વીસી પાસે ઉભું રહ્યું. તે ગાડામાં તેના સિવાયના ઉતારૂઓ શ્રીમંત હતા. ગાડાની મુસાફરી કરનારા પ્રવાસી માટે આ એક નાની સરખી વીસી છે, એવી તેને કલ્પના થઇ. શ્રીમંત અને ગરીબ વચ્ચે કેવો ભેદ હોય છે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

શ્રીમંત ઉતારૂ ખોલીમાં ગયા પછી તેમના ભોજનની તૈયારી થવા માંડી. તે સંકોચાતો સંકોચાતો ત્યાંના વ્યવસ્થાપક પાસે ગયો. જમવા માટે કિંવા સુવા પેટે આપવાને તેની પાસે એક પાઇની પણ સિલિક ન હતી, એ ખરૂં; પરંતુ ગમે તે પ્રયત્ન કરી વ્યવસ્થાપકની કૃપા સંપાદન કરવી, એવી તેણે આશા બાંધી. પણ તેની પાસે પૈસા છે કિંવા નથી તેની કાંઇપણ તજવીજ કર્યા વગર વ્યવસ્થાપકે તેને

અન્ન અને આશ્રય આપવા સારૂ ના પાડી! ગરીબ માણુસોની દુનીઆમાં કેટલી કિંમત અંકાય છે તે જાણુવાનો તેને આ પેહેલોજ પ્રસંગ હતો! તેણે વીસી આગળના રસ્તાપર આમતેમ ફરવા માંડયું અને તે રાત સુખે દુઃખે કાઢી. મુંબઇ જઇ પહોંચવા માટે તે પૂર્ણપણે વ્યગ્ર થયો હતો તેથી વ્યવસ્થાપક વિષે મત બાંધવાનો તેને વખતજ મળ્યો નહિ.

કેટલોક માર્ગ ચાલીને અને મહેરબાનીથી ગાડામાં જગા મેળવીને કેટલેક દિવસે તે નૂતન ગ્રામે આવ્યો. તે અસ્થિપિંજર દોદરૂ કરનારી ગાડાની મુસાફરીથી કંટાળી, ક્ષુધાથી વ્યાકુળ થઇ ગયો હતો. કપડાં મલીન થઇ ગયાં હતાં, અને રાતના આઠનો સુમાર થયો હતો. તે અજાણ્યા ગામે કોઇ દિવસ એકલો ગએલો નહિ તેથી તેની અધિક દુર્દશા થઈ. તેને, ત્યાં ઉતરવાને કોઇની ઓળખ નહતી. ક્યાં જવું તેની તેને સમજ પડે નહિ. તેણે રાતની રાત પડી રહેવાને ઘણે ઠેકાણે વિનતિ કરી પણુ કોઇ તુચ્છકાર કરી બારણુમાંથી કાઢી મૂકે તો કોઇ ઉતારો આપવાને પૈસા માગે. હવે તેણે આગળ શું કરવું તે ન સમજાયાથી રસ્તામાં આમતેમ ફરવા લાગ્યો. ચાલતાં કેટલીક દુકાનો દૃષ્ટિએ પડી. તેમાં ખાવાના અનેક પ્રકારના પદાર્થ મનને મોહ પમાડે એવી રીતે ગોઠવેલા હતા. તે પૈકી કોઇપણુ પદાર્થ તેની ક્ષુધા નિવારણુ કરવા પુરતા થોડાક મળ્યા હોત તો, આગળ જે કાંઇ ખાદ્ય પદાર્થ મળતે તે સર્વ જતા કર્યા હોત; પરંતુ તે વેળા તેને કંઇ મળ્યા નહિ.

આ પ્રમાણે લગભગ મધ્યરાત્રિ સુધી ઘણો વખત તે ભટક્યો, અંતે તે એટલો શ્રમિત થયો કે તેનામાં આગળ ચાલવાની શક્તિ રહી નહિ, તે થાક્યો અને ક્ષુધિત થયો. સર્વ કાંઇ થયો પણુ માત્ર નિરાશ થયો નહિ! આ વેળા એક પગવાટની બાજુમાં વિશાળ લીમડાના વૃક્ષ નીચે કેટલીક મિનિટ ઊભો રહ્યો. આસપાસ નજર કરી, કોઇપણુ મને જોતું નથી એમ ખાતરી કરી. પોતાનાં કપડાંની પોટલીનું ઉત્તિશિર્ષક કરી તે રાત ત્યાંજ સૂતો. બીજે દિવસે સવારે

ચાક ઉતરી જવાથી શરીર સ્વસ્થ જણાવા લાગ્યું, પણ ઘણા દિવસથી પેટ ભરીને અન્ન મળેલું નહિ તેથી તેને ઘણી ભૂખ લાગી હતી. તેજ રસ્તાની બાજુમાં એક સારૂં મકાન બંધાઇ રહ્યું હતું ત્યાં ગયો અને ખાવાને માટે પૈસા પ્રાપ્ત કરવાના હેતુથી મકાનમાલિકને વીનવણી કરી, તે દયાળુએ વિનતિ માન્ય કરી, તેનું શરીર ક્ષુધાથી નિર્બળ થઈ ગયું હતું પણ પોતાની માગણી મંજુર થએલી જાણી તેનામાં નવીન જાગૃતિ આવી. કોઇ દિવસ નહિ કરેલું મજુરીનું કામ કરી સાંજે આઠ આના મેળવ્યા અને તેમાંથી પાંચ આના ભોજનમાં વાપરી બાકીના બચાવ્યા.

તેનું કામ જોઇ મકાનમાલિક એટલો ખૂશ થયો કે બાંધકામ ચાલે ત્યાં સુધી તેને રાખવા મરજી બતાવી. કામ મળવાથી મધુસૂદનને પણ આનંદ થયો. કેટલીક મુદત તે ત્યાંજ રહ્યો. મજુરીના પૈસામાંથી બને તેટલી કરકસર કરી પૈસા ભેગા કરવા લાગ્યો, અને પહેલી રાત્રિએ જે લીમડા નીચે સૂતો હતો ત્યાં રોજ સૂવા લાગ્યો.

મુંબઇ જવા માટે પૂરતી વાટખર્ચી જમા થઇ એટલે તે દયાળુ મકાન માલિકની રજા માગી અને તેના ઉપકાર માટે તેણે ખરા અંતઃકરણથી આભાર માન્યો અને મુંબઇ જવા નીકળ્યો. કેટલીક પગપાળે કેટલીક ગાડામાં અને અંતે અગ્નિરથમાં મુસાફરી કરી મુંબઇના ચર્ચગેટ સ્ટેશને ઉતર્યો. એક બાજુએ વિશાળ સમુદ્ર અને બીજી બાજુએ ભવ્ય ઇમારતોના પ્રથમ દર્શને તેને અત્યાનંદ થયો. તેણે મુંબઇ આવવા માટે જે અથાગ શ્રમ લીધો હતો, અને ક્ષુધા વેઠી હતી તે સર્વનું સાર્થક થયું, એમ તેને લાગ્યું.

તેણે પોતાના જન્મમાં કદીપણ ન જોએલી મોટી અને સુંદર ઇમારતો જોઇ તેના અંગમાં નવીન ચૈતન્ય આવ્યું. અહીંથી તેનું નવીન જીવન શરૂ થયું. હવે જીવનનો અર્થ નવીનજ છે, એમ તેને ભાસવા લાગ્યું. હું જાણે સ્વર્ગમાંજ આવી પહોંચ્યો એમ તે મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો. પ્રથમ

ચોપાટી તરફ વળી સમુદ્રસ્નાન કરવા ચાલ્યો. ત્યાં એક પંદરેક વર્ષની કન્યા પોતાના ઘરની ઘાટણુ સાથે સ્નાન કરવા આવી હતી. તે વેળા સમુદ્ર, ભરતીના કામથી પરવારી ઓટની શરૂઆત કરતો હતો. કર્મ સંજોગે તે કન્યા નહાતાં નહાતાં આગળ વધી. તે શરીરે નાજુક હોવાથી સમુદ્રે તળીએથી ખેંચવા માંડેલા પગ નહિ રોકાયા. અચાનક પડી અને તણાવા લાગી. તે કન્યાએ આક્રંદ કરવા માંડ્યું. ઘાટણુ કિનારે ઉભી ઉભી "માઝી કાંતા બૈનલા કોણી કાઢારે કાઢા" કહી કલ્પાંત કરવા લાગી. મધુસૂદન સમુદ્રમાં કૂદ્યો અને કાંતાને બહાર કાઢી. કાંતાએ વિકટોરિઆ ભાડે મંગાવવા ઘાટણુને મોકલી. કાંતા મધુસૂદનનો અત્યંત ઉપકાર માનવા લાગી તેની પુછપરછ કરતાં તે નિરાધાર જણાયાથી પોતાને ઘેર લઈ જવાને આગ્રહ કરવા લાગી. ઘણી રકઝક થયા પછી મધુસૂદને કબુલ કર્યું. વિકટોરિઆ આવી, બંનેને બેસાડી પાછી વળી.

આગલી બેઠક પર મધુસૂદન બેઠો ને તેની સામેની બેઠક પર કાંતા અને ઘાટણુ બેઠી. નવીન વિશાળ રસ્તા અને એકેકથી ચઢિઆતી ઇમારતો જોવામાં મધુસૂદનનું ધ્યાન ગુંથાયું હતું. ત્યારે કાંતા પ્રેમ–વિહવળ દૃષ્ટિએ મધુસૂદન સામે એકીટસે જોઇ રહી હતી. વચગાળે વચગાળે મધુસૂદનની નજર કાંતા પર પડતી ત્યારે કાંતા પોતાની નજર ચોરવી લેતી. કાંતાથી મૂગા બેસી રહેવાયું નહિ. તેણે મૃદુ અને મધુર સ્વરે પૂછ્યું "તમારૂં નામ ?"

"મારૂં નામ મધુસૂદન."

"તમારી જ્ઞાતિ ?"

"ક્ષત્રિય."

"ત્યારે તો આપણે એકજ જ્ઞાતિના !"

"એમ ?"

"હા."

આમ કાંતાએ પ્રશ્નપરંપરાથી મધુસૂદનનું અથઇતિવૃત્તાંત જાણી લીધું. તેનામાં દયા અને પ્રેમની લાગણી ઉભરાવા લાગી. તેણે વાતમાં ને વાતમાં સ્પષ્ટ કહી દીધું કે "હું મારા માબાપ આગળ તમારા આ જિંદગીમાં નહિ વિસરાય એવા ઉપકારની વાત કરીશ. મને જીવનદાન દીધું તે સમજાવીશ. મારાં દયાળુ માબાપ તમારો ગુણ જાણશે અને જરૂર આશ્રય આપશે. તમે મારે ત્યાં સુખેથી રહો, અને તમારો અભ્યાસ આગળ વધારો."

મધુસૂદન કાંતાના દરેકે દરેક વાક્ય ઉપકાર સાથે સ્વીકારતો હતો, અને પળે પળે પ્રભુનું સ્મરણ કરતો હતો.

કાંતાનું ઘર આવ્યું. વિક્ટોરિઆ ઉભી રહી. ત્રણે નીચે ઉતરી માળે ચઢયાં. કાંતાએ પોતાને પુનર્જન્મ આપનાર મધુસૂદન તરફ આંગળી બતાવી એની હિંમત, સાહસ અને દયાળુપણાની તારીફ કરી બનેલી બીના કહી સંભળાવી. સૌએ મધુસૂદનનો ઉપકાર માન્યો. કાંતાના પિતા વિનીતરાયે મધુસૂદનને પોતાને ત્યાં રાખી યથાશક્તિ આશ્રય આપવાનું વચન આપ્યું. મધુસૂદનના ભાગ્યનો ઉદય થવા લાગ્યો.

स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं ।

देवो न जानाति कुतो मनुष्यः ॥

અર્થ:—સ્ત્રીનું ચરિત્ર, અને પુરુષનું ભાગ્ય, દેવો જાણતા નથી તો મનુષ્ય ક્યાંથી જાણે !



## પ્રકરણ છઠ્ઠું.

# ગૃહવ્યવસ્થા અને વર્તન.

વિનીતરાય સંભાવીત ગૃહસ્થ હતા. મુંબઇમાં કુશળ વેપારી તરીકે તેમની ખ્યાતિ હતી એટલુંજ નહિ પણ સામાજિક, ધાર્મિક, અને રાજકીય વિષયોમાંએ રસ લેતા હતા. તેમણે પોતાનું જીવન ઉદ્યોગમય બનાવી દીધું હતું. ઘરનાં નાનાં મોટાં સર્વેનો ઊઠવાનો સમય સૂર્યોદય પહેલાંનો રાખ્યો હતો. સૌથી નિયમિત ઊઠાય એટલા માટે સુવાના ઓરડાઓના મધ્ય ભાગમાં એલારામવાળી ઘડિઆળ ભેરવી મૂકી હતી. ગામડાના લોકો કુકડાના બોલવા પર ઊઠવાનો આધાર રાખે તે બનવા જોગ છે, પણ મુંબઇ જેવા શહેરમાં કુકડાનો અવાજ સંભળાવો દુર્લભ તેથી ત્યાં નિયમિત ઊઠવાને આવી ઘડિઆળ ઉપયોગી થઇ પડે એ સ્વાભાવિક છે. ઘડિઆળ સૌને જાગૃત કરતી. લાંબી મુદતની નિયમિત ઊઠવાની ટેવ પડી જવાથી ઘડિઆળ ઊઠાડે તે પહેલાં તેમની આંખ ઉઘડી જતી. પાંચમાં દસ મિનિટ કમે ઘડિઆળ વાગતી ને તેઓ જાગૃત પણ થઇ રહેતાં; પછી સૌ પોતપોતાની પથારીપર બેસી દસ મિનિટ ઇશ્વિરસ્તુતિ કરતાં. એટલે ઘડિઆળમાં પાંચ ટકોરા વાગતા. દરેક પોતપોતાની પથારી પરથી ઉતરી રીતસર વીંટા વાળી દેતાં અને ડામચીઆ પર મૂકતાં. સર્વે સ્નાન વિધિ આટોપી નિરાળા ઓરાડામાં ઇષ્ટ દેવનું સ્થાનક હતું ત્યાં પોત પોતાના નિત્ય પાઠ ભણવા બેસતાં. તે સ્થાનને તેઓ ઇષ્ટાશ્રમ કહેતા હતા. ખરેખર ત્યાંનું વાતાવરણ અદ્દભુત દિવ્યતા-પૂરક હતું. તેમાં પુરાણપ્રસિદ્ધ મહાન સ્ત્રીપુરુષોનાં ચિત્રો શોભી રહ્યાં હતાં. તેમ યોગસિદ્ધિનાં ચોર્યાસી આસન પણ અનુક્રમે ગોઠવી મુક્યાં હતાં. વિવિધ ચિત્રો જોઇ પ્રેક્ષકના હૃદયમાં ઉચ્ચભાવ અને ઉત્તમ ચરિત્રનાં સંસ્કાર પડયા વિના રહેતાં નહિ. ધૂપદીપ અને કુસુ-

મના ભરભરાટથી ચિત્તવૃત્તિ નિર્મળ અને પ્રફુલ્લ થતી હતી. ત્યાં તેઓ જેમ આવતાં તેમ પોતપોતાના નિત્યપાઠ ભણવા બેસતાં. વિનીતરાય નિર્યમિત રીતે ગીતાપાઠ કરતા હતા અને કાંતા તથા તેની મા સરલા ચંડીપાઠ કરતાં. નિત્ય પઠનથી પોતપોતાના પાઠ જીહ્વાગ્રે થઇ ગયા હતા એટલુંજ નહિ પણ શબ્દાર્થ અને ભાવાર્થ અન્યને સંપૂર્ણ સમજાવવાને તેઓ શક્તિમાન થયાં હતાં. તમામ પ્રાતર્વિધિથી પરવારી સૌ સૌની વહેંચણી પ્રમાણે પોતપોતાનો કાર્યક્રમ કરતાં હતાં. ભોજનસામગ્રી આટોપી સ્ત્રીઓ ઊનનું ગુંથણકામ લઈ ઓસરીપર આવી બેસતી. આસપાસની સ્ત્રીઓ પણ સ્વયંપાકથી પરવારી એકડ એકડ પોતપોતાનું કામ લઇ આવતી. કાંતા કેટલીકવાર ધાર્મિક તો કેટલીકવાર સાંસારિક પુસ્તકો સર્વ સમક્ષ વાંચતી. પ્રસંગોપાત આડ કથાનો સંબંધ જોડી અથવા પોતાના માળાની અમુક વ્યક્તિને આ વિષય લાગુ પડે છે, તેનો દાખલો આપી, પોતાનું વાંચન રસિક બનાવતી. સાંભળવા આવનાર સ્ત્રીઓ વંચાઈ ગએલા વાંચન મુજબ વર્તન રાખે છે કે નહિ. તેની છુપી બાતમી મેળવતી અને બીજે દિવસે ચાલુ વિષયમાંથી એવા વિષય ઉપર ઉતરતી કે તેથી પેલી બાઇ મનમાંને મનમાં શરમાઇ સુધરી જતી. કદાચ ભૂલેચૂકે કોઇથી કંઇ આડું વર્તન કરાતું તો બીજે દિવસે ત્યાં આવવાને શરમાતી. આનું પરિણામ દિવસે દિવસે એવું થતું ચાલ્યું કે સ્ત્રીઓએ જુઠું બોલવું, નિંદા કરવી, વિશ્વાસઘાત કરવો, વડીલોની આજ્ઞા તોડવી, ઉડાઉ ખર્ચ કરાવવો, ખોટી હઠ કરવી વગેરે કુટેવો છોડવા માંડી. આની અસર તેના આખા માળામાં થઈ, સ્ત્રીઓના સુધરવાથી પુરુષોનાં મન નિશ્ચિંત થયાં. પહેલાં જે સ્ત્રીઓ પતિ આવતાની સાથે અવનવા પ્રસંગો ઉપસ્થિત કરી પતિના પરિશ્રમિત મનને કષ્ટ આપતી તેને બદલે તેઓ પતિને આનંદ આપતી થઇ; એટલુંજ નહિ પણ તેમના કાર્યમાં યોગ્ય સલાહ આપી યથાશક્તિ આશ્રય પણ આપતી થઇ.

ઘરમાંની તમામ વસ્તુની વ્યવસ્થા અને સ્વચ્છતાનું કામ કાંતાનું હતું. કાંતા નિયમ પ્રમાણે સૌ સાથે ઊઠી આખું ઘર સ્વચ્છ કરતી,

ઘરના એકપણ ખુણામાં ચપટી ધૂળ કોઇ લેવા જાય તોપણુ મળે એમ નહોતી. બારી, બારણાં, છાજ, ભીંત, તળાઉં, જે જુઓ તે ચકચકિત. કઠેરાના પિત્તળના સળીઆ અને બારીના રંગ બેરંગી કાચ નિત્ય સાફ થતા રહેવાથી ચળકી રહ્યા હતા. ઘરમાં જ્યાં ત્યાં સ્વચ્છતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. એક દિવાસળીનો કટકો કે જરા કાગળની કાપલી કોઇ ઠેકાણે પડેલી જણાતી તો તરતજ તેને ઉપાડી બહાર નાખી આવતી. તે નાખી દેવાને જરા પણ આળસ કરતી નહિ. મોટા ગોખલાથી માંડીને નાના નાના ગોખલા પણ નાની મોટી નમુનાની વસ્તુઓની યોગ્ય રચનાથી શોભી ઊઠતા હતા. બારી બારણાં પર કાંતાના હાથથી ગુંથેલા રંગ બેરંગી મોતીનાં તોરણો લટકી રહ્યાં હતાં.

વિનીતરાયની રેશમી કાપડની મોટી દુકાન મંગળદાસમારકીટમાં હતી. રેશમી કાપડના જુદા જુદા કબાટ ભરેલા હતા. કેટલાક પર 'ચિનાઇ' કેટલાક પર 'જાપાની' કેટલાક પર 'વિલાયતી' અને કેટલાક પર 'દેશી' કાપડના નામની છાપેલા મોટા અક્ષરની ચિઠ્ઠી ચોંટાડેલી હતી, તે ચિઠ્ઠીમાં અંગ્રેજી, મરાઠી, ગુજરાતી અને ઉર્દુ એ ચાર ભાષાના શબ્દો લખ્યા હતા. દરેક કાપડ પર ભાવદર્શક છાપેલી ટીકિટો બાંધેલી હતી. કાપડ, કિંમતના ચઢતા ક્રમમાં ઉપરથી નીચે ગોઠવવામાં આવ્યું હતું.

દુકાનમાં વિનીતરાય સવારના આઠ વાગે જતા. તે પહેલાં ગુમાસ્તાઓ આવી દુકાન સાફસુફ કરી ઘીનો દીવો તથા સુગંધીદાર અગરબત્તી સળગાવી મૂકતા. બપોરે બાર વાગે શેઠ જમવા આવતા, જમી બે કલાક આરામ લઇ ત્રણ વાગે પાછા દુકાને જતા. રાત્રે નવ વાગે દુકાન વધાવી ઘેર આવતા. વાળુ કરી ધાર્મિક પુસ્તકો કાંતા પાસે વંચાવતા અને વિનીતરાય તથા સરલા તે સાંભળીને પ્રસંગાનુસાર તેમાંથી નીકળતા બોધ પર વિસ્તારથી વિવેચન કરતાં.

મધુસૂદનના આવ્યા બાદ રાત્રિનું વાંચન તેને સોંપાયું. મધુસૂદન મધુર વાણીથી અને ભાવદર્શક ભાષાશૈલીથી લેખકના ઇષ્ટ હેતુને

શ્રોતાના હૃદયમાં સોંસરો ઉતારતો હતો. તેની વાંચનપદ્ધતિ કાંતાને બહુ ગમી હતી. મધુસૂદન જ્યારે પુસ્તક વાંચતાં વાંચતાં તન્મય થઇ જતો, ત્યારે કાંતા મધુસુદનના મુખ સામે એકી નજરે જોયા કરતી, અને તલ્લીન થતી હતી. કાંતાનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિગંત થતો ચાલ્યો; પરંતુ તેનો મનદેવતાજ એ વાત જાણતો હતો.

કાંતા મધુસૂદન સાથે કાંઇપણ સંકોચ રાખ્યા સિવાય વાર્તાલાપનો લાભ લેતી હતી. તેણે મધુસૂદનનેજ સ્વામી કરવાનો સંકલ્પ કર્યો હતો. મધુસૂદન કાંતા તરફ માનની લાગણીથી વર્તતો. કાંતાના સમાગમથીજ અજાણ્યા શહેરમાં તેની રખડવાની પીડા મટી હતી, તેના કહેવાથીજ વિનીતરાયે તેને ઘરમાં રાખ્યો હતો, તેથી તેને દયાની દેવી તુલ્યગણી પોતાની ભગિની તુલ્ય તેને માનતો હતો. અને તેજ મુજબ વર્તન પણ રાખતો હતો, પ્રસંગોપાત મધુસૂદન કાંતા બહેન કહીને બોલાવતો. તે હવે કાંતાને ઠીક નહિ લાગતું. વિનીતરાયે મધુસૂદનને મેડીકલ લાઇનમાં જોડાવા પોતાનો અભિપ્રાય આપ્યો હતો, અને મધુસૂદન તે કબુલ પણ કરી ચૂકયો હતો તેથી કાંતા મધુસૂદનને તેનું નામ દઈ સંબોધતી નહિ પણ 'ડૉકટર સાહેબ' કહીનેજ બોલાવતી, મનથી માની લીધેલા પતિને તેનું નામ દઈ બોલાવાનું અનુચિત લાગ્યું તેથી તેણે આ યુક્તિ રચી હતી.

એક દિવસ વિનીતરાયને આવતાં દસ વાગી ગયા. સરલા તેની ચિંતાતુર દૃષ્ટિએ વાટ જોતી બારીમાં ઉભી હતી. વિનીતરાય દૂરથી આવતા જણાયા. ત્યારે તેની મુખમુદ્રા આનંદથી પ્રફુલ્લિત થઇ. તેના નેત્રમાં ઔત્સુકયની ચમક મારવા લાગી. તેણે વિનોદથી વિનીતરાયને કહ્યું,

"સ્વારી આવી પહોંચી લાગે છે! મેં તો જાણ્યું કે આજે ઘરનો રસ્તોજ ભૂલી ગયા હશો. આજે દુકાનમાં કાંઇ ઝાઝો વકરો થયો લાગે છે! નહિ તો રાત્રિ કેટલી ગઈ તે સમજાયા સિવાય રહેત નહિ.

"પણ નાહક આવી સંભાવના શી? ખરેખર આજે એટલું બધું મોડું થયું લાગે છે?" વિસ્મિત ચહેરે વિનીતરાયે પૂછ્યું.

"ના, ના, જરાએ નહિ. એક કલાકનું મોડું, એ કાંઇ મોડું ગણાય?"

"કારણ સિવાય કાર્ય બને છે? કોઈ દિવસ એમ પણ હોય, આજે તમને ભૂખ બહુ લાગી જણાય છે. તેવું હતું તો વાળુ કરી લેવું હતું."

"અમને ભૂખે રહેવાની ટેવજ ન હશે? અમારૂં મન એટલું નિર્બળ હશે? વળી એટલા આખા અણસમજુ હોઇશું કે તમારા પહેલાં અમેજ વાળુ કરી લઇએ?" એમ કહી સરલા સ્વયંપાકગૃહ તરફ નીકળી ગઇ. સઘળાં વાળુ કરી રહ્યાં.

અગિઆર વાગી ગયા હતા. જ્યાં ત્યાં નિસ્તબ્ધતા પથરાવા માંડી હતી. ચાંદરણું ખુરા જેવું સ્વચ્છ પડ્યું હતું. અમૃતરસ્મિનો શીતળ પ્રકાશ પાછળની નાની સરખી અગાશીમાં પથરાયો હતો. ત્યાં વિનીતરાય અને મધુસૂદન ઉભા હતા.

"મેં તમને મેડીકલ લાઇન પસંદ કરવા ભલામણ કરી હતી તે સંબંધી તમે શો નિર્ણય કર્યો?" વિનીતરાયે પોતાની ખરી જિજ્ઞાસાથી પૂછ્યું.

"હું તમારી યોગ્ય સલાહને સંમત છું. એ ધંધામાં સ્વાર્થ ભેગો પરમાર્થ પણ સમાએલો છે. દુઃખથી પીડાતા દર્દીઓને જોઈ મને અસલથીજ ઘણી દયા આવતી; પરંતુ એ જ્ઞાન વગર મારી દયા ફળવંત નીવડતી નહિ. માટે મારા હૃદયમાં રહેલી દયાને અમલમાં મૂકીશ. એ પણ એક દેશોન્નતિચિંતકનું કર્તવ્ય છે. પરંતુ આ મુંબઇ શહેર એક વિશાળ સમુદ્ર છે. ત્યાં "कोटश्च कोटायते" એવી મારી સ્થિતિ છે. તમારા સિવાય મારી દયા જાણનાર કોઇજ નથી. અહીં અસંખ્ય વિદ્યાનંદન અને લક્ષ્મીનંદનો છે. પણ હું કોને શરણે જાઉં! આવતી

કાલે મેડીકલ કોલેજની પ્રવિશિક પરીક્ષા આપીશ. પ્રભુ કૃપાએ હું ફતેહમંદ નીવડું તો મને આગળ અભ્યાસ ચલાવવાના કાર્યમાં તમે તમારા ઇષ્ટમિત્ર તરફથી આશ્રય અપાવજો.

વિનીતરાયે તેને દિલાસો આપ્યો. રાત્રિનું વાંચન શરૂ કરવા કાંતા બોલાવવા આવી. મધુસૂદને વાંચન શરૂ કર્યું. કાંતા પુસ્તકમાં નજર કરવાને મિષે મધુસૂદનના પડખામાં તેના શરીરનો સ્પર્શ થાય એવી રીતે આવી બેઠી. વિનીતરાય અને સરલાનું ચિત્ત વાંચનમાં હતું, ત્યારે કાંતા મધુસૂદનના શરીરના સ્પર્શસુખનો લ્હાવો લેતી હતી. કાંતાનો આ આનંદાનુભવ પહેલીવારનો હતો. તેને તેમાં એવો રસ લાગ્યો કે તેની આગળ પુસ્તકનું વાંચન કશા લેખમાં ન રહ્યું !



## પ્રકરણ સાતમું.

# પ્રપંચની પેરણી.


અસૂયાવતી સાવકા બાળકોનું સાલ કાઢી પરમ આનંદ પામી હતી. પણ તે આનંદ ક્ષણાર્ધાંતમાં નાશ પામ્યો. ખીલતી જુવાનીમાં રમાના વૈધવ્યનું હૃદયભેદક દુઃખ તેનાથી સહન કરી શકાતું નહતું. તે રોજ રમાને જોઇ જોઇને બળ્યા કરતી હતી. વિધવા વિવાહના પ્રતિબંધે તેને જીવતી બાળી મૂકી હતી. પણ કરેશું ? નાઇલાજ હતી. રંગરાય પણ રમાને જોઈ ખિન્ન થતો હતો. રમા સોળ વર્ષની થઇ પણ તેનામાં હજી બાળક બુદ્ધિજ રહી હતી. નાનાં બાળકોની રમત હજી તે રમ્યા કરતી હતી. અસૂયાવતીને પણ તેમાં ભાગ લેવો પડતો હતો. તે ઢીંગલાઢીંગલીને પરણાવવાની રમત રમતી. તેમનો ઘર સંસાર માંડતી. નાની નાની ઢીંગલી બનાવી ઢીંગલાનો પુત્ર પરિવાર બનાવતી. ઢીંગલાના પરિવારને ઢીંગલાઢીંગલી મારફતે પરણાવતી. માંડવો બાંધતી, વાજાં વગાડતી, અને લગ્નનાં ગીતો ગાતી. રમા છોકરા તરફથી વેવાણ બનતી, અસૂયાવતીને છોકરી તરફની વેવાણ બનાવતી. માદીકરી બંને વેવાણો બની સામ સામી ગીતો ગાતી. કોઇક પ્રસંગે રમા અસૂયાને કહેતી કે માતા હવે મારા નસીબમાંથી પતિ સુખ ગયુંજ કે? શું હું બાળકોની માતા નહિજ થાઉં ? હું તેમનો લગ્નોનો લ્હાવો લેવા ભાગ્યશાળી નહિજ બનું ? આવા પ્રકારના પ્રશ્નો પુછતી ત્યારે અસૂયાવતીના હૃદયમાં ચરૂર્ ચિરાડો પડતો. આંખમાં આંસુ ભરાઈ આવતાં અને તે વાત ભુલાવવાના પ્રયત્નો કરતી. અસૂયાવતી પોતે ભણેલી નહિ તેમ રમાને પણ ભણાવેલી નહિ એટલે ધર્મવિષયક કે નીતિવિષયક પુસ્તકો ક્યાંથી વાંચે કે વંચાવી શકે ? વૈધવ્ય ભોગવનાર સ્ત્રીઓના શા ધર્મ છે, તે પોતેજ નહિ

જાણે તો તે રમાને શું સમજાવી શકે? મધુપાનના સેવનથી રમાનો સત્વગુણ નાશ પામ્યો, ધીમેધીમે તમોગુણની ભરતી થતી ચાલી. અસૂયાવતી અને રંગરાય તો મદિરાસેવનથી તમોગુણની મૂર્તિ થઇજ ચૂક્યાં હતાં. રંગરાયનાં ઘરમાં મધુરાક્ષસે-મધુરૂપી રાક્ષસે-પ્રવેશ કર્યો ત્યારથી મધુપત્ની અવદશાએ પણ ઘર ઘાલ્યું હતું. દિવસે દિવસે મધુપાનનો ચડસ એટલો વધી ગયો હતો કે સવારના ઉત્થાપનથી માંડીને રાત્રિના શયન પર્યંત મધુપ્રવાહથી મોઢું તર રહેતું. આખો દિવસ ત્રણે તેમાં અંથાએલા રહેતાં. આથી વાણીમાંથી વિવેક ગયો. આંખમાંથી શરમ ગઇ, મગજમાંથી માનસિક શક્તિ ક્ષીણ થઇ, અને હૃદયમાંથી દયા. પ્રેમ, આદિ સદ્‌ગુણો નાશ પામ્યા. એક દિવસ રાત્રે બેભાન અવસ્થામાં ત્રણે પડયાં હતાં, તે લાગ સાધી તસ્કરો જર-જાસુસ ચોરી ગયા. તેણે પોલિસ માર્ફતે ઘણીએ તપાસ કરી, ઘણાએ પૈસા વેર્યા પણ સૌ નિષ્ફળ નીવડયું. અંતે રંગરાયે પોતાનું જાગીરી-ગામ વેચી નાખ્યું. તેના દસહજાર રૂપીઆ આવ્યા, તેમાંથી કેટલાકનાં દાગીના બનાવી બાકીના રૂપીઆ વાપરવા રાખ્યા. બેઠા બેઠા ખજાના ખાલી થાય તો આવા હીણકમાઉ અનીતિમાન અને ખર્ચાળને ત્યાં એ પૈસો કેટલી મુદત પુરે. લક્ષ્મી એ દેવી છે. તે નીતિ ધર્મને ચાહ-નારી છે, અને અનીતિ અધર્મને ઠોકરપર મારનારી છે. તો આવા અધર્મના પુતળાપર તે કયાંથી પ્રસન્ન રહે! તેણે ઘરમાંથી પગ બહાર કાઢયો તે કાઢયો.

રંગરાયના મકાનની બાજુમાં એક મોટી પુષ્કરિણી હતી. તેની ચારે બાજુએ કાળા પત્થરથી બાંધેલા ઘાટ હતા. આ પુષ્કરિણી-તળાવ-ની પેલી બાજુએ એક ઘણું મોટું અને સુંદર દહેરૂં હતું. તેમાં શંકર, પાર્વતી, ગણપતિ, હનુમાન અને નંદીની સુંદર સંગેમરમરની મૂર્તિઓ હતી. દહેરાની જમણી બાજુએ દૂર સુધી એક મોટું મેદાન હતું. ત્યાં સાંજે ગામના બાળકો અગરપાટ, ચકભિલુ, ગીલ્લીદંડા, ક્રિકેટ, ફૂટબોલ વગેરે રમતો રમતા હતા. દહેરાની બાજુમાં મટોડીની ભીંતોવાળું નાનું સરખું ઝુંપડું હતું. તેની ચાર બાજુએ કાંટાની

વાડ કરેલી હતી. વાડ ઉપર નાના પ્રકારની વનલતા ખીચોખીચ પ્રસરી હતી. વાડની અંદરના ભાગમાં ઝુંપડીની આસપાસ નારિએળીનાં વૃક્ષ હતાં. તે ઝુંપડીપર છત્રની માફક શોભી રહ્યાં હતાં. આ ઝુંપડીમાં કુટીલરામ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. પુષ્કરિણીની પાળેપાળે થઇ એ ઝુંપડી આગળથી ભાવિક સ્ત્રીઓ રોજ મહાદેવના દર્શને જતી હતી. ત્યાં જઈ મુઠ્ઠી ચોખા નાખી અહોરાત્ર સળગતા દીપકના મોટા કોડીઆમાં ધૃત પુરી પગે લાગતી, ઘંટ વગાડી બહાર આવતી, અને શિખરના દર્શન કરી ભક્તિભાવે પ્રદક્ષિણા ફરતી હતી. પછી થોડીવાર ઓટલાપર બેસી કોઇ બીજીની સ્તુતિનિંદા કરતી, તો કોઇ એક બીજાની ટોળ કરતી હતી. સમય થતાં સૌ પોતપોતાને ઘેર જતી, અને વિખૂટા પડવાનો માર્ગ આવતાં ત્યાં ઉભી રહી અધુરો વાર્તાવિનોદ પૂરો કરી છુટી પડતી હતી.

વિધવા બિચારી રમા પણ કેટલીકવાર મહોલ્લાની સ્ત્રીઓ સાથે ને કેટલીકવાર એકલીજ શિવદર્શને જતી. એક પણ દિવસ તે દર્શન ચૂકતી નહિ. કુટીલરામ પોતાની ઝુંપડીના આંગણામાં ચટાઈ નાખી બેઠો બેઠો મોટા ગોકુળ બીડો પીતો હતો, ધુમાડાના ગોટગોટ હવામાં ઉડાવતો હતો અને આ સ્ત્રી મંડળની હાવભાવ પૂર્ણ વાતચીત તરફ બારીક નજરે જોતો હતો. પરંતુ બિચારી તે સ્ત્રીઓની જાણમાં કે ધ્યાનમાં આ વાત ન હતી !

સ્ત્રીઓની વાતચીત ઉપરથી ગુપ્તપણે શોધ કરતાં કરતાં કુટીલરામને જણાયું કે રંગરાય જાગીરદારની પુત્રી રમા ઉપર નાનપણમાંજ વૈધવ્યનું દુઃખ પડયું છે. કુંજપુરમાં તેનું સાસરૂં હતું. તેની પણ તેણે તમામ માહીતી મેળવી.

રમા ઉપર તેનું ધ્યાન, બેસતું ગયું. તે તેની ઝુંપડી પાસેથી જતી ત્યારે કુટીલરામ પોતાની ઝુંપડીના બારણાને આડે ઉભો રહી તેની સામે નજર માંડી રહેતો. કોઈના પણ મોઢાપરથી તેની બહુધા પરીક્ષા કરવામાં તે અતિશય નિષ્ણાત હતો. રમાના ચહેરાનું નિરીક્ષણ કરતાંજ તે બાઈ અત્યંત સરળ, ભોળી અને થોડીક કમ અક્કલવાળી પણ

જણાઇ. તેનું રૂપ મોહક, આંખ પાણીદાર અને ચાલ ચિત્તાકર્ષક હતી. કુટીલરામ તેનો શિકાર કરવાના દાવપેચમાં ફરતો હતો. તેને આશા હતી કે જો એકવાર આ શિકાર આપણા હાથે ચઢે તો તેને મુઠ્ઠીમાં રાખવાની ધારેલી યુક્તિપ્રયુક્તિ જરૂર ફત્તેહમંદ નીવડે.

એકાદશીનો દિવસ હતો. રમાએ એકાદશી કરી હતી. તેણે બ્રાહ્મણને આપવા માટે પાંચ કેળાં, અચ્છેર ખજુર અને શેર દૂધ જુદું કાઢ્યું હતું. બ્રાહ્મણની તપાસ કરતાં તેને જણાયું કે પુષ્કરિણીપર મહાદેવને દહેરે જતાં ઝુંપડી આવે છે, તેમાં એક બ્રાહ્મણ આવીને રહ્યો છે. તેથી સંધ્યાકાળે શંકરના દર્શન કરી, રમા ફળાહાર લઈ કુટીલરામની ઝુંપડી આગળ આવી. ઝુંપડીનું બારણું અંદરથી બંધ હતું. રમાએ બહારથી બારણા પર એક હલકી થાપ મારી. કુટીલરામ ચમકી ઉત્કંઠાથી ડોકી ઉંચીકરી સાંભળવા લાગ્યો. ક્ષણવાર પછી પુનઃ થાપ પડી. આશ્ચર્યચકિત થઈ કુટીલરામે પૂછ્યું. 'કોણ છે?'

" ઘરમાં છો કે મહારાજ ? "

" છું. ઊભાં રહો." કુટીલરામ બારણું ઉઘાડવા ઊઠ્યો. બારણું ઉઘાડી જોયું તો પોતાની મનવાંચ્છિત સ્ત્રી ફરાળસામગ્રી લઈ ઉભેલી જોઇ. "આવો અંદર" કહી બારણું ઉઘાડી રમાને દાખલ કરી અને બારણું પાછું અડકાવ્યું. રમા અંદર આવી ઉભી રહી. કુટીલરામનો આનંદ ગગનમાં પણ મહાતો નહતો. પરંતુ ચહેરાપર તેમાંનો જરા પણ ભાવ દેખાવા ન દેતાં અતિશય સાદાઇથી તેણે પૂછ્યું. "તમે કોણ ?"

" રંગરાય જાગીરદારની પુત્રી રમા. "

" તમેજ જાગીરદારની પુત્રી? " એમ કહી મોટો નિઃશ્વાસ મૂક્યો.

" કેમ મહારાજ આમ નિઃશ્વાસ નાખો છો ? " આતુર સ્વરે પૂછ્યું.

" શું કહું! મારી કર્મકથા શું કહું ? "

" નહિ મહારાજ હૈયાની વાત હોઠે લાવો. નહિ કહો તો મારા સમ છે. "

અતિશય ઉત્સુક થઇ રમાએ સોગન ખાધા.

આ ઉત્તમ ચોખડીઉં હાથ ચઢેલું જાણી કુટીલરામે ગળગળા થઈ કહ્યું " મારી સ્ત્રી આબેહુબ તમારા જેવીજ હતી. જાણે તમે ને તે એકજ માને પેટે અવતર્યાં હોયની!"

"બને. કેટલીકવાર જુદાંજુદાં માણસોના ચહેરા મળતા આવી જાય છે." રમા શાંત્વન આપતી બોલી.

" તે તો હુંએ જાણું છું, પણ–" કુટીલરામે પ્રપંચ જાળ પાથરવાનું શરૂ કર્યું.

" પણ કહી કેમ અટકયા? સ્પષ્ટ કહી દો. અધૂરી વાત પૂરી કરો."

" જુઓ બાઇ, મનમાં ઓછું લાવવાનું કંઇ કારણ નથી." દયામણું મોં કરી પોતાની વાક્પટુતા વિસ્તારી. " મારા જન્માક્ષરમાં મારૂં વિધુરપણું લખ્યું નથી છતાં મારી સ્ત્રી અચાનક કારમા તાવની માંદગીમાં સ્વર્ગલોક પામી. મારો પ્રેમ તેનાપર એટલો બધો હતો કે ન પૂછો વાત. તે પાણી માગતી તો હું દૂધ હાજર કરતો, પણ પરમેશ્વરને અમારૂં સુખી જોડું નહિ ગમ્યું. અચાનક અમારો વિયોગ થયો! તેના મરણથી હું ગાંડાઘેલો થઇ ગયો. નહિ અન્ન ભાવે કે નહિ ઉંઘ આવે- એમ સાત દિવસને સાત રાત કાઢયાં. અંતે મેં તેની પાછળ મરવાનો નિશ્ચય કર્યો. અમાવાસ્યાની મધ્યરાત્રિને સુમારે મેં નદીકિનારે એક વૃક્ષની ડાળે દોરડું લટકાવ્યું. તેનો ફાંસો કરી જેવો ગળામાં ઘાલવા જાઉં છું કે તરતજ નદીમાંથી સાક્ષાત્ પંચમુખી શંકર ભગવાન, અર્ધાંગે પાર્વતી લઇ, જટામાં ગંગા ધારણ કરી, મારી સન્મુખ આવી ઉભા. તે ફાંસો દૂર કરી બોલ્યા. " અરે માનવી, આ શું સાહસ કરે છે?"

મેં કહ્યું " પ્રભુ, મને નહિ અટકાવો. મારી સ્ત્રી પાછળ મને મરવા દો. જ્યાં મારી સ્ત્રી, ત્યાં હું!!"

'તારી ખરી સ્ત્રી, તો સજીવન છે, સજીવન.' શંકરે હસતાં હસતાં કહ્યું.'

"દયાળુ, મારી મશ્કરી કરો છો ? બળતાને બાળો છો? અગ્નિમાં ઘી હોમો છો ?" મેં દુઃખી થઇને કહ્યું.

'નહિ, નહિ, વત્સ, જો સાંભળ.' શંકરે ધીરજ આપી કહ્યું. 'બ્રહ્માએ કુંજપુરમાં રહેતા પ્રબુધચંદ્ર માટે તારી ગત સ્ત્રી નિર્માણ કરી હતી, અને તારે માટે ખાસ પુષ્પાવતીના જાગીરદાર રંગરાયની પુત્રી રમાને સરજી હતી; પરંતુ બ્રહ્માની સરતચૂકથી રમાનો જન્મ બ્રાહ્મણકુલમાં આપવાને બદલે ક્ષત્રિય કુલમાં અપાયો અને તારી ગત સ્ત્રીનો જન્મ ક્ષત્રિય કુળમાં આપવાને બદલે બ્રાહ્મણ કુળમાં અપાયો. આ સરત ચૂક પાછળથી જણાઇ, અને તેનેજ પરિણામે બંને જોડાં ખંડિત કરી તમારૂં વિધિએ નિર્માણ કરેલું જોડું રાખ્યું છે. માટે તું પુષ્પાવતીમાં જા. ત્યાં જઇને રહે. રંગરાયની વિધવા પુત્રી રમા તને અવશ્ય મળશે અને વરશે. જો તે નહિ વરે તો તેના બાપની તમામ મિલ્કત એક પલકમાં ભસ્મીભુત કરી નાખીશ. તેના કુળમાં એક પણ માણસ જીવતો નહિ રહેવા દઇશ.' એટલું બોલી શંકર અંતર્ધાન થયા. હું ત્યારથી આ ગામમાં તમારા નામનું રટણ કરતો, તમારા દર્શનનો અભિલાષ ધરતો આવી રહ્યો છું. હાય! અદૃષ્ટ! અદૃષ્ટ!" એમ કહી એક મોટો નિઃશ્વાસ નાખી કુટીલરામે પોતાના કપાળપર હાથ ઠોકી ચોધાર આંસુએ રડવા માંડયું.

કુટીલરામનું આ દીર્ઘવકતૃત્વ રમા મૂગે મોઢે સાંભળ્યા કરતી હતી, તે તેની મૂર્તિની ગણના કુરૂપ માણસમાંજ કરતી હતી એ નક્કી. વળી પોતાના પતિનું સુખ પોતે ભોગવવા પામી નહિ તેનું તેને જોઇએ તેટલું દુઃખ પણ લાગતું નહિ, છતાં કુટીલરામે જે વાત કહી તે તેને અમૃત સમાન મીઠી લાગી, એમાં તલ માત્ર સંશય ન હતો. રમાએ આણેલી ફરાળમાંથી એક કેળું છોલી આખું ને આખું મોંમાં મૂકી બોબડા સ્વરે તે બોલ્યો "વાહ વાહ! શી મિઠાશ છે, આવી મિઠાશ તો મેં કોઇ કેળામાં ચાખી ન હતી! લો તમે એકાદ ખાઓ છો રમા ?"

રમાએ હસીને પોતાની અસંમતિ દર્શાવી. કુટીલરામને તે કેળાનો લોભ છૂટયો નહિ ! પુનઃ એક કેળું છોલી મોંમાં નાખી ચાવતો ચાવતો બોલ્યો "રમા, જરા હાથ લાંબો કરી પેલા કળશીઆમાંથી એક પ્યાલો પાણી નહિ આણી આપો ?"

રમાએ જરા શરમાતાં શરમાતાં પાણી આણી આપ્યું.

કુટીલરામ રમા સામે જોઈ એક નિઃશ્વાસ નાખી પવાલામાંથી એક ઘુંટડો પાણી પી બોલ્યો. "તમે એકવાર ફરીથી મળજો, તમે નહિ આવો ત્યાં સુધી મારે અન્નપાણી હરામ છે."

"ઠીક છે. હું આવતી રહીશ." એમ કહી રમાએ ચાલવા માંડ્યું.

"ફૂટેલા કપાળમાં આવી રૂપાળી સ્ત્રીનું સુખ ક્યાંથી લખ્યું હોય?" એમ જાણે પોતાના મન સાથે બબડતો હોય તેમ રમાને સંભળાવવા કુટીલરામ બોલ્યો.

રમા આ વેળા બારણા સુધી ગઇ હતી. તેને કાને એ વાક્ય પડતાંજ તેણે પાછળ ફરીને જોયું, અને કિંચિત્ હસી ઝુંપડી બહાર નીકળી ગઈ.



## પ્રકરણ આઠમું.

# કુટીલરામની કુટીલતા.



વસ્ત્રાભરણથી વિભૂષિત નવવધુ પ્રમાણે ઉષાનું તેજસ્વી સ્વરૂપ જણાતું હતું, ઉષા એ શુભ્ર વસ્ત્ર પરિધાન કરેલી તરુણ અંતરીક્ષ કન્યાજ કહેવાય. તેનો ઉદય થતાં નિશાતમ દિગંત પ્રતિ નાશી જતો હતો, અને રાત્રિના સમયે સુષુપ્તાવસ્થામાં લીન થએલી જીવસૃષ્ટિ પુનઃ જાગૃતાવસ્થામાં આવતી હતી. જાણે ઉષા પોતાના મંગળ આગમન સાથે સૃષ્ટિમાં પણ નૂતનજીવન સંચાર કરતી હોયની. સપ્તાશ્વના રથપર બેસી આરક્તવર્ણ સૂર્ય ઉષાની પાછળ પડયો; પરંતુ લજવાઈ દૂર ભરાઇ જનારી નવવધુ પ્રમાણે ચપલ ઉષા સટકી ગઇ, અને સૂર્યે કરેલો શ્રમ નિષ્ફળ થયો. ઉષા કાળની વેળાજ એવી રમણીય છે કે તે સમયનો હૃદયાલ્હાદક અને ચમત્કૃતિજનક દેખાવ જોવાથી કવિની પ્રતિભા પ્રજ્વલિત થયા વિના રહેતી નથી. વૈદિકકાલના કવિઓએ ઉષા વિષે અસંખ્ય કાવ્ય રચ્યાં છે. ઋગ્વેદના સૂક્તમાં ઉષઃકાલનું વર્ણન ભિન્ન ભિન્ન પ્રકારની ઉપમા આપી કર્યું છે, તેપરથી કેટલીક પૌરાણિક કથા પણ નિર્માણ થઇ છે. સૂર્યના રથનો ઘોડો સપ્તમુખી છે એવી જે કવિકલ્પના છે તેનું સામ્ય સૂર્યના કિરણમાં રહેલા સપ્ત રંગ સાથે છે; એમ તુલના દૃષ્ટિએ ભાષાધ્યયન કરનારા પંડિતોએ સિદ્ધ કર્યું છે, અસ્તુ. ઉષાકાળ સમાપ્ત થઇ સૂર્યોદય થતાંવેંતજ અન્ય સ્થળ પ્રમાણે પુષ્પાવતી ગામમાં પણ લોક જાગૃત થઇ પોતપોતાને કામે વળગ્યાં.

રમા સવારમાં ઊઠી, પણ તેને કંઇ ચેન પડે નહિ. કુટીલરામ સાથે પુનર્લગ્ન કરવા, તેના મનમાં અનેક વિધિનિષેધ થવા લાગ્યા. માતાપિતા વિધવા વિવાહના કટ્ટા દુશ્મન છે, તે તે જાણતી હતી.

તેથી તેમની આગળ તેના નૂતન વિચારઅંકુર ખીલી શક્યા નહિ. તેના મનમાં બેજ વિચાર ઘોળાયા કરતા હતા. તે એ કે જો બ્રહ્માએ ભૂલ ન કરી હોત તો કુટીલરામ સાથે મારા લગ્ન થયા હોત, અને તેથી આ વૈધવ્યનું દુઃખ સહન કરવું ન પડત;" અને " કુટીલરામ જમ્યા હશે કે ભૂખ્યા હશે !"

કુટીલરામ પોતાના પ્રાપંચિક કર્મથી સવેળા પરવારી સંધ્યા કાળની વાટ જોતો બેઠો હતો. ઝુંપડીનું બારણું ઉઘાડું મૂકી, આવતાં જતાં પ્રત્યેક ઇસમપર વાંકો વળી દૃષ્ટિ ફેંકતો હતો. તેને રમા આવ્યાના ભણકારા વાગતા હતા. તેના મુખમંડળપરથી ઘનાંધકાર હાંહાં કહેતાં નહિવત્ થયો. તેની જગા કૌતુક અને વિનોદે લીધી. તેણે પાંતરાં તંબાકુનો દાબડો પાસે લઇ મોટી બીડી વાળી અને દાબડાની ફાટમાં દબાવી. બદનના કોથળીઆ ગજવામાંથી ચમચી કાઢી પાન બનાવી મોંમાં મૂક્યું. સોપારીના મોટા મોટા ટુટકા કરી મોંમાં નાખવા માંડયા; અને કટર કટર ચાવવા લાગ્યો. બીડી સળગાવી ધુમ્ર-પાન શરૂ કર્યું. જમણા હાથનો અંગુઠો અને તર્જની વચ્ચે બીડી દબાવી કનિષ્ઠિકા અંગુલી વડે બીડીનો ગુલ ખેરવતો મનમાં વિચાર કરવા લાગ્યોઃ "સપડાવતાં સપડાવતાં શિકાર તો એકવાર સપડાયો ! વદન બિચારી ભોળી ! મારી આપેલી થાપમાં અર્ધવશ તો થઇજ ગઇ. તે મળવા આવ્યા વિના રહેનાર નથી. હવે બીજીવાર મળવા આવતાં પૂરી વશ કરી લેવી જોઇએ. शुभस्य शीघ्रम् । શુભ કામ ઉતા-વળે કરવું. વિલંબ કરતાં હજાર વિઘ્ન નડે. માટે શંકર મહારાજ તેને આજે મોકલી આપે તો રંગ રહે." વચ્ચે વચ્ચે કુટીલરામ બીડીનો દમ મારતો જતો હતો. હવે બીડીની રાખ થઈ ગઇ હતી. એટલે બીજી વાળવાની શરૂઆંત કરી. એટલામાં ઝુંપડીની બહારથી રમાના શબ્દ સંભળાયા. "છોકે ઘરમાં ? "

ઝટપટ બહાર આવી કુટીલરામે કહ્યું "કોણુ રમા ? આવો આવો હું ઘરમાંજ છું."

બારણા આગળ ઉમરા બહાર ઉભી રહી રમા બોલી "પછી તમે જમ્યા કે નહિ ?"

"આમ ઘોડે સ્વાર થઇને શું આવ્યા, જરા બેસો તો ખરાં. આતો ઉભાં શું ?"

"નહિ હમણા બેસવાનો વખત નથી, મારે ઘેર હમણા જવુંજ જોઇએ. ધણીવાર મારાથી બેસાય એમ નથી."

"ધણીવાર નહિ બેસાય તો થોડીવાર પણ બેસશોને ? પણ શું રમા, તમારે મને ભૂખેજ મારી નાખવો છે ? તમારે બ્રહ્મહત્યાજ લેવી છે ?"

કુટીલરામની મોહિની વિદ્યાનો પ્રબંધ સંપૂર્ણ રચાયો હતો. પોતાને માટે આ બ્રાહ્મણ, ભોજન પણ લેતો નથી એ કલ્પનાથી તેના મનમાં ઘણોજ આનંદ થયો. નીચે જોઈ કિંચિત્ હસતી હસતી બોલી "હું ક્યાં તમારો હાથ પકડવા આવી હતી. ખાઇ લેવું હતું ને ? એમ કહી કુટીલરામ તરફ જોઇ તે અધિકજ હસવા લાગી.

"તમે દર્શન દઇ ચાલ્યાં ગયાં. ત્યાર પછીના દરેક કલાક એક એક દિવસ જેટલા મોટા લાગ્યા છે. મારા મનનું દુઃખ હું જાણું કે પરમેશ્વર જાણે." એમ કહી લાંબો લચક નિસાસો નાખ્યો.

ખડખડ નીકળી પડતું હસવું મહાકષ્ટે સમાવી રમા બોલી 'એવું તે શું મોટું દુઃખ આવી પડયું કે બાયડીની પેઠે નિસાસા નાંખો છો ?"

વાહ ! તમે તો મારી મશ્કરીજ કરવા લાગ્યાં ! મારા મનને કષ્ટ પડયાં તેનો તમને હિસાબ ગણાવવા બેસું ? અન્નનો દાણો પેટમાં પડયા વગર માણસ જીવતો રહી શકે ? તેમાં ગઇ રાતના સ્વપ્ને તો મને ગાંડો ઘેલો બનાવી દીધો છે !"

કુટીલરામજીના આ શબ્દે ભોળી રમાનું કુતૂહલ જાગૃત કર્યું. સ્વપ્ન આવ્યું અને તેથી ગાંડો ઘેલો થઇ ગયો ! સ્વપ્નમાં એવું તે

અદ્દભુત શું બન્યું છે તે જાણવા જિજ્ઞાસાના તાર અતિશય ચઢાવી પૂછ્યું "શાનું સ્વપ્નું આવ્યું ?"

"ગંભીરતાથી મસ્તક હલાવતો હલાવતો કુટીલરામ બોલ્યો છટ્ છટ્ ગમે તે થઇ જાય તો પણ તે હું તમને કહેનાર નથી. તમને કહ્યું તે આખા જગને કહ્યા બરાબર છે. જેને તેને ભડાભડ તમે કહેતાં છૂટશો."

રમાની જિજ્ઞાસાના તાર એથીએ વિશેષ ચઢયા. તે પોતાના મનમાંજ વિચાર કરવા લાગી કે "સ્વપ્નમાં કંઇ ગૂઢ રહસ્ય છે ખરૂં. શંકર મારા ઉપર અથવા મારા પિતા પર કોઈ ભારી સંકટ નાખવાના હશેકે શું હશે.! માટે ગમે તેમ કરી સ્વપ્નનું દૃષ્ટાંત હસ્તગત કરવુંજ જોઈએ." એવો વિચાર કરી રમા અત્યંત ઉત્સુકતાથી બોલી "નહિ, હું કોઇને એક અક્ષર સુદ્ધાં કહેવાની નથી. મારી જીભ કોઇ કાપવા તૈયાર થશે તો કપાવા દઇશ પણ એ વાત નહી કહીશ તમે તમારા ખુશીથી કહો."

કુટીલરામ ગંભીરપણે બોલ્યો "છટ્ ગમે તેવી પણ સ્ત્રી જાત. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ. અર્ધે કુવે ઉતારી ઉપરથી દોરડું કાપે તેમાંની જાત !"

કુટીલરામના આ શબ્દોથી રમાને રીસ ચઢી હોય એમ દેખાયું. ભૃકુટિભંગ કરી તે બોલી "કેમ વારૂ તમે આવું બોલો છો ? સ્ત્રી જાત તમને હલકટ જણાય છે કેમ ? પણ વિચાર કરો કે સ્ત્રીજ ન હોત તો આ દુનીઆ કેમ ચાલત ? તમારો જન્મજ ક્યાંથી થાત ?"

પોતાના મનમાં કોઇ મહત્ત્વના વિષયપર વિચાર આવ્યો હોય એવો કેટલીક વાર સુધી આવિર્ભાવ બતાવી કુટીલરામ બોલ્યો. "વારૂ હું કહું તે કોઇને કહીશ નહિ એવા સોગન ખાઓ. મારા પગને અડકી સોગન લો."

રમા ચંચલ દૃષ્ટિએ દ્વાર તરફ નિહાળી કુટીલરામના પગનો સ્પર્શ કરતી બોલી "તમારા પગના સમ, કોઇને હું નહિ કહીશ."

કુટીલરામ જગા પરથી ઉભો થયો, અને બારણા સુધી જઈ તેણે આસપાસ જોઈ લીધું, આટલામાં કોઈ જણાતું નથી, એમ જાણી લઈ તે પાછો પોતાની જગા પર આવી બેઠો અને પોતાના સ્વપ્નની વાત કહેવા તત્પર થયો. આ વેળા તેણે પોતાનો સ્વર અત્યંત મૃદુ અને મંદતાપૂર્ણ કર્યો હતો.

" તમે કાલે સંધ્યા કાળે મારી પાસેથી ગયાં પછી હું અહીંજ પડયો પડયો તમારૂં ચિંતન કરતો હતો. તમારા સંબંધના વિચાર મારા મનમાં ઘોળાયા કરતા હતા. એટલાંમાં નિદ્રા આવી અને તરતજ મને એક સ્વપ્ન જણાયું. "

રમા ઉત્કંઠાથી બોલી ઊઠી. " પણ તે સ્વપ્ન શાનું ? "

કંઠસ્વર હલકો કરી કુટીલરામ બોલવા લાગ્યા. " સ્વપ્નમાં પ્રથમ સાક્ષાત્ શંકર ભગવાનનાં દર્શન થયાં. મને તેમણે પૂછ્યું 'કેમ મારા કહ્યા મુજબ રમાનો મેળાપ થયો ના ? મેં કહ્યું 'હા મહારાજ. પણ મળ્યા પૂરતોજ લાભ મળશે કે આગળ સંસારના લહાવા પણ લેવાશે ? " શંકર તત્ક્ષણે બોલી ઊઠયા ' શાંતિ રાખ, સબુરીમાંજ શર્કરા છે. ઉતાવળે આંબા પાકી જતા નથી; પણ તને મળશે એ નક્કી. જો તને વિશ્વાસ ન આવતો હોય તો હમણાજ રમાને બોલાવું છું અને તને યતકિંચિત સુખ અપાવું છું,' એમ બોલી ભગવાન અંતર્ધાન થયા, ને તમે તરતજ મારી સન્મુખ આવીને ખડાં થયાં, મને પૂછ્યા સિવાય તમે ભોજનગૃહમાં પેલા ચુલા પાસે બેઠાં. ચૂલો સળગાવી દાળનું અંધાણ મૂક્યું. અંધાણ તૈયાર થયું તે દરમિઆન તમે દાળચોખા વીણી નાંખ્યાં, અને દાળ ઓરી. તમે તે વેળા એક સુંદર ચંદ્રકળા પહેરી હતી, તમારા વિશાળ ભાલપર મોટો કુમકુમનો ચાંલ્લો હતો. ગળામાં માળા, અને મંગળસૂત્ર શોભી રહ્યાં હતાં. ભોજનથી થાળી શણગારી તમે મને જમવા માટે બોલાવવા આવ્યાં. હું પાટલા પર આવી બેઠો. મારી પાસે બેસી 'બીજો ભાત પીરસું કે ?' 'દાળ કેવી થઈ છે?' ' લો જરા ઉની ઉની દાળ લો.' આવી રીતે પ્રેમપૂર્વક

તમે મને આગ્રહ કરી કરીને જમાડવા લાગ્યાં. ઉની ઉકળતી દાળ વાટકામાં નાખી તેનો હાથ ભરીને મોટો ફડકો મારવા જાઉં છું એટલે હાથનાં આંગળાં દાઝી ગયાં. ચટ દઇ મેં આંગળા મોંમાં નાખ્યાં એટલે જીભ ચટકી અને આંખ પટ કરતી ઉઘડી ગઇ. ચોપાસ જોઉં છું તો હુંજ એકાકી થઇ પથારીપર પડેલો જણાયો! શંકરે આપેલા આટલા સુખથી હું નહિ ધરાયો! મને તો સુખને બદલે દુઃખ થયું! હૃદયમાં ડુમો ચઢ્યો. તમારા હાથની ખરી રસોઇ જમ્યા સિવાય અન્ન લેવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી. માત્ર પુષ્પપત્ર જેટલું પાણી પી, ગળું સુકાતું અટકાવ્યું છે. એ સિવાય કોઇપણ વસ્તુ પેટમાં ગઇ હોય તો હરામ છે. હજીએ રાતના સ્વપ્નાની બીના મારી આંખ સામે પ્રત્યક્ષ તરી રહી છે."

કુટીલરામજીના આ રસપૂર્ણ વક્તૃત્વનું રમાના મનપર કલ્પનાતીત પરિણામ થયું. ઇંદ્રજાળના મોહકમંત્ર પ્રમાણે કુટીલરામની વિહ્વળ "પ્રેમ-કહાણી" રમાને પરવશ બનાવતી હતી. રમા ગદ્‌ગદ કંઠે બોલી "તમે કંઇજ ખાધું નથી?"

"તમારા સમ રમા, તમારા ગળાના સમ!" એમ કહી કુટીલરામ સકરૂણ દૃષ્ટિએ રમા સામું જોઇ રહી આંખમાંથી ટપટપ આંસુ પાડવા લાગ્યો.

કુટીલરામના અશ્રુસ્રાવથી રમાનું હૃદય પાણીપાણી થઇ ગયું હતું. કુટીલરામની કૃતિમાં તિલમાત્ર કૃત્રિમતા જણાઈ નહિ. તે રૂદ્ધકંઠે બોલી "આવું ભૂખમરાનું વ્રત કરવું એ કયા ગામની રીત! આમ કેટલા દિવસ શરીર નભશે?"

તત્ક્ષણ આંખ ચોળતો અને લોહતો કુટીલરામ રડતા સ્વરે બોલી ઊઠયો "કેટલા દિવસ? જ્યાં સુધી તમે એક વાર તમારે હાથે ભોજન નહિ જમાડો ત્યાં સુધી."

"વારૂ હું કાલે આવી રાંધી જમાડીશ. પછી કાંઇ? પણ આજે તો જમશોને?"

"આજે? અને તે મારે હાથે? બ્રહ્માંડ ફરી જાય તોપણ મારૂં વચન નહિ ફરે. સમજ્યાં? વારૂ પણ કાલે આવી મારી ભૂખ શાંત પાડશોને?" રમાને વચનમાં બાંધવા માંડી.

"કાલે જરૂર રાંધી જઇશ." એમ કહી રમા ઉઠી, ને ઉતાવળે પગલે ચાલતી થઇ. કુટીલરામ બહાર વાડ સુધી આવી રમા દેખાતી બંધ થઇ ત્યાં સુધી ત્યાં ઉભો રહ્યો. પછી ઝુંપડીમાં આવી બારણું વાસી ભોજન સામગ્રીની વિધિ કરવા બેઠો.



## પ્રકરણ નવમું.

# મદનરાયની માયાજાળ.

બાળપણામાં લાડ લડાવે, નીતિ-નિયમ-અંકુશ ન રાખે,
બાળક તો ફળ પામે તેનાં, પોતે પણ તેનાં ફળ ચાખે.



સંધ્યા સમય થયો હતો. નિશાકાલીન અંધકારની વિરલ છાંયા કિંચિત્ દૃગ્ગોચર થવા લાગી. પીત, સુવર્ણ, હરિત વગેરે વિવિધ રંગના પક્ષીનો કલરવ શાંત થયો હતો. મોહક બુલબુલ પક્ષીનું વૃક્ષની એક શાખા પરથી બીજીપર ઉડી મારવાનું કામ બંધ પડયું હતું. માત્ર કોઈ કોઇ ઠેકાણે કેટલાંક પક્ષી મંજુલ સ્વરે પોતાનાં સહચરને માળા તરફ બોલાવતાં સંભળાતાં હતાં. ચૈત્ર મહીનાનો દિવસ હતો. ભગવાન ચંડકિરણની કડક કારકીર્દિથી ત્રાસ પામેલું સર્વ જગત તેમના અસ્તની, અને રજનીવલ્લભના ઉદયની વાટ જોતું હતું. કોઇ પણ વસ્તુનો અંત તો છેજ; એ ન્યાયે સૂર્યનારાયણની અવનતિને ઘણોજ સમય થયો હતો. તે હવે નિજધામે જવાની તેયારી કરતા હતા. તેમના આ અસ્તગમનથીજ કે શું, સર્વ જગ શાંતિસુખનો અનુભવ લેતું આમોદ પ્રમોદમાં રંજન થવા લાગ્યું હતું. અત્યાર સુધી

સૂર્યના તાપથી તપિત થએલા મરૂતમહારાજ પણ શીતલ થઇ લોકોને શાંત કરવા લાગ્યા હતા. નાનાં બાળકો અને તરૂણ વૃદ્ધો ગામ બહાર ગાડીમાં, ઉંચા ટેકરા પર, કે નદી કિનારે સહેલ કરી પાછાં ફરતાં હતાં. 'न स्त्री स्वतंत्र्यमर्हति' ના મહાસિદ્ધાંતનો દશે દિશામાં અભિમાનથી જયઘોષ કરનારા તે ગામના વૃદ્ધોની છૂટથી, તેમના કુંટુંબ મંડળની સ્ત્રીઓ પણ આ વેળા દેવદર્શને કે કથાપુરાણ સાંભળવા જવા પુરતું અલ્પ સ્વલ્પ સ્વાતંત્ર્યસુખ અનુભવતી હતી. પરંતુ પુનઃ સ્વયંપાકના તાપમાં તપવાનું તેમના નસીબમાં વિધાતાએ લખેલું હોવાથી સ્ત્રીઓને ઘેર પરત જવાની ચટપટી લગતી હતી.

પુરૂષોને એવી ધાંધલ હોવાનું કોઇજ કારણ ન હોવાથી ગામને ચોરે સ્વસ્થપણે ગપ્પાં મારવામાં, ગંજીફાના પાનાં પટકવામાં સોકટાબાજી રમવામાં, કિંવા ખરેખરના હાથીઘોડા ન હોવાથી શેતરંજ પરના લાકડાના હાથીઘોડા ફેરવી સમરકૌશલ્ય દાખવવામાં, સૌ ગરક થઇ ગયા હતા. કેટલીકવાર સુધી રમતો શાંતિથી ચાલતી, પણ જરા કોઇની લુચ્ચાઇ કે ભૂલ જણાવાથી એકદમ સૌ ગર્જી ઊઠતા. કેટલીકવાર તો ગાળાગાળી અને મારા મારી સુધી મજલ જતી.

આજે જુદી જુદી રમત રમવા બેઠેલા મંડળો શાંતિથી પોતપોતાના કામમાં મગ્ન થયાં હતાં, એટલામાં વિલાસચંદ્રની પાસે તેની આઠનવ વર્ષની પુત્રી શોભના દોડતી દોડતી આવી, અને પોતાના પિતાને બારીક દૃષ્ટિથી શોધવા લાગી. તેના કપાળપર પરસેવાનાં બિંદુ ફૂટયાં હતાં. સ્પષ્ટ જણાતું હતું કે તે કોઇ અતિ અગત્યના કામ સારૂ ઉતાવળી આવી છે. તેના ચહેરાપર થોડાંક ગભરામણનાં પણ ચિહ્નનુ જણાતાં હતાં. આવી સ્થિતિમાં તેને આવેલી જોતાંજ વિલાસચંદ્રનું લક્ષ તેના તરફ ગયું અને પૂછવા લાગ્યો "કેમ શોભના, શું કામ છે ?"

હાંફતી હાંફતી તે બોલી "કની બાપુ, ચાલો વહેલા ઘેર, બાએ તમને હમણાને હમણા બોલાવ્યા છે."

શોભનાના એ શબ્દ સાંભળી તેનું મંડળ એકદમ હસી પડ્યું, તેથી વિલાસચંદ્રે ચિડાઇ જઇ શોભનાને ધમકાવી કહ્યું "મૂર્ખ છોડી પણુ શું કામ છે, તે તને ખબર નથી કે?"

શોભનાએ ગભરાઇને ઉત્તર આપ્યો કે "બાપુ! તાર આવ્યો તાર! તાર લાવનાર સિપાઇ તમને બોલાવે છે વહેલા ચાલો."

શોભનાંના મોંમાંથી "તાર આવ્યો છે" એ શબ્દ સાંભળતાંજ વિલાસચંદ્ર આદિ તમામ માણુસો ચમકી એક બીજા તરફ જોવા લાગ્યા. સૌની એ સ્થિતિ થવી સાહજિક હતી; કારણુ કે કુંજપુર જેવા નાના ગામમાં બે ત્રણ વર્ષે કદાચ તાર આવે, અને તે પણુ શોક સમાચારનોજ–કોઇની ભયંકર માંદગીનો કે મૃત્યુના અંતીમ સંદેશાનોજ!

વિલાસચંદ્ર ઘેર આવતાંજ સિપાઇએ તારનું કવર તેના હાથમાં મૂક્યું અને 'રિસીટ ફોર્મ' પર સહી કરવાનું કહ્યું. કંપતા હાથે સહી કરી વિલાસચંદ્રે કવર ફોડયું. તારમાં અમંગળ વાર્તા આવવાના ઉદાહરણુ સેંકડે નવ્વાણું બનવાથી બક્ષિસની આશા છોડી સિપાઇ પોતાનો રસ્તો માપી ગયો. પરંતુ આ તેની ભૂલજ થઇ, એમ કહીએ તો ચાલે; કારણુ કે આ તાર સેંકડે નવ્વાણું પૈકી ન હતો પણુ બાકીના એક પૈકી હતો, એમ વિલાસચંદ્રની મુખમુદ્રાપરથી જણુાઇ આવતું હતું.

તારમાંની આનંદની વાર્તાથી તેના મોંપર હાસ્યચિહ્ન ઉલટવા લાગ્યાં. આજુબાજુ વીંટળાઇ વળેલાં નાનાં મોટાં, આશ્ચર્યચકિત નજરે તેની સામે જોઈ રહ્યાં હતાં. વિલાસચંદ્ર એકદમ ઘરમાં ઘુસ્યો. બારણુામાં ઉભી રહેલી, તેની સ્ત્રી તારલિકા, વહુ તારા વગેરેની પાસે આવીને કહ્યું કે "કાંઇ ગભરાવા જેવું નથી."

"શાનો તાર છે?" તારલિકાએ કુતૂહલથી પૂછ્યું.

"તારના સમાચાર ઘણા સારા છે."

"પણુ કોના છે તે?"

"મદનના."

તારલિકા બાઇ આશ્ચર્યમાં લીન થઇ બોલી "શું કહો છો? મદનનો? શું કહે છે તે?"

"મદન ઘેર આવે છે."

શોભના આનંદમાં આવી નાચતી કૂદતી બોલી. "વાહવાહ! તે ક્યાંથી આવે છે? અને ક્યારે આવશે?

તે ક્યાંથી આવે છે જણાવ્યું નથી પણ રસ્તામાં આવતાં સ્ટેશન પરથી તેણે તાર કર્યો છે. તે કાલે બપોર સુધીમાં આવી પહોંચશે."

શોભના પોતાની ભાભી તારાને મશ્કરીમાં કહેવા લાગી કે "લો તમારા પતિરાજ આવી પહોંચ્યા."

દુઃખી બાપડી તારાને પતિ હો કે નહિ હો પણ સુખનો એકપણ બોલ તેને સાંભળવાનો મળ્યો નહોતો.

સાસુ તારલિકાબાઈ સંપૂર્ણ સાસરવાસ કરતી હતી. તારાને નિરાંતે જમવાનું પણ સુખ ન હતું. ઘરનાં સૌ જમી રહ્યા પછી વધેલ સધેલ તેના ભાગ્યમાં હોય તો તેને મળતું. રંધાએલી તમામ વસ્તુતો તે અહીં આવી ત્યારથી જમવા પામીજ ન હતી. તેમજ ઠંડુગાર થએલુંજ તેને હમેશાં જમવાનું મળતું. તારલિકા બાઇ ગામમાં વઢકણી બાઈ તરીકે પ્રખ્યાત હતી. અને તેથી તે ગામમાં ત્રાટિકાનું ઉપનામ પામી હતી, એ વાત તારાને તેના બાપના ઘેરથીજ ખબર હતી :તે ખરી ઠરી. તેને તેના પતિ મદનરાય તરફનું પણ જરા સુખ નહતું. તારા બિચારી દિનપ્રતિદિન ગળાતી હતી. માત્ર એને સંતોષ થતો, તે એક એના ભાઇ મધુસૂદનના કુશળતાના સમાચારથીજ.

તારા સચ્છીલવતી હતી. હાલઅપેષ્ટા ભોગવ્યા છતાં, અને મેહેણાં ટેણાં સાંભળ્યા છતાં, ઘરનું તમામ કામકાજ એકલે હાથે કરતી હતી. ઘરકામ કરતાં બીલકુલ કંટાળતી નહિ કે થાકતી નહિ. તે પોતાનો વધુધર્મ બરાબર સમજતી હતી, અને તે પ્રમાણે વર્તવાને કદીએ ચૂકતી ન હતી. આટલું બધું કર્યાં છતાંએ ત્રાટિકાબાઇ

નહિ છિદ્રોનાં છિદ્રો ખોળી વાક્પ્રહાર કર્યા સિવાય દહાડો ખાલી જવા દેતી નહિ. બિચારી તારાનો એક પણ દિવસ રડયા વિનાનો જતો નહિ. તેણે પીયરમાં સાવકી માનું સુખ જોયું ન હતું, તેમ અહીં પણ સાસુનો એક મીઠો શબ્દ સાંભળ્યો ન હતો.

પુત્રના આગમનથી તારલિકાબાઈ તથા વિલાસચંદ્ર કેમ આનંદ પામ્યાં, એ વાચકને સમજાવવાને તેનો ટુંકમાં પૂર્વવૃત્તાંત કહેવો જોઇએ.

મદનરાયને નાનપણુથી તારલિકાએ લાડકો કરી મૂકયો હતો, તેનું અનિષ્ટ પરિણામ મદનરાયપર થયા વિના રહ્યું નહિ. તે નાનપણુથીજ દિનપ્રતિદિન હઠીલો, અવિવેકી, અને ઉચ્છૃંખલ બનવા માંડયો હતો. યોગ્ય સમયે તેના પિતા વિલાસચંદ્ર તરફથી તેનો ઉપાય ન શોધાયાથી તેના આ દુર્ગુણુ વધતા જઈ બીજા દુર્ગુણો પણ ઉમેરાયા હતા.

પંદર સોળ વર્ષની વયનો થયો ત્યાં સુધી તે ક—ક્—ક—ક્ કરતો, ગુજરાતી ચાર ધોરણુ શીખ્યો. અભ્યાસમાં ગમ ન પડવાથી અને રખડેલ નિશાળીઆની સોબત લાગવાથી નિશાળમાં જવાને બહાને ઘેરથી નીકળી ગામ બહાર સંતાતો ફરતો. ત્યાં પણ કોઇ જોવા ન પામે એટલા માટે તેના મિત્રગણોએ ઘટાવાળા ઝાડો પર સંતાઇ બેસવાને માળા બાંધ્યા હતા, તેમાં બેસી ગપ્પાં ગોષ્ઠી કરી વખત વિતાડતો અને નિશાળની છુટ્ટીનો વખત થતાં ત્યાંથી સીધો ઘેર આવતો.

આ રખડપટ્ટી દરમિઆન બીડી, ગાંજો, દારૂ વગેરે દુર્વ્યસન પણુ વળગ્યાં. આમ કેટલાક મહીના ગબડયું. અંતે નિશાળના એક ડાહ્યા વિદ્યાર્થી માર્ફતે વાત ફૂટી, અને તે વિલાસચંદ્રને કાને આવી. વિલાસચંદ્રે તેને બાંધી મારવા લીધો; પણ હવે ત્રાસ બેસાડવો વ્યર્થ હતો. તે એટલો ઉદ્ધત બની ગયો હતો કે તેના પિતાને તો શું પણ પ્રપિતામહને પણુ હવે ગાંઠે તેમ ન હતો.

તારા પોતાના પતિની આવી સ્થિતિ જોઇ ખુણેવંચાળે જઈ પોતાનો ડુમો ખાલી કરી આવતી.

અપમાનથી સંતાપ્ત થઈ તેજ રાત્રે મદન ઘરમાંથી નાસી ગયો. સવાર પડતાં ઘરમાં ખબર પડી. ગામમાં વાત ફેલાઇ. ચોમેર શોધાશોધ થઇ રહી. જ્યાં જ્યાં તેનો મુકામ હતો ત્યાં ત્યાં ખોળ કરી પણ વ્યર્થ ! ગામના કુવા પણ તપાસી વળ્યા, પણ કંઇ પત્તો લાગ્યો નહિ !

એમ એક દિવસ ગયો, એક અઠવાડીયું ગયું એક વર્ષ ગયું અને અંતે પાંચવર્ષ ગયાં પણ કોઇ ઠેકાણે ભાળ લાગી નહિ. મદન નાસી ગયો તેનો દોષ વિલાસચંદ્ર પરજ આવતો હતો. કેટલીક મુદ્દત તેનાથી પોતાના આપ્ત મિત્રોને પોતાનું મોં પણ દેખાડી શકાયું નહિ.

આમ વિલાસચંદ્રનો નાસી ગએલ પુત્ર મદન સ્વગ્રામે પરત આવનાર છે તેનો આજે તાર આવ્યો હતો.

ઘડી ભરમાં આ અત્યાનંદની બાબત આખા ગામમાં પ્રસરી. તારાએ સત્યનારાયણને મંદિરે જઈ સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને પોતે પતિનું પુનઃ આગમન નહિ થાય ત્યાં સુધી સોપારી નહિ ખાવાની બાધા લીધી હતી તે મૂકી.

બીજે દિવસ ઊગ્યો. આખું કુંજપુર મોટી ઉત્સુકતાથી મદન-રાયની માર્ગપ્રતીક્ષા કરતું હતું, બપોરે ત્રણવાગે મદનરાયની ગાડી ગામમાં આવી ટુંક સમયમાં વિલાસચંદ્રના બારણા આગળ ગાડી આવી ઉભી. મદનરાયનો પોશાક કિંમતી અને ભપકાદાર જણાયો. રેશમી કાનીનું ઝીણું બંગાળી ધોતીઉં, અંગે ચળક ચળક થતો કાળો આલ્પાકાનો કોટ, માથે ઉંચી હંગેરીઅન કૅપ, કંઠાલિંગન કરતા કોલર નેકટાઇ, પગમાં મોજાં ઉપર પહેરેલા ઈંગ્લીશ હોલબૂટ, અને આંખે ગોલ્ડન ફ્રેમના કિંમતી ચશ્મા પહેરેલા હતા. ગાડીમાંથી ઉતરતાં જમણા હાથની બગલમાં રૂપાની ખોલીવાળી નાજુક લાકડી દાબી. તેજ હાથે કાળી મજબૂત "કેશ-બોક્ષ" ઉપાડી ચોમેર ચંચળ દૃષ્ટિએ જોતો

જોતો તે ઘરમાં પેઠો. ગાડીવાને અને ઘરનાં માણસોએ મળી તેનો સાથે આણેલો સામાન ઘરમાં લાવી મૂક્યો.

ઘરમાં પ્રવેશતાંજ મદને પ્રથમ પોતાના ગૃહદેવતાને, પછી પિતાને અને માતાને સાષ્ટાંગ નમસ્કાર કીધા. પોતાની બેન શોભનાને ઉંચકી લઇ ઉપરાછાપરી બોકી દીધી. પોતાની માતાને બોલાવી 'કેશ-બોક્ષ' બતાવી ધીમેથી કહેવા લાગ્યો કે "આ પેટી લઇ, આપણા દાગીના વગેરે મૂકવાની ખોલીમાં ચોક્સાઇથી મૂકો."

મદને આપેલી પેટી તારલિકાબાઇને ઘણીજ ભારે લાગી તેથી તે મનમાં ને મનમાં અતિ આનંદિત થઇ ખોલીમાં મૂકી આવી, ને ખોલીને તાળું વાસ્યું. આવીને પુત્રને પૂછ્યું "ભાઇ આટલા દિવસ કયાં હતો?"

"કલકત્તે."

"આટલે વરસે અમે તને યાદ આવ્યાં ભાઇ! અમને તજી આટલો વખત તારાથી રહેવાયું કેમ?!

"શું કરૂં માજી! તમારો આટલો લાંબો વિયોગ કેમ ખમી શકાયો તે મારૂં મન જાણે છે! પણ કરવું શું? નોકરી મૂકીને તે કાંઇ અવાય છે? મારા સાહેબ પાસે મેં પાંચ સાતવાર રજા માગી પણ તે મને છોડેજ નહિ! મારા સિવાય તેનું કામ ચાલેજ નહિ એટલે તેપણ શું કરે બિચારા! અંતે હું જ્યારે છેક છેલ્લે પાટલે બેઠો ત્યારે ન છૂટકે રજા આપી!

તારલિકા બાઇ આનંદમાં આવી બોલી "એમ કે? વારૂ તને ત્યાં શું પગાર મળતો હતો?"

"સવાસો રૂપીઆ."

"શાબાસ, શાબાસ! અમે તો જાણતાં હતાં કે એ પરદેશમાં શું કરતો હશે? કોને ત્યાં જમતો હશે? કોને ત્યાં સુતો હશે? તારા માટે રોજ મારૂં શેર લોહી બળી જતું હતું."

એટલામાં વિલાસચંદ્ર આવી પહોંચ્યો. તેણે કહ્યું "શું વાતમાં વખત ગુમાવે છે. મદન માટે શું જમવાનું કરવું તે તારાને કહે કે તે

ઝટ કરવા માંડે." તારલિકા મોઢું મરડી બોલી "શું એટલીએ તેની અક્કલ પહોંચતી નથી? હું કહું તોજ રાંધે? મૂર્ખી તારા, આમ આવ. તારાં માબાપે કંઇ વિવેક વિચાર શીખવ્યો છે કે નહિ. તારા પતિરાજને પગે લાગ."

તારા ઝટ આવી પતિને પગે લાગી. તેના ચરણોને બંને હાથે સ્પર્શી, તે હાથ આંખે લગાડી ઊઠી ઉભી થઈ અને પૂછવા લાગી કે "આ શાની રસોઈ કરવી છે ?"

"આનંદના પ્રસંગે કયું ભોજન થાય એટલુંએ જાણતી નથી? આવી કમ અક્કલ મારા મદનને પાલે કયાં બંધાઇ ! જા, જા, કંસાર બાફી નાખ, ટળ અહીંથી."

તારા એક પણ ઉત્તર વાળ્યા સિવાય રસોડામાં પેઠી. પતિ આવ્યાના આનંદમાં સાસુએ કરેલું અપમાન કાંઇપણ ગણકાર્યું નહિ. એવાં અપમાન તેને હંમેશ ખમવાં પડતાં તેથી ધૈર્ય ધારણ કરી કરીને હૃદય નમ્ર થઇ ગયું હતું. પૂર્વનો તેનો તીખો સ્વભાવ-એક પણ ખોટો શબ્દ નહિ ખમી શકવાની તેની પ્રકૃતિ અહીં રહીને બદલાઇ ગઇ હતી.

મદનરાય સ્નાન, ભોજન વગેરેથી પરવાર્યો, એટલે દિવાનખાનામાં ગામના શિષ્ટ–વિ–શિષ્ટ લોક એક પછી એક આવી બેઠા હતા, તેમની પાસે જઈ બેઠો. સર્વજન મદનની સ્તુતિ કરવા લાગ્યા.

બ્રાહ્મણમંડળી પૈકી કેટલાક અતિ લોભી બ્રાહ્મણોએ મહારૂદ્ર, શતચંડી કે પછી અંતે ચંડીપાઠ કરાવવાની આશામાં મદનને વખાણી વખાણી આકાશ જેટલે ઉંચે ચઢાવી દીધો હતો. તેમના વખાણનો સારાંશ આઃ—"મનુષ્યમાં મદનરાય જેવું તેજ હોવું જોઇએ. મદનરાય બહાદુર ખરા ! ગયા પણ નામ કરી આવ્યા. આજકાલના તરુણ પુરુષોમાં આવું પાણી જણાવું દુર્લભ. એકસો પચ્ચીસ રૂપીઆનો મહીનો કમાવો કંઈ હાંસીખેલ નથી !" ઈત્યાદિ.

એકની સ્તુતિ સાથે બીજાની નિંદા થાય છેજ. એ નિયમને અનુસરી મદનની સ્તુતિ સાથે કેટલાક અન્ય માણસોની નિંદા પૂર

જોરમાં ચાલી. બી. એ.ની પરીક્ષા પાસ થઇ ગામમાંના કેટલાક હત ભાગી તરુણ મુંબઈ જઇ જનરલ પોષ્ટ ઓફિસમાં પચ્ચીસ ત્રીસ રૂપીઆમાં રખડતા હતા, અને એક બે એમ. એ.ની પરીક્ષા પાસ કરી કેળવણી ખાતામાં પચાસ રૂપીઆનો પગાર લેતા હતા, તેમનો ત્યાં એકેલા મંડળે વાક્પ્રહારથી સારો ઉદ્ધાર કર્યો !

એક વૃદ્ધ ભટ્ટજી બોલ્યા "એ બધું ભાગ્ય આધીન છે. પૈસા અને સૌખ્ય બી. એ. કે એમ. એ. થવાથીજ મળે છે એવું કંઇ નથી.

એક નવા મતનો અનુવાદક હતો તે બોલ્યો "નસીબ તો ખરૂં, પણ તેની સાથે બુદ્ધિ અને ઉદ્યોગની પણ જોડ જોઇએ."

એટલામાં એક જોશી મહારાજે પોતાના ઉદ્દગાર કાઢ્યા "તે ખરૂં, મદનરાયમાં બુદ્ધિ અને ઉદ્યોગની કાંઈ ન્યુનતા નથી. નાનપણમાં એવા તીખા હતા સાહેબ !"

"તેનું કંઇ નહિ; જેટલા મહાપુરુષો થઇ ગયા છે તે બધા નાનપણમાં એવાજ તીખા હતા." વાણીઆભાઈ નવનીત લગાડતા બોલ્યા "થોડી ઉમર જાય છે એટલે સારાસાર સમજતા થઇ પુખ્તપણું આવે છે. અસ્તુ. અમને ઘણો આનંદ થયો."

"મદનરાય, અમે પરમેશ્વર પાસે એટલુંજ માંગીએ છીએ કે દિવસે દિવસે તમારો પગાર વધો અને તમારા સાહેબની સંપૂર્ણ મહેરબાની થાઓ. અમારો તમને આશીર્વાદ છે. તમે સુખી થઇ બીજાને સુખી કરો, અને દાનધર્મમાં તમારી નામના વધો." એમ બ્રાહ્મણ વર્ગમાંનો એક પુઢારી શુભાશીષ આપી ઉભો થયો એટલે સૌ પોતપોતાને સ્થાનેથી ઉઠી માંહોમાંહે વાતની ગડમડાટ કરતા ઘેર ગયા.

બીજે દિવસે સવારે સૂતો ઉઠી પ્રાતઃકાળનાં કૃત્ય આટોપી મદનરાય પોતાની બેન શોભનાને બોલાવી તેની સાથે હાસ્યવિનોદ કરતો કરતો બોલ્યો, "તારે માટે હું શુંશું લાવ્યોછું તે તું જાણે છે કે? કહે જોઇએ ?

" ભાઈ મારે માટે કંઇ લાવ્યા છો ? લાવો બતાવો જોઇએ ? વાજું આણ્યું છે કે અગનગાડી? કહો કહો ભાઇ?" વગેરે પ્રશ્નાવલિથી મદનને ગભરાવી મૂક્યો. મદને પોતાની ટ્રૂંકમાંથી રબરની વાગતી ઢીંગલી, કાચની પૂતળી અને ચાવીવાળી મોટરગાડી કાઢીને આપી. શોભના નાચતી નાચતી તેની મા તારલિકા પાસે ગઇ. તારલિકા પણ મદનની ટ્રૂંકમાં શુંશું છે તે જોવાના કુતૂહલથી પાસે આવીને ઉભી, એટલે મદન શોભનાને સંબોધીને બોલ્યો બેન, તારે માટે પાંચ તોલાની સોનાની બંગડી લાવ્યોછું તે જોઇએ છે કે ? "

શોભનાના બોલ્યા પહેલાં તારલિકા બોલી પડી. " ક્યાં છે બતાવ જોઇએ. મારી શોભનાને ઘણા દહાડાથી બંગડીની હોંસ હતી."

" પેલી 'કેશ-બોક્ષ' તમે ખોલીમાં મૂકી છે તેમાં છે. "

" મારે માટે કંઇ દાગીના લાવ્યો કે ભૂલીજ આવ્યો ? " અધીરપણે તારલિકાએ પૂછ્યું.

" માજી, તમને તે ભૂલી જવાય, તમારે માટે વીસતોલા સો ટચનું સોનું લઇ ચંદનહાર કરાવ્યો છે. "

" લાવ બતાવ જોઈએ, કેવોક ઘાટ ઘડ્યો છે ? "

" ઘાટમાં શું પૂછવું. મુંબઇગરા કુશળ સોનીના હાથની કારીગરી છે. લાવો પેલી 'કેશ-બોક્ષ' !"

તારલિકા ઉતાવલે ઉતાવળે ખોલીનું તાળું ખોલી અંદર ગઇ. સોનાની બંગડી મળવાના આનંદમાં આવી ગએલી શોભના પણ રાજી થતી તેની મા પાછળ દોડી. માત્ર તારા ટગર ટગર મૂગે મોંઢે એક બાજુ ઉભી રહી જોયા કરતી હતી. તેનો કોઇ ભાવ પૂછતું ન હતું. તેમ તેને માટે જણસ આણી કે કેમ તે તેના તરફથી કોઈ પુછે એમ ન હતું.

તારલિકા 'કેશ-બોક્ષ' ઉપાડી લાવી. તે ઘણી ભારે હતી તેથી એ હાથે ઉપાડી લાવતાં કમરમાંથી અર્ધી વાંકી વળી ગઇ હતી.

મદન આગળ ટ્રંક મૂકી. મદન તેની ચાવી શોધવા લાગ્યો. પરંતુ તે વહેલી મળી નહિ, આ ખીસું, તે ખીસું, કોટ જાકીટ વગેરેનાં ગજવાં તેણે ત્રણ ત્રણવાર તપાસ્યાં. છેવટે ટ્રંક પણ ઉથલપાથલ કરી જોઈ પણ ચાવીનો પત્તોજ લાગ્યો નહિ.

મદન ગભરાઇ ગયો. તેનું મોં ઉતરી ગયું. વિષણ્ણ ભાવથી તેણે કહ્યું "હવે શું કરવું? આ બદનના ખીસામાં મેં તે ચાવી મૂકી હતી, એ નક્કી. આગગાડીમાંજ પડી ગઇ!"

એમ કહી કપાળપર હાથ મૂકી માથું નીચું ધાલી ઉદાસ થઇ બેઠો.

તારલિકા બઈ તેને સાંત્વન આપતી બોલી "ચાવી ગુમ થઇ તેથી આટલી ઉદાસી આણવાની જરૂર શી છે?" પેટીમાનો માલ તો સુરક્ષિત છે ને? થયું ત્યારે. ચાવી અહીંજ ખોવાઈ હશે, તો ગમે ત્યારે મળશે અને નહીં મળશે તો ટ્રંક ફોડવી પડશે એટલુંજને? છે આપણા ગામમાં ધનજી લુવાર."

વિષાદપૂર્ણ હાસ્ય કરી મદન બોલ્યો "માજી, આ પેટીની કિંમત કેટલી છે તે જાણો છો? પીસતાળીસ રૂપીઆ બેઠા છે પીસતાળીસ. એ કંઇ સાદી પતરાંની પેટી નથી. મુંબઈ જઇ એની ચાવી આણ્યા સિવાય ગતિ નથી. પણ અરેરે મેં કેવી મૂર્ખાઇ કરીકે તમામ પૈસાટકા પણ અંદર રાખ્યા. હાથ ખરચ જેટલાએ પૈસા બહાર નથી રાખ્યા?"

"કંઇ ફિકર નહિ. લે આ દસ દસ રૂપીઆની બે નોટ તારી પાસે રાખ, એ તારા હાથ ખરચના કામમાં વાપરજે."

તારલિકાએ ચંદનહારના લોભમાં ઉદારતા વાપરી.



# પ્રકરણ દસમું.

# પિતાની આજ્ઞા.

માનવ જીવનમાં જે વિષય, હંમેશ ઘોળાએ,
છેલ્લી ઘડીએ મરણની, પ્રત્યક્ષ તે થાએ.



સંધ્યાકાળને સુમારે મદનરાય ગામ બહાર બે ત્રણ માઇલપર આવેલી અમરાઇ અને આસોપાલવની ઘટામાં ફરી આવી ઘરમાં પ્રવેશતાંજ તેની માતુઃશ્રી તારલિકાબાઈ ઉર્ફે ત્રાટિકાબાઇનો કડકડાટ તેના સાંભળવામાં આવ્યો. મદનરાયને જોઇ તારલિકાબાઇને શૂર ચઢ્યું. તેણે પરવારતા લેખકની ડાયરી પ્રમાણે સવારથી બનેલા 'ઇતિહાસ'નો ચોપડો તેની સામે ચટ ચટ વાંચી સંભળાવ્યો. આખા દિવસમાં તારાએ શું શું કર્યું, કઈ કઇ ચૂક કરી, વગેરે વિષયપર તારલિકાએ લાંબુ લચક બ્યાખ્યાન આપ્યું.

મદનરાય પરગામથી આવ્યો તેને બીજે દિવસથી આજદિન સુધીના કાર્યક્રમમાં માતાનું બ્યાખ્યાન રોજ મૂગે મોઢે સાંભળવું, એ પણ તેનો એક વિષય થઇ પડયો હતો.

મદનરાય કંઇપણ પ્રત્યુત્તર ન આપતાં ઉભો થઇ રહ્યો.

"આવી અપલક્ષણી વેજા કોણ જાણે કયા કુળમાંથી તારા પિતાએ પકડી આણી ? એ ખુડપગી જયારથી આપણા ઘરમાં આવી છે ત્યારથી ઘરનું ધંધોળીઉં થઇ ગયું છે ! જરૂર એ અવદશાજ આપણા ઘરમાં પેઠી છે. " તારલિકાએ પોતાની ચર્પટપંજરી ગતિમાન કરી કર્કશ સ્વરે ગર્જના કરી.

મદનરાય રોજના કંકાશથી કંટાળી ગયો હતો. તેના મગજમાં સજ્જડ સંતાપ ભરાયો. તેની આંખમાં અગ્નિ વરસી રહી. તે ઉતાવળે પગલે ઘરમાં જઇ કપડાં ઉતારવા લાગ્યો એટલામાં તેની બેન શોભના

તેની પાસે આવી તેની કંમરને વળગી પડી બોલી "ભાઇ, ભાઇ, ભાભી રડયા કરે છે હોં !"

'બહુ સારૂ' આંખ કાઢી ધમકાવીને મદને કહ્યું, એટલે શોભનાની આંખમાંથી ચટ દઈ અંસુ ટપકવા લાગ્યાં. તે ફરી હિંમત ધરીને બોલી "ખરૂં કહું છું ભાઇ, ભાભી સારી છે. આપણી મા રોજ તેને કંઇને કંઈ બોલે છે. પણ તે એક અક્ષર સુદ્ધાં બોલતી નથી. માત્ર રડીનેજ તેનું મન સમાધાન કરે છે."

મદનનો ક્રોધ જરાએ શમ્યો નહિ. "ચૂપ કર લવારો તારો." કહી તેણે જેવી સોટી ઉગામી તેવી તે નાસી ગઇ. મદને તારા પર દાઝ ઉતારી, એટલી મારી કે શરીર પર લીલાં ઝામટાં પડી ગયાં. નિર્દોષ તારાએ વગર ગુનેહ માર ખાધો. ખુણે બેસી તે ચોધાર આંસુએ રડવા લાગી. તેની સ્વર્ગસ્થ મા સાંભરી આવ્યાથી તેનું હૃદય વધારે વિદીર્ણ બન્યું. તે મનમાં વિચારવા લાગી કે જો મારી સગી મા જીવતી હોત તો આ મારી સાસુ આખી ન્યાતમાં લડાકમાં લડાક તરીકે પંકાય છે તેને પાલવે મને જાણી જોઇને ન બાંધત. સાવકીએ કોણ જાણે કયા જન્મનું વેર વાળ્યું! એમ નવી નવી વાત યાદ લાવીને વધારે વધારે રડવા લાગી. પણ अरण्य रुदनवत् તેનો કલ્પાંત કોણ સાંભળે એમ હતું.

આસપાસના પાડોશી દોડી આવ્યાં અને તારાને શાંત રાખવા મંડયાં. તેમનામાંનાં દરેકે દરેક તારાને શાંત પાડી તારલિકાનેજ દોષ દેતાં હતાં. પાડોસી તારાને સમજાવતાં, છાની રાખતાં, તે પણ તારલિકાને ગમતું નહિ. તેથી જે કોઇ આવતાં તેમને ત્રાટિકા પ્રસંગ ઉપસ્થિત કરી લઢીને કાઢી મૂકતી.

રાત્રે સુવાનો વખત થયો. તારા ઊઠી અને પોતાના માળપરના સુવાના ઓરડામાં દીવો લઇ ગઇ. પોતાના પતિ માટે પથારી પાથરી તૈયાર કરી મૂકી. નિત્ય નિયમાનુસાર પતિ માટે પાનની બીડી તૈયાર કરી મૂકી. પથારી નીચે બેસી પોતાને હથભાગિની કહી મનમાંને મનમાં રડવા લાગી. ઘરનાં સૌ સૂઈ ગયાં, પણ હજી પતિ આવ્યા નહિ તેથી

તે વધારે ગભરાવા લાગી. તેના મનમાં એ ચિંતા પેઠી કે આગળ જેમ વિલાસચંદ્ર સાથે લડવાથી રિસાઈ ચાલ્યા ગયા હતા તેમ આ વેળા ચાલ્યા તો નહિ જાય! એટલામાં દાદરપર ચઢવાનો અવાજ સંભળાયો. તારાએ પોતાનો કુતર્ક અટકાવ્યો. મદન કંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય પથારીપર આવી સૂતો. તારા પા કલાક રડતી બેસી રહી. મદન સૂઈ ગયાનો ઢોંગ કરી ચૂપકીથી તેની ચિકિત્સા જોતો હતો. તારાથી વધારેવાર મૌન રખાયું નહિ. તૈયાર કરેલી પાનની બીડી લઇ પથારી ઉપર તેના પડખામાં જઇ બેઠી. મદને જાણે ઘોર ઉંઘમાં પડ્યો હોય એવો ડોળ કર્યો. તારાએ તેનો હાથ તકડી ધીમેધીમે ઢંડોળવા માંડ્યો. હજી મદનનો ક્રોધ ઉતર્યો ન હતો. તેણે બે ત્રણ તમાચા તારાના ગાલપર સજ્જડ ચોંટાડ્યા. તારાને પારાવાર દુઃખ થયું. મૂંગે મોઢે તે સહન કર્યું. તેની આંખમાંથી અશ્રુધારા અસ્ખલિત પડતી હતી, છતાં તેનું હૈયું વારંવાર ભરાઈ આવવાથી ખાલી થતું ન હતું. પતિનું મન શાંત કરવા તેના પગ દબાવવા બેઠી. પ્રથમ તો મદને પગ દબાવવાનીએ આનાકાની કરી પણ અંતે તેના મનમાં કોઇ વિચાર ઉત્પન્ન થવાથી દબાવવા દીધા. પાએક કલાક પગ દાબ્યા પછી તે વિનંતી કરી બોલી "મારો આજે કંઇજ વાંક ન હતો. હું રસોડામાં બેસી રસોઇ કરતી હતી તમારાં માતુશ્રી રસોડામાંથી દૂધી લઇ જઈ આગલા ખંડમાં બેઠાં. થોડી વાર પછી તેમણે ત્યાંથી કહ્યું કે "તારા પાળી લાવ" હું તવાપર રોટલી શેકાતી મૂકી તરતજ પાળી લઇ ગઈ. પાળી જોઇ એકદમ મારા પર ત્રાડી ઊઠયાં કે 'રાંડ અવદશા મેં તારી પાસે પાણી માગ્યું કે પાળી? શું પાણીને બદલે પાળી આપી મારૂં ભુંડું તાકે છે?"

હું વિચારમાં પડી ગઇ. થોડી વારે મને સમજ પડી એટલે તરતજ મેં કહ્યું કે "મારી સાંભળવામાં ભૂલ થઇ, ક્ષમા કરો બા," એમ બે હાથ જોડી બોલી, અને તરતજ પાણી આણી આપ્યું. તે પાણીનું પવાલું મારા પર ફેંકી માર્યું અને કહ્યું કે "જા રાંડ કુભારજા મારે તારા હાથનું પાણી નથી પીવું." આટલી ગડબડ થઇ એટલે તવા-

પરની રોટલી બળવા માંડી, તેની વાસ તેમને જતાંજ એકદમ ઊઠયાં, અને મારો કાન પકડી રસોડા તરફ ઘસડી ગયાં. રોટલી બળતી જણાઇ તે બતાવી મને અસંખ્ય મેણાં માર્યાં. મારી મરેલી માને પણ નહિ મૂકી. કહો એમાં મારો શો વાંક છે ?"

મદનરાયનો ક્રોધ હવે શાંત પડયો હતો. તારા નિર્દોષ જણાઈ. તારલિકાનો સ્વભાવ તે મૂળથીજ જાણતો હતો. તેમ તારા ઘેર આવી ત્યારથી અનુભવ હતો. વળી તારાને હાથપર લેવાનો તેનો વિચાર હતો; કારણકે એનાં દર્શન કુંજપુરમાં પુનઃ થયાં તે તારાને પોતાની સાથે લઇ જવાની ખાતરજ.

વિલાસચંદ્રને અર્ધાંગવાયુનો રોગ કેટલાંક વર્ષ થયાં લાગુ પડયો હતો. રાત્રિના પાછલા પહોરમાં રોગનો ઉછાળો પૂર જોરમાં ઉપડયો. આ ઉછાળો ત્રીજી વારનો હતો. વિલાસચંદ્રને નક્કી લાગ્યું કે હવે આ મૃત્યુ લોકમાં થોડાજ દિવસ નહિ, પણ કલાક કાઢવાના છે. છતાં 'જીવન આશા ડુંગર જેટલી' હોવાથી પ્રાણમાં પ્રાણ છે ત્યાં સુધી ઔષધોપચાર કરવાનો સૌએ નિશ્ચય કર્યો, અને તે ગામમાં 'આર્ય ભિષક્'ના નામથી વિખ્યાત થએલા ભિષગ્વર્યને તત્કાલ બોલાવ્યો. વિલાસચંદ્રના શરીરમાં પળે પળે વિક્રિયા થતી અને તે મૃત્યુની દાઢમાં જેમ બને તેમ ઉતાવળે લઇ જઈ હોમવાને પ્રયત્ન કરતી હતી. ખૂટીજવા આવેલા તેલના દીપક પેઠે તેની ચેતના ક્ષીણ થતી ચાલી.

"પિતાજી સાંભળ્યું ? પિતા, ઓ પિતા. આટલું ઔષધ પીઓને' પલંગ પાસેની ખુરસીપર બેસી અત્યંત કરુણ સ્વરે મદને કહ્યું.

વિલાસચંદ્રે કંઇ પણ સાંભળ્યું ન હતું; કારણકે તેનો જીવ આ વેળા અતિ ઘોર ઉંડાણમાં હતો. તે આંખ ઉઘાડીને તેની સામે જુએ તેટલી શુદ્ધિજ નહોતી. ભિષગ્વર્ય પલંગ પાસે ખુરસી નાખીને બેઠા. પોતાના હાથમાં વિલાસચંદ્રનો હાથ લીધો. નાડી તપાસી મોઢું ઉતારી એકત્ર મળેલા આપ્ત વર્ગ તરફ ઇંગિત

કરી સૂચવ્યું કે સ્થિતિ નિરાશાજનક છે. સૌનાં મોંપર ઉદાસીની છાંયા પ્રસરી.

ભિષગ્વર્ય બોલ્યા. "હવે એમની જીવવાની આશા વ્યર્થ છે; પરંતુ તમારે કંઈ એની સાથે અંતિમ વાતચિત કરી લેવી હોય તો હું માત્રા આપી શુદ્ધિમાં આણું."

"હા, વૈદરાજ, અચાનક ગુંગ થઇ જવાથી, પિતાજી કંઇપણ બોલી શક્યા નથી, મનનો ખુલાસો કરી શક્યા નથી, માટે સવેળા આપી દો." મદનરાયે અધિરા થઇ કહ્યું.

બીજા આસપાસ બેઠેલાઓએ પણ સંમતિ આપી. આગળના અતિ પરિચયને લીધે પ્રસંગોપાત વિલાસચંદ્રના ઘરમાં મફત ઔષધ આપવું પડતુ હતું તે સર્વનો ખંગ વાળી લેવાની તક આવી જાણી ભિષગ્વર્ય મોઘા થયા. એમણે સ્પષ્ટ કહી દીધું કે "જુઓ, આ મારી "મૃતસંજીવની" માત્રા અમૂલ્ય છે. કોઇ રાજવંશીનું ઘર હોત તો પાંચસો રૂપીઆ મુકાવતઃ પરંતુ અહીં કંઇ પારકું છે? માત્ર એ માત્રા તયાર કરતાં મને જે લાગટ બેઠી છે તેજ હું તમારી પાસેથી લઈશ, અને તે આ એક પડીકી ઉપર પંચાવન રૂપીઆ, પાંચ આના અને પાંચ પાઇ છે, કેમ છે કબુલ?"

ગરજવાનને અક્કલ હોતી નથી. એટલે અક્કલ હોય છતાં જાણે એટલું સમજી જવાની શક્તિ નથી એ દર્શાવવું પડે છે તેમ મદનરાયે ઉપલક ખુશી બતાવી કહ્યું. "વૈદ કાકા, તમે કંઇ અમારી પાસેથી વધારે લો એવા છો? તમારી લાગટ અમને કબૂલ છે" પણ મનમાં તેણે નિશ્ચયજ કરી દીધો હતો કે 'આપવું નહિ આપવું મારા હાથમાં છે ને. પછી તો "વિવાહ વિત્યા ને મોર થાંભલે."

ભિષગ્વર્યે પ્રસન્ન મને પડીકી ઉઘાડી. ચમચામાં પાણી મંગાવી તેમાં માત્રા નાખીને ઘોળી. મદનરાયને કહ્યું 'લે, ધીમે રહીને એમનું મોઢું ઉઘાડ અને પેટમાં જાય એવી રીતે પાઇ દે."

મદનરાયે માત્રા પાઇ. ઘણાં માણસો ભેગાં મળ્યાં હતાં છતાં તે સમયે એટલી નિઃસ્તબ્ધતા પથરાઇ હતી કે એક ધુમચી પડે તો-

એ સર્વના સાંભળવામાં આવે. સૌ પુતળાંની માફક અનિમિષ થઇ બેઠાં હતાં. વિલાસચંદ્રે પાસું બદલ્યું. સૌ ઉત્કટ થઇ કૌતિક ભરી નજરે જોવા લાગ્યાં.

અચાનક આંખ ઉઘાડી વિલાસચંદ્ર બોલ્યા, "મદન, આમ આવ, મને બેઠોકર."

મદને તરતજ બીજા સ્નેહીની મદદથી હળવે હળવે તેને બેસાડયો, અને આજુબાજુ તકીઆનો આશ્રય આપ્યો.

"મને જરા દૂધ આપ. ગળું સુકાય છે."

તરતજ પાસેના પ્યાલામાંથી ચમચે ચમચે દૂધ પાયું.

"મદન મારી પાસે આવ." જમણો હાથ પથારીપર ઠોકી જગા બતાવતાં વિલાસચંદ્રે કહ્યું.

મદન આશ્ચર્યમગ્ન થઇ બતાવેલી જગાએ બેઠો.

"બેટા, તું સારી નોકરી લઈ ઠેકાણે પડયો, અને પુનઃ આવી મળ્યો, તેથી તારા તરફથી એક ચિંતાતો મટી. પણ હજી તને એક બીજી મુદ્દામ વાત કહેવાની રહી છે. એ વાત હું કહું કહું કરતો રહી ગયો હતો. એ વાત તને નહિ કહું તો મને સુખે મરણ આવશે નહિ."

"પિતાજી!" આંખમાં આંસુ લાવી મદનરાય બોલ્યો.

"બેટા હવે રડવું મિથ્યા છે. તને સાંત્વનના શબ્દ કહેવાને મારામાં શક્તિ રહી નથી. હું હવે એટલુંજ પૂછું છું કે મારી અંતકાળની આજ્ઞા પાળશેને?"

"પાળીશ, અવશ્ય પાળીશ."

વિલાસચંદ્ર સમાધાન ચિત્તે બોલ્યો "તારી માનું ભવિષ્યમાં શું થશે, એ એકજ પ્રશ્ન મને સુખે મરવા દે એમ નથી. તને તારી માનો સ્વભાવ માહીત છે?

"શું"?

"એ એકદમ સંતાપી ઊઠે છે, અને એકવાર એના માથામાં સંતાપ ધુસ્યો કે પછી એને સારાસારનો ભેદ જણાતો નથી. એના

મનમાં એકવાર ભૂત પેઠું, કે તે નીકળવું મુશ્કેલ. એનું એકજ ઉદાહરણ તને આપું છું:—

વિલાસચંદ્રે બોલતાં બોલતાં આંખો બંધ કરી વિચાર કરવા માંડ્યો. થોડીવારે આંખો ઉઘાડી કહ્યું "લાવ, બેચાર ચમચા દૂધ પા. ગળું છોલાય છે."

મદનરાયે પોતાને હાથે ત્રણ ચમચા દૂધ પાયું. ચોથો ચમચો પાવા જાય છે એટલે તેનો હાથ રોકી કહ્યું "બસ."

આસપાસ વિંટાઇ બેઠેલાં સંબંધી અનેક શંકામાં ગરક થઇ એકમેક સામે એકી નજરે જોયાં કરતાં હતાં અને વિલાસચંદ્રના છેવટના ઉદ્‌ગાર સાંભળવાને કાન માંડી રહ્યાં હતાં.

તારલિકાના ક્રોધ બુદ બુદ હૃદયમાંથી એક પછી એક ઉત્પન્ન થઇ તેની જીભને ટેરવે આવી અટકતા હતા, પણ આજે પ્રભુએજ તેની જીભ પર સવામણનું તાળું માર્યું હતું.

વિલાસચંદ્રે બોલવાનું શરૂ કર્યું. "જો સાંભળ, તું બહારગામ ગયો હતો ત્યારે એક ક્ષુલ્લક વાતમાં બિચારી તારા પર આભ તોડી પાડયું હતું. તે જોઇ હું જરા કરડાકીમાં બોલ્યો તે વેળા પાસે પાથરેલા ખાટલાના પાયા સાથે ધડધડ માથું અફાળી ઘડીમાં રામનું રામાયણ કરી નાખ્યું. તેથી કપાળ ફૂટયું અને ત્રણ મહીનાનો ખાટલો ભોગવ્યો એની આવી પ્રકૃતિ બદલવાને મેં અનેક યુક્તિ પ્રયુક્તિ લડાવી જોઇ, પણ ધૂળપર લીંપણ. માટે મારા છેવટના બોલ એજછે કે તારી માતાની પ્રકૃતિ સહન કરજે, અને મેં નીભાવ્યું તેમ નીભાવજે. ઘરનું ધંધોળીઉં કરતો નહિ. તારી માતાનું અંતઃકરણ કંઇ એટલું નઠારૂં નથી, કોમળ છે. પરંતુ બહારથી તે મોટું કઠોર અને ઉગ્ર દેખાય છે. એ એકવાર બડબડવા લાગી કે અજાણ્યાને એમજ લાગે કે આ સ્ત્રીને કંઈ દયામાયા છે કે નહિ? માટે તને ફરીફરીને કહું છું કે તારી માતાનો સ્વભાવ સહન કરજે. બેટા તારા! આમ

આવ, મેં જે આ કહ્યું તે તારે પણ યાદ રાખવાનું છે. તું જેમ અત્યાર સુધી સહન કરતી આવી છે તેમ સહન કરજે. પરમેશ્વર તારૂં કલ્યાણ કરશે.” “તમે ત્રણે એક અન્ન ખાઈ હળીમળી એકમતે રહેજો. સુખે ચાલતો સંસાર કેટલાકથી જોઇ રહેવાતો નથી. તે છિન્ન-ભિન્ન થઇ જાય તેટલા માટે દુષ્ટ મનુષ્યો પ્રયત્ન કર્યા કરે છે. તમારામાં ભાગ પાડવાનો પ્રસંગ આણતા નહિ; કારણ કે ભાગ પડવા માંડયા, એટલે તો પ્રચંડ પર્વત પણ ધૂળમાં મળી જાય છે! અસ્તુ. લે ભાઇ હવે મને સુવાડી દે. હવે મારો જીવ સુખે જશે.”

મદને ધીમે રહીને વિલાસચંદ્રને સુવાડયો. સુવાડતાંજ અચેતના ભરાવા લાગી. ભિષગ્વર્યે નાડી તપાસી કહ્યું “હવે એમને પલંગપરથી ઉતારી તમારે જે અંતિમ વિધિ કરવી હોય તે કરવા માંડો. માત્ર પા કલાકના મેમાન છે.”

ઝટપટ સૌ ઉભાં થઇ ગયાં. ભિષગ્વર્યાદિ કેટલાકે ચાલવા માંડયું. કેટલાકે મળી પલંગપરથી ઉતાર્યા ને સ્નાન વિધિ કરાવી. આ પ્રસંગે સૌની આંખમાં ઓછાં વત્તાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. કેટલાકે મૃત્યુ સંસ્કાર જોએલા નહિ તેઓ કંપતે હૃદયે દિંગમૂઢ બની જોયા કરતા હતા.

મદનરાયે ધર્મદાનવિધિ કરાવી ગંગોદક પાયું. એક વૃદ્ધ અચાનક બોલી ઊઠયો. હવે શું જોઇ રહ્યા છો. રામરામ ભજો. તરતજ રામરામનો સતત ધ્વનિ આખા ઘરમાં ગાજી રહ્યો. પછી અલ્પ સમયમાં વિલાસચંદ્રનો પ્રાણવાયુ ગંભીર અનન્ત આકાશમાં મળી ગયો!



## પ્રકરણ ૧૧ મું.

# નિરાશા.

બી રોપીએ જે જાતનાં તે જાતનાં ફળ થાય છે.
આશા તણા વૃક્ષે નિરાશા ફળ ઘણુાય જણાય છે !

નીલવર્ણ આકાશમાં ઉજ્જવલ તારાસમૂહો રત્નદીપ પ્રમાણે શોભતા હતા. પશ્ચિમ સમુદ્રની શીતળ લહરીએ ઠામઠામ પ્રસરવા માંડયું હતું. સૂર્યકિરણે આખો દિવસ સૌને સંતપ્ત કરી મૂકયાથી રાત્રિનું શીતપણું સૌનાં અંતઃકરણને આલ્હાદ ઉપજાવતું હતું. તિમિરનો બુરખો ધારણ કરેલી રાત્રિ અસ્તંગત થએલા દિવસની પાછળ પડી હતી, એવો ભાસ થતો હતો. ઉષ્ણકાળમાં રાત્રિનો સમય વિશેષ આનંદપ્રદ લાગતો હતો.

વિનીતરાય અદ્યાપિ ઘેર આવ્યા ન હતા, સરલા સ્વયંપાકગૃહમાં ભોજન વિધિ તૈયાર કરતી હતી. અગાસીમાં મધુસૂદન અને કાંતા એજ બે હતાં. મધુસૂદન સાથે કાંતાને એકલી રાખવામાં સરલા કે વિનિતરાય લેશ પણ બાધ ગણતાં નહિ; તેમને નિઃશંકપણે હરવા ફરવા દેતાં; કારણ કે તેઓ મધુસૂદનના અતિ ઉચ્ચ ગુણોથી માહીતગાર થઈ ચૂકયાં હતાં. મધુસૂદનને તેઓ પુત્રવત્ માનતાં હતાં. મધુસૂદન કાંતાને પોતાની સગી બેન તુલ્ય માનતો હતો. અને પોતાની તારા બેનથી વિયોગી રહેવાનું દુઃખ તેને જોઈ વિસારતો હતો.

પ્રદોષ તારાના ઉદય સમયથી મધુસૂદન ને કાંતા અગાસીમાં આવી નભ મંડળનું નિરીક્ષણ કરતાં હતાં અને તે સંબંધી તેમનું વારંવાર સંભાષણ ચાલતું હતું. મધુસૂદન પ્રમુખ પ્રમુખ તારા અને નક્ષત્રોની સમજ આપતો તેથી કાંતાને તે સંબંધી થોડું બહુ જ્ઞાન થયું હતું. જેનું તેજ એક સરખું સ્થિર ચળકયા કરે છે તે ગ્રહ અને જેનું તેજ

કોલાઆની દીવા દાંડીપરના દીપકની પેઠે પલકારા મારે છે તે તારા; એટલું તો કાંતા સમજતી થઈ હતી. આજે કાંતાને ધ્રુવ દર્શનનો પાઠ શીખવવાનો હતો. પ્રથમ, મધુસૂદને આગળ બે, પાછળ બે, અને પાછલા એક છેડાથી સહેજ વક્રાકારમાં ચળકતા ત્રણ તારા દેખાડી કહ્યું કે એનું નામ સપ્તર્ષિ–એ સપ્તર્ષિમાંના આગલા બેની ઉત્તર તરફની સીધી લીટીમાં થોડેક છેટે જે તારો જણાય છે, તે ધ્રુવ; એમ કહી મધુસૂદને તે તરફ આંગળી કરી. કાંતાને તે જણાતાંજ 'જય ધ્રુવ નારાયણ' કહી નમસ્કાર કર્યા. કેટલાક ગ્રહ, જીવનશૂન્ય સ્થિતિમાં છે, અને કેટલાક જીવંત સ્થિતિમાં છે; તે સમજાવ્યું. આકાશમાં શોભનારો શુભ્ર રંગી પટો બતાવી કહ્યું કે અપરિણત સ્વરૂપમાં એટલે 'નેબ્યુલા'ના રૂપમાં જે આ પટો દેખાય છે, તે આપણા પુરાણ વાઙ્મયમાં પ્રસિદ્ધ થએલી આકાશ ગંગા છે. આકાશમાં સૂક્ષ્મરૂપે જણાતા કિંવા બીલકુલ ચર્મચક્ષુગોચર ન થતા, પણ દુર્બીનમાંથી દેખાતા અસંખ્ય ગોળ, તે અસંખ્ય જગત હોઈ તેમાં આપણી પૃથ્વી પ્રમાણેજ જીવ વનસ્પત્યાદિનું ભરણું છે, અને બ્રહ્માંડની વ્યાખ્યા કલ્પનાતીત છે, તે વિષે મધુસૂદને કાંતાના મનપર પ્રકાશ પાડયો.

સંભાષણનો ઓઘ ખગોળશાસ્ત્રના વિષય તરફ વળવાથી કાંતાને નવીન દૃષ્ટિ પ્રાપ્ત થયા સરખું લાગ્યું. જાણે તારકોનો ઇતસ્તત પ્રસરેલો વૃંદ એ વ્યોમપટપરનો ગૂઢાર્થદર્શક અક્ષર લેખ હોઈ કાંતા તે વાંચવાનો પ્રયત્ન કરતી હોય એમ જણાયું. મધુસૂદનનું જ્ઞાન અને તેનો પ્રેમાળ સ્વભાવ જોઇ કાંતાનું અંતઃકરણ નિકટવર્તી થતું ચાલ્યું, કાંતાના ઉછળતા પ્રેમાવેશે તેની વાણીપર અંકુશ મૂક્યો. કાંતા બોલતી બંધ થઇ.

"કેમ કાંતા, કંઈ બોલતી નથી?" મધુસૂદને સ્મિત પૂર્વક પૂછ્યું. સ્વપ્નાવસ્થામાંથી જાગૃદાવસ્થામાં આવે તેવી કાંતાની સ્થિતિ થઈ. "હું હું હમણા આકાશી પદાર્થો વિષે કાંઇપણ વિચાર કરતી નથી." એમ ચોરાતી વાણીમાં બોલી, તારાના તેજથી પ્રતિબિંબિત

થએલા મધુસૂદનના સ્નિગ્ધ નેત્ર તરફ કાન્તાએ પોતાની ઔત્સુક્ય-પૂર્ણ એક સરખી દૃષ્ટિ માંડી.

"તો પછી આટલો વિચાર શાનો ચાલ્યો છે?" મધુસૂદને પોતાના નિર્વ્યાજ સ્વભાવને અનુસરી હલકા સ્વરે પૂછ્યું.

"આકાશમાંના ગ્રહોનો નહિ, પણ પૃથ્વી પરના—આ આપણી પૃથ્વીપરના—ગૃહો સંબંધી મારા મનમાં વિચાર ચાલ્યો છે."

"ઘર સંબંધી શો વિચાર ચાલ્યો હતો? શું તમને આ તમારા ઘરનું સુખ ગમતું નથી? એથી વિશેષ સુખ કયા સ્થાનમાં મળે એમ છે?"

"આ ઘર તો મને પ્રિય છેજ. પણ 'ઘર'નો ખરો અર્થ જેને લાગુ પડે છે તે ઘરનાં સુખનો વિચાર ચાલે છે. માતા, પિતા, બંધુ અને ભગિનીના પ્રેમ કરતાં સ્ત્રીઓને આ જગતમાં બીજા પ્રેમની પણ તીવ્ર આંકાક્ષા હોય છે."

"આ બીજા પ્રેમને માટે તો તમારાં માતાપિતા તમને વારંવાર પરણવાનું કહે છે, મોટા મોટા લક્ષ્મીનંદનોનાં માગાં આવે છે, પણ તમારા 'નં'કારથીજ તેઓ પાછાં ફેરવે છે!"

"પરંતુ મેં તો એક પતિ વરવાનો દૃઢ સંકલ્પ કરી મૂક્યો છે. તેના વિના અન્ય મારા બંધુ સમાન છે તેનું કેમ?"

'તે કયા શ્રીમંતનો પુત્ર?"

"હું નિરક્ષર—અક્ષર શત્રુ—શ્રીમંત પુત્રોને બીલકુલ ચહાતી નથી. તેમના તરફ હું તુચ્છકારની દૃષ્ટિએ જોઉં છું. તેમની કિંમત વિજયા દશમીના શણગારેલા બળદ કરતાં લેશ પણ વધુ આંકતી નથી." "તો તમારા હૃદયસ્વામીનું નામ?" મધુસૂદને પૂછ્યું.

કાંતાએ સસ્મિત થઈ પોતાનું મોં બાજુમાં ફેરવી લીધું, ઉત્તર કેમ આપવો તેજ તેને સમજાય નહિ. પોતાની જીભનો પણ તેને વિશ્વાસ રહ્યો નહિ. માત્ર તેણે અધીરવન થઇ પોતાનો હાથ મધુસૂદનના હાથમાં મૂકયો.

મધુસૂદનના અંતઃકરણમાં ધ્રાસકો પડયો. કાંતાનો અશુદ્ધ ભાવ કંઇક તે સમજ્યો. પણ પાછો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે

"આવી ભળતીજ કલ્પના મનમાં કરવી એ મોટું માનસિક પાપ છે. હું જે આનો અર્થ ધારૂં છું તે અર્થ કાંતાના મનમાં ન હોય તો મારા જેવો કોઇ બીજો પાપી નહિ."

કેટલોક સમય ઉભય પૈકી કોઈજ બોલ્યું નહિ.

મધુસૂદનને હવે તે જાણવાની તીવ્રજિજ્ઞાસા ઉત્પન્ન થઇ.

કિંચિત્ કંપિત સ્વરે પુનઃ પૂછ્યું. "કેમ બેન બોલોને? ક્યું નામ?" કાંતાએ શરમાતાં શરમાતાં કહ્યું "મધુ."—

"બસ, બેન, એટલેથીજ. અટકો હું સંપૂર્ણ સમજી ગયો. એ વાત કદી બનનાર નથી." તારાએ અંતઃકરણમાં બહુ કાળ પર્યંત દાબી મૂકેલી વૃત્તિ ખાલી કરતાં મધુસૂદને તેને જમીન દોસ્ત કરી.

અચાનક દાદરપર પગલાંનો અવાજ થયો. વિનીતરાય આવ્યા જાણી કાંતા અગાસીમાંથી ઉતરી પડી. ચોરી કરતાં કોઈ આવી પડે અને ચોરની જે સ્થિતિ થાય, તે સ્થિતિ આજે કાંતાની થઇ હતી.

તેની છાતી ધડક ધડક થતી હતી. જો તે વખતે વિનીતરાયે કાંતાને કોઇ પ્રશ્ન કર્યો હોત તો કાંતાથી ઉત્તર દેવાત નહિ. જો તે ઉત્તર આપત તો તેની કંપિતવાણી વિનીતરાયને કદાચ શંકાશીલ બનાવત.

મધુસૂદન અનેક તર્ક વિતર્કની જાળમાં સપડાયો. તેની શરીર યષ્ટિ બળવાન છતાં સકંપ થઇ. તે ત્યાં ઉભો ઉભો કોઈ નિશ્ચયપર આવ્યો હોય એવો જણાયો. તેની આંખમાં અડગ સંકલ્પ પ્રકાશવા લાગ્યો.

વાળુ કરવાનો સમય થયો. સરલાએ મધુસૂદનને બોલાવ્યો, પણ ઉત્તર ન વાળ્યો. વિનીતરાયે અગાસી પાસે જઈ બોલાવ્યો, ત્યારે તે એકાએક ભાનમાં આવીને નીચે ઉતર્યો,

સરલાએ હસતાં હસતાં પૂછ્યું, "આજે કંઈ નભ નિરીક્ષણમાં બહુ મગ્ન થઈ ગયા હતા કે શું?"

"હા પણ હવે મને તેનો બહુ પશ્ચાત્તાપ થાય છે. મારી પરીક્ષા માથે ઝઝુમી રહી છે છતાં કેટલીકવાર આકાશનું અવલોકન કરવામાં અને કેટલીકવાર ગપાષ્ટક જોડવામાં હું મારા મૂર્ખ પણાથી મિથ્યા કાળ-વ્યય કરૂં છું. હવે મારે એ વ્યવસાય છોડી દેવા જોઇએ. આવા

વિદ્યાર્થીના ઢંગ ન હોય. મેડીકલ હોસ્ટેલમાં જમવાનો અને સુવાનો બંદોબસ્ત થાય એમ છે માટે કાલથી હું ત્યાંજ રહીશ. પ્રસંગોપાત હું અહીં આવતો જતો રહીશ." મધુસૂદને મોઢાપર ગ્લાનિ લાવી કહ્યું.

આ સાંભળતાજ કાંતાના હૃદયમાં ચરર ચિરાડો પડયો, પણ તે કોને બતાવે !

" તમારૂં કહેવું વાસ્તવિક છે મધુસૂદન. !" વિનીતરાય બોલ્યા. "મને પણ તમારો વિચાર કિંમતી લાગે છે. જે અભ્યાસ કોલેજમાં રહી થાય છે તે ઘરમાં કદી થતો નથી. ત્યાં સરખે સરખી વયના મિત્રો સાથે રહી અનેક કૂટ પ્રશ્નો ઉકેલતાં, છૂટથી હૃદય ખોલી વાર્તાલાપ કરતાં, અને અભ્યાસમાં આવી પડતી ગુંચવણોનો ત્યાંને ત્યાં નાશ થતાં જે આનંદ થાય છે તે આનંદ ઘરમાં એકાકી રહી અભ્યાસ કરવાથી સ્વપ્ને પણ મળતો નથી. ત્યાંના વિદ્યામય વાતાવરણમાં રહેનાર ભાગ્યશાળીજ સમજવા. કાંતા બેન પણ તમારી વાચન શૈલી શીખી ગઇ છે એટલે રાત્રિના વાચનમાં એ તમારી ગરજ સારશે. કેમ કાંતા બેન ખરૂં છે ને ? આજે અમારી કાંતા બેન વાંચશે, તમે પરીક્ષા કરજો. "

કાંતા કે મધુસૂદન કોઇ કંઇ પણ બોલ્યું નહિ.

વાળુ કરી રહ્યા પછી કાંતાએ વાચન 'અપૂર્ણ' હતું ત્યાંથી શરૂ કર્યું. તેના મન તરંગોમાં આજે અલૌકિક વિધિનિષેધ થતો હતો. એક તરફ તેને મધુસૂદન આગળ પરીક્ષા આપવાની હતી, બીજી તરફ તે મધુસૂદનથી વિરક્ત થનાર હતી. છતાં તેણે મધુસૂદનની વાચન શૈલીનું આબેહુબ અનુકરણ કર્યું અને સૌને વિસ્મિત કરી નાખ્યાં.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં હંમેશના નિયમ પ્રમાણે સૌ ઊઠયાં, પોત પોતાની વિધિ આટોપી સ્વસ્થ થયાં. મધુસૂદને સૌને નમસ્કાર કરી આજ્ઞા માગી. વિનીતરાય અને સરલાએ અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપ્યો. માત્ર કાંતા અશ્રુબિંદુ ટપકાવી મનમાં કુશળ ઇચ્છતી મૌન્ય ધારણ કરી રહી. મધુસૂદને કાંતાની દુઃખાવસ્થા જોઈ દીર્ઘ નિશ્વાસ નાખ્યો, પણ જાણ્યું અજાણ્યું કરી મેડીકલ કોલેજની વાટ પકડી.

## પ્રકરણ બારમું.

# વિદ્યાર્થી જીવન.

સ્વાવલંબી પુત્ર કોને ભારરૂપ થતો નથી;
સૂર્ય કોનું તેજ લઇને દીપ્તિ ભોગવતો નથી.

**મ**ધુસુદન એક માર્ગથી બીજે માર્ગ વટાવતો એક મોટા રાજમાર્ગ પર આવીને ઉભો. ત્યાં ટ્રામ, મોટર, વિકટોરિઆ અને જનમંડળની પુષ્કળ આવજા જોવા લાગ્યો. રાજમાર્ગની બંને બાજુએ ચિત્તાકર્ષક કારીગરીથી બાંધેલી, ગગનચુંબિત ઇમારતોએ તેને છક્કરી નાખ્યો. પુનઃ રાજમાર્ગ પર દૃષ્ટિ પડતાં તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો કે " અહાહા પુરાણ પ્રસિદ્ધ અહલ્યા દેવી જે પ્રમાણે ગૌતમ મુનિના શાપથી શિલા થઇ પડી હતી, તે પ્રમાણે આ માર્ગ પણ કોઇ તપોધન મહર્ષિના શાપથી, સદા સર્વદા નિદ્રિતાવસ્થા ભોગવનાર એકાદ લાંબા લચક અજગર પ્રમાણે અનેક વર્ષ થયાં જડાવસ્થામાં પડી રહ્યો છે. એના ધૈર્ય અને શાંતિના ગુણ ખરેખર કોઇ મહાકવિએ વર્ણન કરવા યોગ્ય છે.

એ સર્વકાળ સ્થિર અને અવિચળ છે, નાનપણમાં બાળકો ઘણા ચપળ અને ચંચળ હોય છે, પણ એ બાળપણમાં સુદ્ધાં હાલ છે તેવોજ જડ અને સ્થિર હતો. આશ્ચર્યની વાત છે કે એ આટલો સ્થિર છતાં એને વિશ્રાંતી નથી! જે જે કાંઇ બને છે તે તે આંખ મીચીને મૂગે મોઢે જોવાનુંજ એના નસીબમાં લખ્યું છે!

રાત્રિ દિવસ–અષ્ટ પ્રહર–ચોવીસ કલાક પદ શબ્દ! પદ શબ્દ! તેમાં વળી ટ્રામની ઘંટડીના ખણખણાટ, મોટરના વાયુ ક્ષેપક બણુગાં, વિકટોરિઆના ઘોડાના પાદાઘાતથી થતા ટપટપ અવાજની ધમાલ, આટલું છતાં એ જડ નિદ્રામાંથી ઊઠતો નથી. એની કાયા કંઇ

અનેક કુંભકર્ણની બનેલી છે કે વિષ પાનથી પાતાળમાં અચેતન થઈ પડેલા વૃકોદરની ઘડેલી છે ?!

આ જગમાંની કોઇપણ સંપૂર્ણ વાત સાંભળવાનું તો એના ભાગ્યમાં મળેજ ક્યાંથી ! કેટલાં વર્ષોથી લોકો .ગાયનં, ગોષ્ટી, હાસ્ય વિનોદ સંભળાવતાજ હશે પણ તે સંપૂર્ણ સાંભળવાનાં તો સ્વપ્નાં. કોઇ વાર અર્ધી વાત, તો કોઇવાર ગાયનની ટેક; કોઇવાર હાસ્ય-વિનોદનો અપૂર્ણ ચૂટકો તો કોઇવાર એકાદ સુખદુઃખની ક્હાણીનો અલ્પાંશ માત્ર સાંભળવો મળતો હશે.

એ કોઇનું પણ સાધ્ય નથી પણ સર્વેનું સાધન છે. એ કોઈનું ઘર નથી, પરંતુ એ પોતાની અનેકાનેક, શાખાદ્વારા સર્વેને ઘેર પહોંચાડનાર પરોપકારી છે; છતાં કોઇ નવાસવા ભૂલા પડેલાની ગાળ ખાવાનું પણ એના ભાગ્યમાં લખીજ મૂક્યું છે.

પરંતુ એટલું તો ખરૂં કે એની સંભાળ લેનાર એને માથે છત્ર રૂપ છે, માત્ર હુંજ છત્ર વિનાનો થયો છું. એના શરીરને કંઇ પણ ખોડ ખાપણ લાગતાં તત્કાળ ચાંપતા ઇલાજ લેનાર એના હિતચિંત-કો તત્પર છે, ત્યારે મારી સંભાળ લેનાર આજે દુનીઆમાં એક નથી! ખરેખર આ રાજમાર્ગ એકંદરે મારા કરતાં સુખી છે."

મધુસૂદને અચાનક વિનીતરાયના ઘરમાંથી પગ કાઢયો તે માત્ર કાંતાની પ્રેમયાચના ખાતરજ. તેણે કાંતાને પોતાની સગી બેન સમાન ગણી હતી. તેજ પ્રમાણે તેણે નિર્વિકારી મનથી તેની સાથે વર્તન રાખ્યું હતું. વિનીતરાય અને સરલાએ તેને પોતાના પુત્ર સમાન માન્યો હતો. તે પોતાના આશ્રયદાતાનો વિશ્વાસઘાત કરવાને, તેનું લુણ હરામ કરવાને, પોતે પૂર્વેથી એક પત્નીવ્રત પાળવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો, તેનો સંહાર કરવાને, જરાએ ચલાયમાન થાય એવો નિર્બળ મનનો ન હતો. તે નિરાધાર હતો, પણ તેનું હૃદય સ્વતંત્ર હતું. તેની સંસારિક સ્થિતિ દુર્બળ હતી, પણ તેની માનસિક સ્થિતિ સબળ હતી, અને તેથીજ એ આવા અણીના પ્રસંગે વિજયી થવા પામ્યો હતો. કાંતાનો તેનાપર ઘણોજ ઉપકાર હતો છતાં કાંતાની

આવી નિંદ્ય માગણી પાળી તેનો બદલો વાળવાનું તેને અતિ નીચમાં નીચ કર્મ લાગ્યું, અને તેથીજ તેણે એ રીતે સાટું વાળવાનું નાકાર્યું. તેણે મેડીકલ હોસ્ટેલમાં રહેવાનું તો ધાર્યું. પણ ભોજનને માટે જોઈતા પૈસા ક્યાંથી મેળવવા તેનો મોટો વિચાર આવી પડયો! અનેક તર્ક વિતર્ક કરતો અંતે એવા નિશ્ચય પર આવ્યો કે ત્યાંના વિદ્યાર્થીઓની ભોજન માટે જુદી જુદી બંધાએલી કંપનીઓમાં જે કરકસરથી ખર્ચ કરતી હતી હોય તેમાં જોડાવું.

તે હોસ્ટેલમાં પહોંચ્યો. ત્યાં પોતે ધારેલી કંપનીના આગેવાન યુવકોને પોતાનો વિચાર બતાવ્યો. સર્વેએ અનુમતિ આપી. એના એક સહાધ્યાયી મિત્રે એની દીન સ્થિતિનું સૌ આગળ વર્ણન કરીને કહ્યું કે "એને માથે ભોજનનો કોઈ પણ ખર્ચ ન ચઢાવતાં મફત જમાડવાની મદદ કરવી જોઇએ." સર્વેએ ખુશીથી હા પાડી. પરંતુ મધુસૂદને તદ્દન મફત ખાવાની ના પાડી. જે મંડળ પૈસાની તંગીને ખાતર પોતાનો ભોજન ખર્ચ કરકસરથી નિભાવે છે, તેને બોજા રૂપ થઈ પડવાનું તેને અયોગ્ય જણાયું. તેણે કહ્યું "તમારી કંપનીમાંથી હાલ જે વાસણ માજનાર નોકર જતો રહ્યો છે તેને બદલે હું કામ કરીશ. તેને જેમ તેના મહેનતાણા બદલ જમાડતા હતા તેમ હું જમીશ; પરંતુ તમારા ઉપકારનું સાટું વાળી આપ્યા સિવાય તમારું અન્ન નહિ લઇશ."

"આવું હલકું કામ તને અમારાથી સોંપાય?" એક મિત્રે ખિન્ન થઇ કહ્યું.

"શું આ હલકું કામ છે?"

"અતિશય હલકું. જુદી જુદી વર્ણના સૌ બંધુઓનાં ઉચ્છિષ્ઠ પાત્રો અજવાળવાં એ તારા જેવા ભણેલાને છાજે? એ તો અધર્મ કહેવાય!" મધુસૂદને કહ્યું "અધર્મ?! ભૂલ છે. એ અંધમાન્યતા તમારી નહિ પણ આપણા વડીલો પાસેથી વંશ પરંપરા પ્રાપ્ત થએલી તમામ હિંદી વિદ્યાર્થીઓની છે. માત્ર ધર્મ, ધર્મ કહેવાથીજ કોઇ ધાર્મિક થતા નથી. ધર્મનો સંબંધ મનુષ્યના વ્યવહાર અને જીવનની સાથે

છે. તમારૂં અન્ન ખાઇ તેનો બદલો વાળી ન આપવો, તમારા પૈસામાં મારો કોઈ પણ પ્રકારનો હક ન હોવા છતાં તેમાં મારી માલીકી ગણાવવી, એને શું તમે ધર્મ કહો છો? ધર્મ એટલે ફરજ. તમે જેમને સહાય આપો છો, તેનો હરકોઇ પ્રયત્ને મારે બદલો ન વાળવો એ શું મારી ફરજ ગણાય કે? તમારા અન્નની સાથે મારી મહેનત નો વિનિમય ન કરૂં તો મેં મારી ફરજ અદા કરી કહેવાય કે? માટે તમે ધર્મને ચહાનારા થઇ મારી પાસે અધર્મ કરાવવા માગો છો? આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણો ઉત્પન્ન થયા, બાહુમાંથી ક્ષત્રિય ઉત્પન્ન થયા, ઉદરમાંથી વૈશ્ય ઉત્પન્ન થયા અને ચરણોમાંથી શુદ્ર એટલે મજુરીઆત વર્ગ ઉત્પન્ન થયો. બ્રહ્માનું અંગ તે આખો જનસમાજ છે. એ સમાજના મુખ રૂપ બ્રાહ્મણથી ગણતાં શુદ્ર, સમાજના ચરણ રૂપ હોઇ એકજ અંગનો ભાગ સાબિત થાય છે. સુજ્ઞ પુરુષો પોતાના પગને કદી વખોડતા નથી, એતો કોઇ "પાણીમાં જોતું સાબર" જેવા મનુષ્યોજ પોતાના પગની અવગણના કરે છે. આપણો કેટલોક અજ્ઞાની જનસમાજ એ ક્રમ અકકલ સાબરની પેઠે ચરણ રૂપ શુદ્રને,–મજુરીના ધંધાને નિંદે છે. બ્રહ્માના ચરણોદક લેવાનું શાસ્ત્રમાં ફરમાવ્યું છે એજ જણાવી આપે છે કે ચરણ રૂપ શુદ્ર–મજુરી–પણ પૂજ્ય છે. નિંદ્ય નથી."

સૌને મધુસૂદનની વાત વાજબી લાગી, તેથી તેની ઇચ્છાને તેઓ અનુસર્યા.

મધુસૂદને પાત્રમાર્જનનું કામ કરવા માંડયું. તેણે જ્યારથી એ કામ માથે લીધું, ત્યારથી વાસણોનો ચળકાટ, નવાં કરતાંએ વિશેષ જણાવા લાગ્યો. નોકરો ઘણે ભાગે માથાઉતાર કામ કરનારા હોય છે, તે તેણે બતાવી આપ્યું. મધુસૂદને પોતાની ખોરાકીનો આ રીતે બંદોબસ્ત કર્યો, હવે કપડાં લત્તાં વગેરે અગત્યની વસ્તુને માટે નાણું પ્રાપ્ત કરવાની તેને ચિંતા પેઠી; પરંતુ તે ચિંતા તેણે ટુંક સમયમાં દૂર કરી. તે મુંબઇની ગોદી કે જ્યાં સવારથી સાંજ સુધી ગાડાના ખડખડાટ અને મજુરોની બૂમરાણથી કાને પડયો અવાજ સંભળાતો

નથી. ત્યાં જઇ મજુરોના મુકાદમને મળ્યો અને દર રવિવારે આવી બંદરપર સવા રૂપીઆને રોજે મજુરી કરવાનું ઠરાવી તે મુજબ જવા લાગ્યો.

માણસ અમુક નીતિનિયમને દૃઢ અવલંબે છે, ત્યારે તેના માર્ગમાં અનેક વિઘ્નો આવીને ખડાં થાય છે, એ વિઘ્નોને જે વિઘ્નો માને છે તે અંતે નીતિભ્રષ્ટ થાય છે, અને જે તેને મિત્રો માને છે તેજ વિજયી નીવડે છે. મધુસુદને કાંતાની અભિલાષાને ઉત્તેજન આપ્યું હોત, વિનીતરાય અને સરલાનો વિશ્વાસઘાત કર્યો હોત, તો તેને પાત્રમાર્જનનો અને ગોદીપર જઇ મજુરી કરવાનો પ્રસંગ ન આવત. કાંતાનો અઘટિત વિચાર 'સાંભળતાંજ પોતાને અનાયાસે પ્રાપ્ત થએલા સુખને ઠોકર મારી તત્કાળ ત્યાંથી નીકળ્યો, તે એટલાજ વિચારથી કે કાંતાને મધુસૂદનના સ્વભાવની સંપૂર્ણ જાણ પડે અને પોતાના અયોગ્ય વિચારને ફેરવે. એકાંત સમયે કાંતા અને મધુસૂદન વચ્ચે ચાલતી વાતોનું આ પરિણામ થવા પામ્યું, એમ મધુસૂદનને લાગ્યું.

"ઘરમાં રહેવાથી એકાંત પ્રસંગો મળશે અને કાંતા તેનો લાભ લઇ અનેક કનડગત કર્યા સિવાય રહેનાર નથી. મેં કાંતાને એકાંતમાં વાતો કરવાની તક આપી તેથીજ એના મનમાં વિચિત્ર વાસનાએ જડ ઘાલી. માટે વાસ્તવિક જોતાં કાંતા અપરાધી નથી પણ હુંજ અપરાધી છું. તેની શિક્ષા મારેજ ભોગવવી જોઇએ." આવા આવા અનેક વિચાર કરીનેજ તેણે વિનીતરાયનું ઘર છોડયું હતું.

પરંતુ તેણે તદ્દન પગ બંધ કર્યો ન હતો, પ્રસંગોપાત વિનીતરાયની ઘરમાં હાજરી હોય તે સમયે આવતો જતો. કાંતાના વિચારો બદલાયા છે કે નહિ તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતો, પણ જેમ મધુસુદન એક પત્નીવ્રત પાળવાનો નિશ્ચય લઇ બેઠો હતો તેમ કાંતા 'વરૂ તો મધુસૂદનનેજ વરૂ.' એજ નિર્ણયપર આવી હતી, કાંતાનો મનોભિલાષ પૂર્વવત્ જાણી મધુસૂદન ખિન્ન થતો, અને મધુસૂદનનો અડગ નિશ્ચય જોઇ કાંતાની વિચારશ્રેણી છિન્ન ભિન્ન થતી. મધુસૂદનના

હૃદયમાં નિર્મળ પ્રેમ વિરાજતો હતો. કાંતાનો પ્રેમ પણ કંઇ પંખીની માફક આ ડાળથી તે ડાળ અને તે ડાળથી પેલી ડાળપર બેસે એવો કનિષ્ઠ ન હતો. તેના પ્રેમની ગણના પણ ઉચ્ચ પ્રેમમાંજ થાય એવી હતી પરંતુ તેના ઉચ્ચ પ્રેમમાં ન્યુનતા એજ હતી કે તે મધુસૂદનને વિવાહિત થએલ જાણ્યા છતાં, તે એક પત્નીવ્રત ધારી છે એમ સાંભળ્યા છતાં તેને ચાહતી હતી, અને તે માટે મેડીકલ હોસ્ટેલમાં પણ પાછળથી આવજા કરતી હતી.



## પ્રકરણ તેરમું.

# પાસા પોબાર.



કુટીલરામ સંધ્યા સમયે રમાનો આવવાનો સમય સાધી ભૂખે પીડાતો હોય એવો ડોળ કરી, ચટાઈ પર લાંબો છટ થઇને પડયો હતો. બારણું અડકાવી મૂક્યું હતું; પરંતુ તેની નજર બારણા તરફજ ચોંટી રહી હતી. પવનનો સપાટો આવ્યાથી બારણું જરા હાલ્યું અને તેથી બારણાની સાંકળ સહેજ ખખડી, એટલે રમા આવી એમ જાણ્યું, અને એકદમ મોઢું નિસ્તેજ કરી નાંખી આંખ મીચી દીધી. થોડીવાર એવી સ્થિતિમાં પડી રહ્યો, પણ બારણું ઉઘડયાનો કે રમાના પગલાંનો અવાજ સંભળાયો નહિ. આંખ ઉઘાડી પ્રતીતિ કરી જોઇ. અંતે નિશ્વાસ મૂકી હતાશ થયો.

પાંચ દિવસ પર્યંત પ્રત્યેક સંધ્યાકાળે કુટીલરામ આશાભગ્ન થયો હતો, ને તદ્દન અધીરો બની ગયો હતો. પોતે રચેલી બાજી પર પ્રથમ તેને જેટલો વિશ્વાસ બેઠો હતો તેટલો અવિશ્વાસ આવ્યો. રમા આગળ તેણે ભૂખ્યા રહેવાની ખોટી વાત ચડાવી હતી. પણ તે કંઇક

અંશે ખરી પડવા લાગી. બેવાર રસોઈ કરીને જમવા તો બેસતો પણ તેનું ઉદ્દિગ્ન મન તેને ધરાઇને જમવા દેતું નહિ. તે ઝુંપડી પાસેની નારિએળીની પેઠે ઉચ્ચ ગ્રીવાએ જમતો, પણ તેનું પેટ પોલુંજ રહેતું. રમાની વાત સાંભરતાં તેનું ચિત્ર તેની આંખમાં આબેહુબ આળેખાતું, શરીરમાં કંપ છૂટતો, હૃદયના ધમકારાની ચાલ ચપળ થતી અને વિચાર શૂન્ય થઈ જતો.

છઠ્ઠે દિવસે સાયંકાળે ઉપરિનિર્દિષ્ટ અવસ્થામાં પડયો હતો. એટલામાં અચાનક બારણું ખખડ્યું, અને ઉઘડી ગયું. કુટીલરામે મીંચમીંચ કરતી પાપણો ફફડાવી રમાને જોઇ લીધી; અને ગાઢ નિદ્રામાં પડયો હોય એવો આડંબર આદર્યો. નાકનાં નકસોરાં ધરરર ધરરર બોલવવામાં તે નિષ્ણાત હતો, તેથી તેણે ઘોરવા માંડયું. ભોળી રમાએ તેને બર નિંદમાં છે, એમ જાણ્યો. "ઉઠાડું કે નહિ ઉઠાડું? અને ઉઠાડું તો નામ દઇને કે ઢંઢોળીને?" એમ મનને પ્રશ્નો પૂછતી હતી. તેણે મનસોક્તિ અનુસાર કુટીલરામને ઢંઢોળ્યો. કુટીલરામ અર્ધ જાગૃત જેવો થઈ જાણે માખી ઉડાવતો હોય, તેમ આંખ મીચેલી રાખી હાથમાંના ડોટીના કકડાથી પોતાનું શરીર ઝાપટ ઝાપટ કરવા લાગ્યો. ચાર પાંચવાર માખી ઉડાવી, પાછો ઉંઘી ગયા જેવો થઈ ગયો. મિનિટ બે મિનિટ પછી જાણે સ્વપ્નાવસ્થામાં લવતો હોય તેમ ઠાવકું મોં રાખી બોલ્યો. "નહિ આવી! અરેરે મને ભૂખે ભૂખે મારી નાખ્યો. હે ભોળા શંભુ, તમે મને નાહક ફાંસી ખાતો અટકાવ્યો? ફાંસી ખાઈ મરવું સારૂં, પણ ભૂખે રિબાઇ રિબાઇને મરવું ત્રાસદાયક છે! તમારૂં ત્રિશૂળ ઉગામો. લો આ મસ્તક નમાવું છું. મારો, મારો, એમ કહી એકદમ હાંફળો ફાંફળો ઉભો થઇ ગયો. રમા પણ બયભીત થઈ આઘી ઉભી રહી. કુટીલરામ આંખ ચોળી રમાને જોઇ, મોઢાપર આશ્ચર્યની છાંયા પ્રસારી બોલ્યો.

"કોણ રમા?"

"હા હું તેજ" ઓશિંગણ થઇ રમા મંદ સ્વરે બોલી.

"મને વાયદે ઉડાવી ઠીક મારી રેવડી દાણા દાણ કરી!"

" શું, કરૂં ! મને માસિક પ્રતિબંધ નડયો !"

" એમ ! ત્યારે તો हरीच्छा बलीयसी ! " પોતાના ફેંકેલા પાસા પોબાર પડશે એમ ખાત્રી થવાથી ગંભીરપણે કુટીલરામ બોલ્યો " ત્યારે આજે પણ મને રાંધીને જમાડવો છે કે ભૂખે મારવો છે?"

" તમે બ્રાહ્મણ થઇ મારા હાથનું જમશો? તમારા એક ભવના બે ભવ કરશો?" રમાએ પોતાની ધર્મ ભાવના દેખાડી કહ્યું.

કુટીલરામે હવે પોતાની કપટકળા રમા આગળ વિસ્તારતાં કહ્યું " રમા ? હું મારી સત્યકથા તમારા આગળ જણાવીશ પણ તે ષટ્કર્ણી નહિ થાય એવું વચન આપતાં હો તો હું મારો ભેદ ખોલું."

" કોઇને નહિ કહું. તમારી સાચી વાત શી છે ?" રમા ઉત્કંઠિત થઇ બોલી,

" તો સાંભળો " કુટીલરામે પોતાનું કપટ પ્રકટ કરતાં કહ્યું " હું તમારીજ જાતનો ક્ષત્રિય છું, મારા પિતા એક મોટા ગર્ભશ્રીમંત છે. તેમના લાલન પાલનમાં હું ઉછર્યો છું. મેં મારી આટલી જીંદગીમાં એક સળી સુદ્ધાં અહીંથી ઉંચકી ત્યાં મૂકી નથી; પરંતુ દૈવના કારમાં વજ્રપાતથી મારી સ્ત્રી સ્વર્ગસ્થ થઈ. શંકરે આપેલી આશામાંને આશામાં હું મારા માબાપ, ભાઇભાંડુ, ઘરબાર, અને ધનદોલત છોડી પરભાર્યો અહીં ચાલ્યો આવ્યો. અહીં આવી વિચાર કર્યો કે મને કોઇપણ હુન્નર ઉદ્યોગ આવડતો નથી, તેમ પૈસો પણ કંઇ લાવ્યો નથી તો મારે અહીં રહી રમા મળે ત્યાં સુધી મારો ઉદરનિર્વાહ સાથી ચલાવવો ? વિચાર કરતાં કરતાં બ્રાહ્મણનો વેશ લેવામાં મને અનહદ લાભ જણાયો. એ વેશ લેવામાં ખર્ચ પણ જણાયો નહિ, આખું ગામ નમતું આવે, સીધું સામગ્રી ભરચક લાવે, દક્ષણા આપી મુઠ્ઠી ભરાવે, ભોજનના નિમંત્રણ કહાવે, ઇત્યાદિ ઇત્યાદિ કેટલા લાભ વર્ણવું !! આથી હું ક્ષત્રિયનો બ્રાહ્મણ થયો, જો હું બ્રાહ્મણ ન થયો હોત તો તમારોને મારો મેળાપજ કયાંથી થાત ! એજ મોટો લાભ ગણોને ? " મારૂં અસલ નામતો કુટીલરાય છે. માત્ર રાય મટીરામ બન્યો એટલો ફેર.

"હવે રાંધવાની સામગ્રી કાઢી આપો." કુટીલરામની વાગ્ધારા અચાનક અટકાવી રમાએ કહ્યું, "હજીએ ભૂખબૂક લાગી છે કે નહિ?"

"તમારૂં મુખદર્શન થયું તેથી ભૂખ ને બૂક સર્વે જતી રહી છે. હવે તો રાંધો તોએ વાહવાહ અને નહિ રાંધો તોએ વાહ વાહ!" આડંબરી શૈલીમાં મસ્તિસ્કધુનન કરી કુટીલરામ બોલ્યો.

રમા સ્મિતપૂર્વક બોલી "પારકાંને ચણાના ઝાડ પર ચઢાવી દેવાની ઠીક યુક્તિ આવડે છે! ચાલો ઊઠો મને મોડું થશે તેનો કંઇ વિચાર છે કે?"

કુટીલરામે ભોજનની સામગ્રી આગળ આગળ તૈયાર કરી આપી. રમાએ ચૂલો સળગાવી સ્વયંપાકવિધિ શરૂ કરી. કુટીલરામે મૂછમાંને મૂછમાં હસીને કહ્યું "હવે એવી રસોઇ થવી જોઇએ કે દાઢમાં સ્વાદ રહી જાય."

રમાએ એનો કંઇ પણ પ્રત્યુત્તર ન વાળતાં કુટીલરામ સામે જોઇ નજર સાથે નજર મેળવી માત્ર હસી. રમા રાંધતી હતી, તેની સન્મુખ કુટીલરામ પગ પર પગ ચઢાવી બેઠો, અને બીડી પર બીડી પી, ધુમ્રના ગોટે ગોટ કાઢવા લાગ્યો. હસતું મોં રાખી કુટીલરામ બોલ્યો "હવે આપણો પુનર્વિવાહ ક્યારે થશે? આપણું જીંદગીનું દુઃખ ક્યારે જશે?"

"શું તમે બળતુંજ બોલો છો! કોઇ સાંભળશે તો શું કહેશે? આપણી ન્યાતમાં કોઇ ઠેકાણે વિધવાનાં લગ્ન થયાં સાંભળ્યાં છે?" દાળમાં કડછી હલાવતી રમા બોલી.

" કુટીલરામ વિદ્વત્તાનો ડોળ કરી મૂછ પર તાવ દેતાં દેતાં બોલ્યો. "આ તમારૂં અજ્ઞાન દૂર કરવાને મારે તમને કેટલુંક જ્ઞાન આપવું પડશે. હું કાશીરામેશ્વર ગયો હતો. ત્યાંના શાસ્ત્રી પંડિત પુનર્વિવાહ અશાસ્ત્ર છે એમ કહેતા નથી. તેઓ શાસ્ત્રની સંમતિ ઉપરાંત કહે છે કે 'પતિ મૃત થયો તેમાં તે બિચારી વિધવાનો કાંઇ દોષ છે શું? જે પ્રમાણે પુરુષની સ્ત્રી મરવી એ સૃષ્ટિક્રમ પ્રમાણે

થાય છે, તે પ્રમાણેજ સ્ત્રીનો પતિ મરવો એ પણ સૃષ્ટિક્રમ પ્રમાણેજ થાય છે. સ્ત્રી પોતાના પતિને ખાસ મારી નાંખે છે એવું કંઇ બનતું નથી; અર્થાત્ જ્યારે તેનાથી પતિ મરણ પામતો નથી, તો પતિના મરણથી તેના સર્વ હક્ક છીનવી લેવા, એ ક્યાંનો ન્યાય? પ્રાચીન પેઢીઓમાં વિધવાની સાથે જેવા પ્રકારનું સમાજનું વર્તન હતું, તેવા પ્રકારનું વર્તન હાલ નથી. વિધવાને વર્તવાની બાબતમાં હાલની આપણી સમાજમાં અધિક અનુકંપા, અધિક દયાર્દ્ર બુદ્ધિ, અને અધિક માણસાઇ આવી છે. તેનું ઉત્તમ ફળ એ થયું છે કે વિધવાનાં કેટલાંક દુઃખ હલકાં અને ઓછાં અસહ્ય થયાં છે. તો પણ અદ્યાપિ પુષ્કળ દુઃખ સિલકમાં રહ્યાં છે. એ પુષ્કળ દુઃખમાંનું અતિ તીવ્ર દુઃખ એ છે કે જેનો પતિ મૃત થાય છે તે સ્ત્રીના કપાળમાં કંકુ સરખુંએ રહેવા દેતા નથી!

હવે વાસ્તવિક જોતાં પતિએ સ્ત્રીને માત્ર મંગળ સૂત્ર આપેલું હોય છે. કંકુ એ કાંઇ પતિએ આપેલું નથી. ચાંદલો એ કેવળ હિંદુત્વની નિશાની છે. પતિ સાથે તેનું મંગળ સૂત્ર જાય એ યોગ્ય છે. જે પ્રમાણે પત્ની મરવાથી પુરુષનાં પોશાક, તિલક, કેશરચના વગેરે બાહ્ય સ્વરૂપમાં કંઇપણ ફેરફાર થતો નથી, તે પ્રમાણેજ પતિ મરણ પામવાથી સ્ત્રીના બાહ્ય સ્વરૂપમાં ફેરફાર કરવાની શી જરૂર છે? પત્ની પરલોકમાં જવાથી જેવો પુરુષોનો મંગળ પ્રસંગે હળવામળવાનો હક લોપાતો નથી, તેવો પતિગત થવાથી મંગળ પ્રસંગે જવા આવવાનો સ્ત્રીનો હક ઉડાવી દેવો ન જોઇએ. મંગળ કૃત્યમાં વિધવાનો બહિષ્કાર કેમ કરવો જોઇએ?"

'વિધવાના બાહ્ય સ્વરૂપમાં જો ભિન્નતા ન જણાય તો વિધવા ઓળખાય શી રીતે?' રમા પ્રાચીન રૂઢિકારના પક્ષમાં બોલી.

કુટીલરામ આશ્ચર્ય પામી બોલ્યો. 'વિધવાને ઓળખીને શું કરવું છે? લોકોની તિરસ્કારની નજર જાગૃત કરવા? તેના દુઃખ પર ડામ દેવા? વિધવાનાં દુઃખ સદૈવ જાગૃત કરનારી એ દુષ્ટ નજર

નહિ વત્ નહિ થવી જોઇએ ? મને તો લાગે છે કે સ્ત્રીના કપાળ પર શોભનારો કંકુ ત્રીજા વર્ષથી મરણ પર્યંત કાયમ રહેવો જોઇએ; અને દરેક મંગળ પ્રસંગે જવાનો તેનો હક પણ અબાધિત ચાલુ રહેવા દેવો જોઇએ."

"વિધવાનું બાહ્ય સ્વરૂપ જે આજ પર્યંત સમાજમાં રૂઢ થયું છે તે આપણે કેમ બદલીએ ? પૂર્વથી ચાલતી આવેલી રૂઢિ આપણે કેમ તોડીએ ?" રમા ચુલામાં સરપણ ઉસ્કેરતાં બોલી.

કુટીલરામ હસીને બોલ્યો. "तातस्य कूपोऽयमिति ब्रुवाणाः । क्षारं जलं का पुरुषाः पिबंति ॥ મારા બંધુ વર્ગે અને ભગિની વર્ગે પૂર્વની રૂઢિનાં બંધનોમાંનાં કેટલાંક તોડી નાખ્યાં છે તો માત્ર આજ રૂઢિનો લોપ કરતાં ડરવું ? પુરુષોએ પોશાક વગેરે બાહ્ય સ્વરૂપમાં કંઇ થોડો ફેરફાર કરી મૂક્યો છે ? વળી સ્ત્રીઓએ પણ એવા ફેરફાર કરવામાં કંઇ બાકી રાખી છે ? હાથભર બંગડી અને કપાળભર કંકુ, એમાં પૂર્વની સ્ત્રીઓ ધન્યતા માનતી હતી. હવે હાથમાં એકાદ બંગડી અને કપાળમાં સોયની અણી જેવડી કંકુની બીંદડીનો પ્રચાર નથી થયો ? પૂર્વથી ચાલતી આવેલી રૂઢિ જેમ પુરુષો તોડતા જાય છે તેમ સ્ત્રીઓ પણ તોડતી જાય છે. દેશ, કાળ અને પરિસ્થિતિ પ્રમાણે રૂઢિ બદલવી પડે છે, એવો શાસ્ત્રકારોનો મત છે તો પછી જ્યાં ત્યાં રૂઢિને કેમ આગળ કરવી ? શાસ્ત્રો શા માટે નિર્માણ થયાં છે ? દેશ બંધન, નીતિબંધન અને સમાજબંધન સરળ રીતે ચલાવવા શાસ્ત્રો છે. એટલે જનસમાજ માટે શાસ્ત્રો છે; શાસ્ત્રો માટે જનસમાજ ખાસ નથી. કોઇપણ બાબતમાં આડ નાખવા બેસીએ તો પુષ્કળ નખાય અને તે દૂર કરવા બેસીએ તો તેમ પણ થાય.

પરમેશ્વરની એવી ઇચ્છા જણાય છે કે જેટલું ઘણામાં ઘણું સુખ મેળવી શકાય તેટલું સુખ પ્રાણી માત્રે મેળવવું અને ભોગવવું, એજ નિયમને અનુસરીને સુખ પ્રાપ્ત કરવા માટે અને તેનો ઉપભોગ કરવા માટે પ્રત્યેક માણસની અહર્નિશ ખટપટ ચાલી રહી છે. એવી સ્થિતિમાં બિચારી વિધવાએજ પાછળ રહેવું અને પોતાનું દુઃખ

નિવારણુ નહિ કરી સુખને હંમેશને માટે અર્ધચંદ્ર આપવો એ શું ઓછી દુ:ખસ્થિતિ છે! વિધુરે પુનર્લગ્ન કરવું, અને વિધવાએ પોતાનો સંસાર ધૂળમાં મેળવવો એ કેવો ન્યાય!

સ્વાતંત્ર્ય એ માનવ જાતિનો જન્મસિદ્ધ હક છે. જે સ્વતંત્રતા માટે લોકો અતિશય પ્રયત્ન કરી રહ્યા છે તે સ્વતંત્રતા સ્ત્રીઓને આપવામાં વિઘ્નો નાખવાં એ પાતકી માણુસોનાં કર્મ છે.

શરીરનાં દુઃખ મટાડવા લોકો અનેક પ્રયત્નો કરે છે અને તેથીજ આપણી સમાજમાં વૈદ્ય, હકીમ, ડાકટર, નર્સ વગેરે તૈયાર થયાં છે, જ્યારે શરીરનાં કષ્ટ નષ્ટ કરવાને આટલા આટલા તૈયાર છે ત્યારે માનસિક કષ્ટ નાશ કરવાને કેમ ઉદાસીન રહેવું જોઇએ? હતભાગ્ય વિધવાને પુનઃ વૈવાહિત સ્થિતિમાં લાવનારને હું મહા ભાગ્યશાળી સમજુ છું. તમારા વૈધવ્યનું દુઃખ, મારા જેવા સ્ત્રીઓનું દુઃખ જાણુનારથી કેમ સહન થાય! તમારી કમળ જેવી કાંતિ દુષ્ટ રૂઢિના પગ તળે કેમ રીબાવાય? રમા, જ્યાં શાસ્ત્રો સંમત છે, દેશકાળ સંમત છે, અને આપણી કલ્પના પણુ સંમત છે; તો વિધવાવિવાહ કરવામાં શો બાધ છે? લોકો બે દિવસ બોલીને રહી જશે. દુનીઆને મોઢે કંઇ ઢાંકણું છે?”

રમા હવે તદ્દન મ્હાત થઇ ગઇ હતી. પુર્લગ્ન કરી સંસાર સુખ ભોગવવા ઉશ્કેરાઈ હતી, કુટીલરામની વાણીમાં તેને એવો રસ પડયો હતો કે ત્યાંથી ઊઠવું ગમતું નહિ. પણુ સમય ઘણો વ્યતિત થયો જાણી તે ગભરાઇ. આજે તે પોતાની બેનપણીને મળવા જવાનું કહી ઘેરથી નીકળી હતી; પરંતુ મળવાના વખત કરતાં એ ઘણું મોડું થયું જાણી ઊઠી.

રસોઇ તૈયાર થઇ ગઈ હતી, તે બતાવી રમાએ કુટીલરામને કહ્યું “હવે મને રજા આપો. મારી માતા વાટ જોતી હશે.”

“રમા, આખો સમુદ્ર તરાવી ખાબોચીઆમાં ડુબાવો છો? મને એકવાર તમારા હાથથી જમાડો. બહુ વાર નહિ લગાડું.” કુટીલરામ દયામણું મોઢું કરી આગ્રહ પૂર્વક બોલ્યો.

રમા શરમાઇ, કુટીલરામનો કરુણાજનક ચહેરો જોઈ રમાને દયા આવી. તે ડાબા હાથે ત્વરાદર્શક ચપટી વગાડી બોલી "ચાલો ઊઠો, અબોટીયું પહેરો" પાટલો માંડી ઝટપટ ભાણું પીરસવા લાગી.

કુટીલરામ તૈયાર થઇ પાટલે આવી બેઠો. હાથમાં જળ લઇ ભોજનથાળની આસપાસ ધ્યાનમગ્ન થઇ જળનું વર્તુલ કાઢયું. પુનઃ હથેલીમાં જળ લઈ કંઇક બડબડ બડબડ કીધું. પછી તેનું આચમન લઇ જમવા માંડયું. જમતાં જમતાં દાળનો ડ્કો મારી બોલ્યો. "વાહ વાહ! અમૃત સમાન દાળ બની છે. આજની રસોઇના શા વખાણ કરૂં. મારી મરનાર પત્નીની રસોઇ કરતાં ચાર ચંદા સરસ બની છે. "અહા! જાણે સાક્ષાત્ અન્નપૂર્ણાના હાથનીજ રસોઇ! લાવો બીજી દાળ લાવો."

વખાણથી ફુલાઇ જઇ રમાએ ઉકળતી દાળ વાટકામાં રેડી. સ્વાદની લહેજત લેવાને અધીરા થઇ ગએલા કુટીલરામે જેવો વાટકામાં હાથ નાંખ્યો તેવોજ તે દાઝયો. એકદમ આંગળાં મોંમાં નાખી ચુસવા લાગ્યો. રમાને તે જોઈ હસવું આવ્યું.

કુટીલરામે તે જોઇ કહયું. "શું કરૂં, તમારી ઉતાવળે મારાં આંગળાં અને જીભ ચટક્યાં તમારે માટે આટલું દુઃખતો શું પણ એકવાર આકાશ તૂટી પડે તોએ તે ખમવાને તૈયાર છું પરંતુ તમારા મનનો ગળ કંઈ સમજાતો નથી."

"હવે હું બજીવાર આવીશ ત્યારે જણાવીશ. તમે શાંતિ રાખજો. ચિંતા રાખવાની કંઇ જરૂર નથી. પરમેશ્વર સૌ સારા વાનાં કરશે." રમા જતી જતી બોલી.

કુટીલરામ પોતાના પાસા પોબાર પડયા જાણી ઘણોજ હરખાયો.

રાત્રિના નવનો સુમાર થયો હતો. પાસેની પુષ્કરિણીના નિર્મળ જળમાં જેમ શ્યામતા પથરાઇ હતી, તેમ આજે રમાના અંતઃકરણમાં વિકારી વાસનાની કાજળ ફેલાઇ હતી.



## પ્રકરણ ચૌદમું.

# પંચ કે પ્રપંચ?

રમા પોતાના ઘર આગળ આવી પહોંચી. ઘરમાં રંગરાય ત્રાડી ત્રાડીને બોલતો સંભળાયો. રમાના મનમાં ધ્રાસકો પડ્યો. તે ચોરને પગલે દાદર પર ચઢી, તે વેળા અસૂયાવતી રડતી જણાઇ. રમાને જોતાં તે ક્રોધથી બોલી " તારા પાપમાં મારે મ્હેણું સાંભળવાં પડે છે, મારા જમાઇ મરી ગયા તે કરતાં તું કેમ ન મરી ગઈ!"

"તેંજ છોકરીને લાડમાંને લાડમાં ચઢાવી મૂકી છે. વિધવા છોકરીને વશ રાખવી અને નાગણને વશ રાખવી બરોબર છે. રાતના નવ નવ વાગ્યા સુધી જુવાનજમાન છોકરીને પારકે ઘેર રખડાવવી ક્યા શાસ્ત્રમાં લખ્યું છે? એનો તો બહાર નખ નહિ દેખડાવવો જોઇએ નખ." રંગરાય ક્રોધ ઉતારી બોધ કરતો બોલ્યો.

" ત્યારે તો એમજ કહોને કે એને ઘરકુકડી કરી રાખવી. એક નિર્જીવ પદાર્થની માફક ઘરપુતળી બનાવવી! એનો કંઇ જીવ છે; એને કંઇ સંસાર વહાલો છે; એને કંઇ સુખ ગમે છે? બીજું તો બધું ઠીક, પણ બે ઘડી દેવદર્શન કરવા જવાનું એ શાસ્ત્ર ના પાડે છે? તમે હા કહો કે ના કહો. હું તો એને દર્શન કરવા મોકલવાની, મોકલવાની ને મોકલવાની." મદિરામાં ચકચૂર થએલી અસૂયાવતી મમત કરતી બોલી.

આથી રંગરાય વધારે સંતાપી ઊઠ્યો. તેના મધ્વરિ—મધુરાક્ષસની ઉશ્કેરણીથી તે ગર્જના કરી બોલ્યો " મોકલવાની? હડીલી તારી હઠમાં ને હઠમાં મેં મારાં બે બાળકોને રખડતાં, નિરાધાર બનાવ્યાં અરેરે તેઓ ક્યાં ગયાં તેની દરકાર પણ નહિ રાખી. તેઓનું શું થયું હશે જીવતાં હશે કે આપઘાત કરી મૂવાં હશે

તેં તેમની જિંદગી બગાડી તેમ એની જિંદગી બગાડવા બેઠી છે. તારી મમતમાં ને મમતમાં મેં મારી કીર્તિ કલંકિત કરી છે. દુનીઆમાં મોઢું દેખાડવાનું રહ્યું નથી, તો આ રમાને વહેતી મૂકી શું કરવા ધાર્યું છે? મને જીવતો રહેવા દેવો છે કે નહિ?"

અસૂયાવતીનો એવો સ્વભાવ હતો, કે લઢતી વેળા કોઈ જેટલા જોરથી બોલે તેનાથી દુપટ ઉંચે સ્વરે તેનો ઉત્તર વાળે. તેથી તે રંગરાયથી દુપટ ગર્જીને બોલી, "હુંજ તમારી કીર્તિને કલંકિત કરનારી કેમ? હું અને મારી છોકરી તમારી આંખમાં બહુ ખુંચી રહ્યાં છીએ. તમને અમારો કંટાળોજ આવતો હોયતો રજા આપો. મારા ભાઈ અમારૂં પોષણ કરવા તૈયાર છે. તમારે ત્યાં રહી હું શું સુખ પામી? તમારાં છોકરાંઓ મને સંતાપતાં ઓછાં થયાં, ત્યારે તમે મારી પૂઠળ હાથ પગ ધોઇને મંડયા. આવો રાક્ષસી સ્વભાવ મારાથી સહન નજ થાય. સમજ્યા?"

છેલ્લા શબ્દોએ તેના હૃદયમાં અંગારા વરસાવી મૂક્યા. તે એકદમ કકડીને બોલ્યો "મારો રાક્ષસી સ્વભાવ છે? પ્રત્યક્ષ રાક્ષસી તો તું છે; કારણ કે મારાં વહાલાં છોકરાંનો તેં વિયોગ પડાવ્યો છે." બોલતાં બોલતાં રંગરાયની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. "તું મારે ત્યાં સુખ નહિ પામી હોય, તો, તો જા, તારા ભાઇને ત્યાં જઈ સુખ પામ. મને મારાં છોકરાં વિના ચાલ્યું તો તમારા વિના પણ ચાલશે."

"એમ? જો જો પસ્તાશો."

"હું તો નહિ પસ્તાઉં, પણ તુંજ પસ્તાશે. દુઃખી થશે."

"હવે તમારે ત્યાં કઇ દોલત રહી છે કે તે મને નહિ મળવાથી પસ્તાઉં?"

"મારી પહેલાંની સારી સ્થિતિમાં સુખ ભોગવવું મીઠું લાગ્યું ને હવે મારી પડતી દશામાં દુઃખ ભોગવવાનું કડવું લાગે છે. ત્યારે તું દોલતનીજ સગી છે. હવે મારી પાસે દોલત પણ નથી ને તું મારી સગી પણ નથી. જા."

"જઇશ, જઇશ. હવે તમારા ઘરમાં રાખો તોએ નહિ રહીશ." ચાલ રમા, તૈયાર થા. હવે આ ઘરમાં પગ મૂકવો હરામ છે." અસુયાવતી રમાનો હાથ પકડી દાદર પરથી ઉતરી પડી.

આસપાસનાં લોકો ભેગાં મળ્યાં. અસૂયાવતીને સમજાવી, જતી અટકાવવા ઘણી મહેનત કરી. પણ વ્યર્થ ! કોઇનો પણ શુકન નહિ રાખતાં તેજ ગામમાં તેના ભાઈ હુંપદરાયનું ઘર હતું ત્યાં જતી રહી.

રંગરાયને આખી જિંદગીમાં કદી પણ ન થએલો શોક થયો. નાહાન બાળકની પેઠે તે છૂટી પોકે રડયો. મધુસૂદન અને તારાને સંભારી અશ્રુપાત કરવા લાગ્યો. અસૂયાવતીની અક્કલે ચાલવાથી નમાયાં બાળકો અને વડીલોપાર્જિત ધનની દુર્દશા કરી, તે તેને સ્પષ્ટ સમજાવા લાગ્યું. જેમ જેમ તેને આવી વાત સાંભરતી ચાલી, તેમ તેમ તેણે અશ્રુપાત ભેગાં નિઃશ્વાસ પર નિઃશ્વાસ નાખ્યા. વાળુ. વાળુને ઠેકાણે રહ્યું, નહિ ચેન પડે કે નહિ ઉંઘ આવે. અંતે તે એવા નિશ્ચય પર આવ્યો કે "હવે એ લાખ રૂપીઆની થઇને આવે તો પણ મારે મન કોડીની ! " એનો પ્રેમ આવો ઉપલકીઓ છે તે મેં અંધ બની અત્યાર સુધી કંઇજ જાણ્યું નહિ !

મધુ તિષ્ઠેતિ જિહ્વાગ્રે હૃદયેતુ હલાહલમ્ એ મેં આજેજ અનુભવ્યું. ધન જોઇનેજ મને વરી હતી. ત્યારે એ ઉપરથી નક્કી થાય છે કે એ મારી પત્ની નહોતી પણ ધનની પત્ની હતી! અરેરે આવું પ્રથમથી જાણત, એના પોકળ પ્રેમને પહેલેથી પારખત તો મારાં લાડકાં સંતાનોને ઘરમાંથી બહાર ન કાઢત! એ દુષ્ટાની ભંભેરણી હું કદી ન માનત! પણ અરેરે મારા ભાવિએ મને સજ્જડ ભૂલાવ્યો ? હવે મને એક પણ આરો જણાતો નથી. દુઃખના અગાધ સમુદ્રમાં આવી પડયો. હું શું જાણું કે એ જીભને પૂછી પૂછીને રોજ નવી નવી વાનીનું ભોજન બનાવે છે તે મને ધૂળને ઢગલે બેસાડવાને! હું શું જાણું કે એ ઉંચામાં ઉંચી મદિરા મંગાવી મને પાય છે ને પોતે પીએ છે તે મને ખુવાર મેળવવાને! હું શું જાણું કે મારાં મધુસૂદન ને તારાની નિત્ય ફરિઆદ લાવે છે તે તેમનો પગ કઢાવવાને! અને પોતે

નિષ્કંટક થઇ સ્વચ્છંદે મહાલવાને! અરેરે હું એટલો બધિર બન્યો કે મેં મારાં બાળકોની દીનવાણી જરાએ નહિ સાંભળી! અરેરે હું એટલો અંધ થયો કે તે પાપિણીની વાત સાંભળી પણ તે નજરો નજર જોઈ ખાતરી સરખીએ નહિ કરી! અરેરે હું એટલો મૂઢ બન્યો કે તેનું સ્ત્રીચરિત્ર પણ નહિ સમજી શક્યો! દુનિઆમાં મારા જેવા પણ કોઇમતિહીણ હશે? દુનીઆમાં મારા જેવા પણ કોઇ સ્ત્રીની મતિએ ચાલનાર હશે? બાળકોને નિરાધાર બનાવનાર હશે? આ સઘળું એ કુભાર્યાને પગલેજ થવા પામ્યું છે માટે હવે તેનો ભાઈ આવી તેની માફી માગી જાય, કે આખી પંચ મારી વિરુદ્ધ પડી મને હેરાન કરવા તૈયાર થાય, પણ હવે એ મારે મોઢે ચઢીને બોલનારી, મારૂં અપમાન કરનારી, મારાથી પુનઃ નહિ સંઘરાય તે નહિજ સંઘરાય. " અત્યારે રંગરાયની આંખમાંથી અશ્રુ સુકાઇ ગયાં હતાં. અશ્રુને બદલે ક્રોધાગ્નિ વરસતો હતો. રાત્રિએ આખી પૃથ્વીપરની દિવસની ધમાલ ઉપાડી લઇ રંગરાયના હૃદયમાં ભરી દીધી હતી. એ અનેકાનેક ધમાલે તેનું હૃદય વિદીર્ણ કરી નાંખ્યું હતું.

અસૂયાવતીએ પોતાના ભાઇ દુંપદરાયની સંપૂર્ણ કાનભંભેરણી કરી. બીજેજ દિવસે સવારમાં પંચના આગેવાનોને ઘેર દુંપદરાય ફરી વળ્યો, સૌને ભેગા કરી એક ઉજાણી આપી, તેમનાં પેટ ભર્યાં, અને ખીસાં પણ ભારે કર્યાં. તે આગેવાનોમાંનો એક પ્રપંચરાય નામે મુખ્ય આગેવાન કે જે સૌમાં વયોવૃદ્ધ હતો અને જેણે કેટલાકનાં ઘર જોડવા અને કેટલાકનાં ઘર તોડવાના કાવા દાવામાંજ પોતાનું આખું જીવન ગાળ્યું હતું તેને આ સોના સરખી તક જણાઈ. તે ખાનગી રીતે રંગરાયને મળ્યો. જાણે તેને દુંપદરાય મળ્યોજ નથી એવું દર્શાવી, રંગરાયના પક્ષમાં ભળવાનો ડોળ કરી તેણે રંગરાય પાસેથી લાંચના મન માનતા રૂપીઆ કઢાવ્યા. પછી પોતાને ત્યાં સૌ આગેવાનોને બોલાવી મંગાવી ન્યાય કરવા બેઠો. તે વેળા ત્યાં દુંપદરાય પણ હાજર હતો. પ્રપંચરાય પંચમાં એક હથ્થુ કારભાર ચલાવતો હતો. પંચના નીમેલા બીજા આગેવાનો ઘણે પ્રસંગે તેની હામાં હા

ભણુતા. પંચનો ન્યાય, પ્રપંચરાયના ઘરમાંજ થતો, અને તે આખી પંચ એકત્ર કર્યા વિના, તેમ પ્રતિવાદીની વાત સાંભળ્યા વિના થતો. પ્રપંચરાય બોલતા તે ' વેદવાકય ' મનાતું. કોઇથી તેનો અલ્પાંશ સરખો પણુ ફેરવી શકાતો નહિ. જે પ્રપંચરાયની દાઢમાં આવતો તે કદી કાળે છટકી જવા પામતો નહિ. તેના સંબંધમાં તે ન્યાયા–ન્યાય જોતો નહિ. તેણે પોતાના ઘરમાં પંચના ઘણા ગરીબ માણુસોની હાય લીધી હતી, તેથી તેનું ઘર ન્યાય મંદિર નહિ પણુ " હાય મંદિર' હતું. તેણે આજ દિન સુધી ઘણી એકત્ર કરેલી ' હાય ' માં આજે એક બેનો ઉમેરો કરવાનો દિવસ હતો. તે હુંપદરાયને બારણે લઇ જઇ કહેવા લાગ્યો " મને તપાસ કરતાં લાગે છે કે એમાં રંગરાયનો જરા પણુ વાંક નથી, પણુ તારી બેન અસુયાવતી-નોજ વાંક છે. માટે કહે મારે શું કરવું ? " હુંપદરાય ઓચિંતો ચમકયો અને મનમાં બોલ્યો કે આ ડોકરો સૌ આગળ કંઇ આડું અવળું ભસી મરશે તો મારી બાજી ચુંથાઇ જશે. માટે એને કકડી રોટલો નાખલો પડશે ! ! તેણે ખીસામાંથી પચાસ રૂપીઆની નોટ કાઢી કોઇ ન જાણે એવી રીતે પ્રપંચરાયના હાથમાં મૂકી અને કહયું " વાંક હોય કે નહિ હોય પણુ તમારા જેવા વૃદ્ધ મુરબ્બીની તો અમારા પર દયા જોઇએ."

નોટ ખીસામાં મૂકી પ્રપંચરાય બોલ્યો " વારૂ ચાલ ફિકર નહિ, પણુ તારી ઓળખાણુમાંથી સારૂં ઉંચું ધાડવાનું ઘી રૂપીઆ પાચ સાતનું આજે મોકલી આપજે. રૂપીઆ હું અહીંથા આપી દઇશ. "

" ફિકર નહિ, ફિકર નહિ. હું જતાની સાથે મોકલાવી દઇશ. બેફિકર રહો." મનમાં દાઝે બળતો પણુ ઉપરથી ખુશી બતાવતો હુંપદરાય બોલ્યો.

પ્રપંચરાયે સૌ આગેવાનો સન્મુખ વાત નાખી અને તેનો નિકાલ એવી રીતે આણ્યો કે " રંગરાયે પોતાની સ્ત્રીને રાતને સમે લઢી લઢીને કાઢી મૂકી તેના દંડ તરીકે તે બસોને એક રૂપીઓ આપે અને અસુયાવતી તથા તેની છોકરી રમાને માસિક વીસ રૂપીઆ ખોરાકી

પોશાકીના આપે, જો એમાંની એક પણ સરતનો ઇન્કાર કરે તો એ ન્યાત બહાર, અને જ્યારે ન્યાતમાં મળવા આવે ત્યારે પાંચસોને એક રૂપીઓ દંડ આપે.”

સર્વે આગેવાનોએ એકે મતે પ્રપંચરાયની દરખાસ્ત મંજુર કરી અને પંચના ઠરાવની જાણ થવા પંચના કોટવાલને રંગરાયને ત્યાં અને આખી ન્યાતમાં સંદેશો-દુવાઈ ફેરવવા મોકલ્યો.

પ્રપંચરાય આટલાથી તૃપ્ત ન થયો. તેણે ધીમે રહીને હુંપદરાયને કહ્યું “જો ભાઈ અમે હજી એક બાજુ તપાસી રંગરાયને યોગ્ય શિક્ષા ફરમાવી, પણ બીજી બાજુ તપાસતાં તેમાં તારો મોટામાં મોટો ગુનોહ માલમ પડે છે. તેં એક આબરૂદાર માણસનું ઘર ભંગાવવામાં પુષ્ટિ આપી છે. છોકરીના સ્નેહીઓની ફરજ છે કે તે પોતાને સાસરેથી લઢી વઢીને આવી હોય તે વખતે તો તેને તરતજ સાસરે પહોંચતી કરવી જોઇએ. એમ નહિ કરવામાં આવે તો છોકરી પોતાને સાસરે હંમેશ લડતી થાય, અને જરા આડું પડે કે પોતાના પિતાને ત્યાં આવીને ભરાય. આવી રીતે થાય તો ન્યાતનાં ઘર કેમ મંડાય ? માટે હુંપદરાય તમે રંગરાયનું ઘર ભંગાવવામાં મદદગાર થયા માટે તમે પણ શિક્ષાને પાત્ર છો. બોલો શું કહો છો ?”

આ વખતે હુંપદરાયનું હુંપદ ગળી ગયું હતું. તે વિચાર શૂન્ય બની ગયો હતો. તેની અંતરની ‘હાય’ નિશ્વાસ ભેગી બહાર પડતી હતી. પરંતુ સજ્જડ સપડાયો હતો. તેણે બે હાથ જોડી કહ્યું “તમારી દૃષ્ટિએ જે ન્યાય થતો હોય તે ખરો. તમે કંઇ મારા અહિત કર્ત્તા છો ? પરંતુ ભીંત જોઇને મુક્કી મારજો. તમારો ગુણ નહિ ભૂલીશ.”

પ્રપંચરાય મનમાં વિચાર કરવા લાગ્યો કે દાવમાં સપડાએલો ક્યાં જવાનો છે. મારો જીવનગાળો આવા ગુનેહગારો ઉપરજ છે. પંચના એવા આસામીઓ તો મારા વજીફા છે. લાગમાં આવેલાને

છોડું ત્યારે મારા પગપર હુંજ કુહાડો મારૂં એમજ થાય ને? હુંજ મૂર્ખ ગણાઉંને? માટે આ સોનાની ચલ્લી હાથમાં આવી છે. એને કેમ ઉડવા દઉં. એમ નિશ્ચય કરી બોલ્યો "હુંપદરાય હું કંઇ તમારો શત્રુ નથી પણ ન્યાયને ખાતર તમારો ઓછામાં ઓછો એકસોને એક રૂપીઆનો દંડ કરૂં છું." બીજા તેની હામાં હા મેળવનારા આગેવાનોએ પણ તેને પુષ્ટિ આપી. પછી સૌ પોતપોતાને ઘેર વિદાય થયા.

હુંપદરાયને કંઇ ચેન પડે નહિ! તે પ્રપંચરાયને એકાંતમાં મળ્યો, અને કહ્યું તમને પાંચપચાસ રૂપીઆ જોઇએ તો લો. પણ એક પાઇનો દંડ કરશો તો મારી આબરૂપર પાણી ફરી વળશે. મારી સાત પેઢીમાં કોઇને દંડ થયો નથી અને મને થાય તે મરણ કરતાં અધિક દુઃખદ લાગે. માટે મારી સામે નહિ તો મારા બાપદાદાની સામે જોઇ દંડનું નામ નહિ કાઢો."

પ્રપંચરાયે દાવકે મોઢે કહ્યું "વારૂ તો પચાસ રૂપીઆ આમ મૂકી દે. બાકીના એકાવન માંડી વાળું છું. જા. કોઇને એ વાત નહિ કરવાની શરતે તને દંડમાંથી મૂકત કરૂં છું."

હુંપદરાયે તેજ વખતે પચાસ રૂપીઆ ગણી આપ્યા અને પચાસ રૂપીઆનો લાભ થયો તથા દંડેલમાં તેનું નામ નહિ ગણાયું જાણી પ્રપંચરાયને નમસ્કાર કરી ચાલતો થયો.

પંચની આવી અનેક ભાંજઘડ એ આપખુદ સત્તાધારી પ્રપંચરાય કરતો અને બંને પક્ષમાંથી કઢાવાય તેટલા રૂપીઆ કઢાવતો. આમાં તે તેની ન્યાયપરાયણતા માનતો. કેટલીકવાર તો ન્યાતનો સુપ્ત વિધિનિષેધ, ઉભય પક્ષને આંગળી કરી કરીને જાગૃત કરતો અને તેમાંથી પોતે ધીકેળાં કરતો.

આવી આપખુદી સત્તા, આવો એક હથ્થુ કારભાર, ન્યાયને નામે સામ્રાજ્ય ભોગવતો અન્યાય, અશિક્ષિત વર્ગમાં ઘણે અંશે જોવામાં આવે છે. તેમને ખબર નથી હોતી કે દરેક વ્યક્તિ આખી પંચનું

અંગ છે માટે ન્યાતના દરેક ઝઘડામાં પોતે પણ ન્યાય આપવા બંધાએલ છે, દરેક કાર્યમાં અભિપ્રાય આપવા અધિકારી છે. ન્યાતના ઉછરતા યુવકે પંચના કાર્યમાં સત્યાસત્યનું તોલન કરી અભિપ્રાય આપવાનો છે. તેમને તો પંચના પ્રસંગોમાં વૃદ્ધો કરતાંએ વિશેષ માથું મારવાની જરૂર છે; કારણ કે તેમણે ભવિષ્યમાં વૃદ્ધોની જગા સાચવવાની છે. વૃદ્ધ કારભારીઓની પણ ફરજ છે કે તેમણે નવા યુવકોને પોતાના યોગ્ય અભિપ્રાય આપવાની છૂટ મૂકવી જોઇએ, એટલુંજ નહિ પણ તેમને એવા કાર્યમાં રસ લેતા કરવાને ઉત્તેજન આપવું જોઇએ, તેમને ન્યાતની બાબતોનો અભ્યાસ કરતાં શીખવવું જોઇએ. ગુંચવણીઆ પ્રશ્નો વૃદ્ધોથી ન ઉકેલાય તે કદાચ યુવકો પણ સહજે ઉકેલી શકે; કારણ કે गुणाः पूजास्थानं गुणीषु न च लिंगं न च वयः ।



## પ્રકરણ પંદરમું.

# પલાયન.



તારલિકાનો તારા પ્રતિ રોજનો કંકાસ ચાલુ હતો. સુપાત્ર તારા તે સર્વે સહન કરતી હતી. તારલિકા એવો વહેમ ખાઇ બેઠી હતી કે તારાનાં પગલાંથીજ મારા પતિ મરણ પામ્યા. તેથી તે તારાને કષ્ટ આપવામાં કંઈ પણ ન્યૂનતા રાખતી નહોતી છતાં તારા ધૈર્ય ધારી, દુઃખ ખમતી હતી. તેમાં વળી અધૂરામાં પૂરી પોતાની સાવકી માતા અસૂયાવતી પિતાથી લઢી જતી રહ્યાની તેમજ ત્યાંની પંચે પિતાપર અન્યાય કરવાની વાત જાણી, પિતાને આવી દુર્દશામાં સપડાએલા સાંભળ્યા ત્યારથી તારાની આંખનાં આંસુ સૂકાતાં નહોતાં, પણ શું કરે પરવશ હતી—ના ઇલાજ હતી. મદનરાય જો કે પત્નીપ્રેમી નહોતો છતાં તેની માતાની અન્યાયજનક આપત્તિ તારાપર ગુજરતી જોઇ તે પણ કંટાળ્યો હતો. તેના પિતા વિલાસચંદ્રે આપેલી શીખામણ તેના તામસ ભરેલા મગજમાં ન સચવાઇ. તેની પ્રકૃતિ ઉદ્ધત હોવાથી તે સહન નહિ કરાઇ. વળી શોભના પોતાના ભાઇ મદનરાયે આણેલી બંગડી પહેરવા આતુર થઇ રહી હતી, તારલિકા મુંબઇથી આણેલો વીસ તોલાનો ચંદનહાર જોવા અધીરી બની ગઇ હતી. બંને માદીકરી મદનરાયને દિવસમાં પચ્ચીસ વાર ટોકતી હતી. અને સવેળા મુંબઇ જઇ ટ્રંકની ચાવી લાવવા કહેતી હતી.તે પ્રમાણે આજે પણ રાત પડી અને શાંતિ વરસવા લાગી કે તારલિકાએ શાંતિ સામે યુદ્ધ આરંભ્યું અને અશાંતિ કરવા માંડી. તારલિકાએ પ્રથમ તારાની કુથલી કરી કરીને મદનરાયને સંતાપ્યો. પછી પોતાનો ચંદનહાર અને શોભનાની બંગડીની વાત કાઢી પૂરો ઉકળાવ્યો.

મદનરાયની વૃત્તિ હવે બદલાએલી જણાઇ. તે પૂર્વવત્ પોતાના સ્વભાવપર ગયો, પણ વખત વિચારી ગયો. તેણે બોલી બગાડયું નહિ. તેણે ધીમે રહીને મીઠા વચનમાં કહ્યું " માજી ! મારી પત્નીથી હું અને તમેબ'ને કંટાળી ગએલાં છીએ. વળી તમારી પેઠે મને પણ એનાં પગલાં હિનભાગી જણાય છે, માટે એમ કરો એને થોડા મહીના એના બાપને ઘેર મોકલો. બેચાર મહીના જે દુઃખ ગયું તે ઓછું. હું કાલે સવારે મુંબઈ જાઉં છું તો સાથે સાથે મૂકતો આવીશ. એવી નઠારાં પગલાંની આપણા ઘરમાં ન જોઇએ; પરંતુ એને ઘરેણાં ગાંઠાં ઘાલ્યા સિવાય મોકલવી એ આપણા ઘરને લજ્જાસ્પદ લાગે, મારી માસિક સવાસો રૂપીઆની કમાઇપર પાણી ફેરવાય, માટે લાવો એનાં જે ઘરેણાં હોય તે કાઢી આપો.

તારલિકાને દાગીના આપવાની ઇચ્છા તો નહોતી પણ પોતાના છોકરાને મોટાઇની ખાતર માનમાં ફૂલી જઇ જણસો કાઢી આપી. મદનરાયે વહાણું વાયા પહેલાં ઉપડી જવાનું નક્કી કરી, પોતાની કૅશ-બોક્ષ, ટ્રંક વગેરે પોતાની આણેલી તેમજ કેટલીક ઘરની ઉપયોગી વસ્તુઓ તારલિકાના જાણવામાં ન આવે એવી રીતે સંતાડી. તેણે વાટખરચ તથા મુંબઈના ખરચ બદલ પોતાની માતા પાસેથી રૂપીઆ પચાસ લીધા. રાતના સૌ સૂતાં, પણ મદનરાયને ઉંઘ આવે નહિ. પોતાના સુવાના ઓરડામાંથી મીણબત્તી સળગાવી તારલિકાની પથારી નીચે મૂકેલો કુંચીનો ઝુમખો લીધો તેની મદદથી પેટારો ઉઘાડયો અને તમામ દાગીના તથા રોકડ સિલક લઈ પોટલી બાંધી. પછી તે ધીમે રહી ટ્રંકમાં મૂકી; અને પોતાના ઓરડામાં આવીને સુતો. તે પથારીમાં પડયો પડયો કયાં કયાં જવું અને ત્યાં શું કરવું તેનો મનમાં ક્રમ ગોઠવતો હતો. મદનરાયના મનમાં અચાનક આનંદને બદલે ચિંતા ઉત્પન્ન થએલી જણાઇ. તે ખિન્ન મુખે પોતાની ખોલીમાંના પલંગપર પડયો હતો. બારીમાંથી શીતલ વાયુની લહરી, વાડામાં ઉગેલા ફુલઝાડની અને કુસુમલતાની સુગંધ લઇ આવતી હતી, તે લહરીથી પણ મદનરાયના હૃદયમાંની ખિન્નતા ખસતી નહોતી !

થોડી વાર પછી તારા ત્યાં આવી. મદનરાયના મોઢામાંથી એક શબ્દ પણ ફુટતો નહોતો. વચ્ચે વચ્ચે તે માત્ર દીર્ઘ સુસ્કારા નાખતો હતો.

તે જોઇ તારાને મોટું આશ્ચર્ય લાગ્યું; કારણ કે મદનરાયને આવી સ્થિતિમાં તેણે કદી પણ જોયો નહોતો. તેની પાસે જઇ તેણે મૃદુ સ્વરે પૂછ્યું "આજે એવો તે કયો વિચાર ચાલ્યો છે કે જે તમારૂં અંતઃકરણ બાળી રહયો છે ?"

એક દીર્ઘ નિશ્વાસ મૂકી મદનરાય બોલ્યો "વિચાર ? અનેક દુઃખની વાતો બદલ મારા વિચાર ચાલી રહયો છે"!

પોતાના પ્રિય પતિના મનને એવા દુઃખ દેનારા વિચાર કયા છે તે જાણી લેવાની તે તારાને ચટપટી લાગી. થોડા સમય પછી તેણે પૂછ્યું "આપના મનને એવું તે કયું દુઃખ થાય છે ?"

પત્નીના મુખચંદ્ર તરફ જોઇ મદનરાય બોલ્યો "તે જાણુશે તો તને ઘણું દુઃખ થશે, અને મારા પરનો તારો પ્રેમ અને તારી તમામ ભકિત એક ક્ષણુમાં નાશ પામશે."

તારા ગંભીરતાથી બોલી "પતિ પરથી પત્નીની ભકિત અને પ્રેમ કદી નાશ પામતાં હશે કે ? તે સદા સર્વદા, ગમે તેવી અવસ્થામાં કાયમજ રહેવાનાં."

તારાના મુખ તરફ મદનરાય અનિમિષ નેત્રે જોઇ રહયો. શીતલ વાયુલહરીથી તારાના મૃદુ કેશ થોડા થોડા હાલતા હતા. તેના નેત્રદ્વયમાં એકલી સરલતા ભરાઇ હતી.

થોડીવારે જાગૃત થયા જેવું કરી મદનરાયે કહ્યું "સરલા, હું અધમાધમ છું. મેં પાપીએ તમને સર્વેને છેતર્યા છે."

બિચારી તારાને પતિના આ ભાષણુનો કંઇજ અર્થ સમજાય ના. તે ગભરાઇ જઈ મદનરાયના મુખ તરફજ જોઇ રહી.

મદનરાય થોડીવારે બોલ્યો "તું આવી વ્યાકુલ થઈ ગઈ તે ઠીક છે. હું હવે તને ખરેખરી વાત કહી નાંખું છું. કલકત્તામાં મારી નોકરીએ નથી અને મારો સવાસો રૂપીઆનો પગાર પણ નથી."

આશ્ચર્યચકિત થઇ તારાએ પૂછયું "તો પછી તમારી નોકરી કયાં છે?"

"કોઈ ઠેકાણે નથી! સુરતમાં એક વણિક શેઠને ત્યાં મારી નોકરી હતી; પરંતુ ત્યાં તેમની સાથે નહિ બનવાથી નોકરી છોડી દીધી છે. ત્યાંનો એક ધનંજય નામે શ્રીમંત શેઠ મુંબઈમાં શેરસટ્ટામાં સારૂં કમાયો છે. તેણે મને મુંબઈ બોલાવ્યો છે. તે મને શેરસટ્ટામાં દાખલ કરી જરૂર આશ્રય આપશે. ત્યાં ખાવાપીવાની મને અડચણ પડે નહિ માટે હું તને અહીં બોલાવવાજ આવ્યો હતો. માતાને ચંદનહાર અને શોભનાને સોનાની બંગડીની લાલચ આપી મોટાઇ બતાવી, ગામમાં મોટી મોટી વાતો કરી અને મોટો પગાર બતાવી પોકળ નામના મેળવી, પણ જુઠાણું કેટલી મુદ્દત નભે! હવે વધુ દિવસ રહેવામાં સાર નથી. આબરૂભેર અહીંથી ઉપડી જવામાંજ બાંધી મુઠ્ઠી રહે એમ છે. તેથીંજ મેં સવારમાં જવાનો વિચાર અચાનક કરી નાંખ્યો છે. વળી તને તારે પીયેર પહોંચાડવાની યુક્તિ નહિ અડાવી હોત તો મારી મા તારા દાગીના તને નહિ આપત અને મારી સાથે મોકલત પણ નહિ."

ટૂંક સમય પૂર્વે "પતિ પરથી પત્નીની ભક્તિ અને પ્રેમ કદી નાશ પામતાં હશે કે?" એવો પોતાના મનની અગાધ સરલતાને લીધે અને પતિ પરના અગાધ વિશ્વાસને લીધે તારાએ પતિને પ્રશ્ન પૂછ્યો હતો; પરંતુ અરુણોદય થતાં નિશા દેવીનો અંધકાર કયાંનો કયાં પલાયન કરી જાય છે તે પ્રમાણે મદનરાયે પોતાનું અંતઃકરણ ખુલ્લું કરી પોતાનું ખરૂં ઓળખાણ કરી આપ્યાથી તારાની ગાઢ પતિભક્તિ અને પતિ પ્રેમ બંને કયાં લોપ પામ્યાં તે બિચારીના ધ્યાનમાં પણ નહોતું! મદનરાયના પ્રકૃત પરિચયથી તારાના કોમલ અંતઃકરણમાં જબરદસ્ત ધક્કો લાગ્યો, જીભ ઉપડતી બંધ પડી, તેની આંખમાં અશ્રુબિંદુ આવીને ઉભાં રહ્યાં.

પત્નીના સ્કંધસ્થલ પર પોતાના બંને હાથ મૂકી મદનરાય ભગ્ન હૃદયે બોલ્યો "હવે મારી આબરૂ તારા હાથમાં છે."

તારાના કોમલ હૃદયાંગણમાં અનેક તર્કવિતર્કનાં સ્વસ્તિક પૂરાયાં. તેને પોતાનું ભવિષ્ય દુઃખકારક જણાયું; છતાં તેણે પતિને દિલાસો દેતાં કહ્યું "ગભરાઓ છો શું કામ, હું તમારી વાત પ્રાણાંતે પણ કોઇને નહિ કહીશ. હું તમારા દુઃખની ભાગીદાર બનીશ."

તારાના આ શબ્દો મધુસૂદનના ક્ષુબ્ધ હૃદય પર અમૃત વૃષ્ટિ કરવા લાગ્યા. કંટકપૂર્ણ વનમાં તેને મધુર અને સુંદર ફળ જણાવા લાગ્યાં. આ સૌખ્યના વિચારથી તેના હૃદયમાં શાંતિ પ્રસરી અને તેથી તેને મીઠી ઉંઘ આવી.

તારાને માત્ર ઉંઘ આવતી નહોતી. તેને ઘડીમાં પોતાના દુઃખી પિતાના વિચાર આવતા, ઘડીમાં તેને મધુસૂદન સાંભરી આવતો; પરંતુ મુંબાઈ જવાથી તેનો મધુસૂદન મળશે એમ જાણી ઘડી ભર દુઃખના ઉભરાને સમાવતી હતી. પોતાના મનને પોતેજ દિલાસો આપતી હતી. તેણે બારથી ત્રણ વાગ્યા ત્યાં સુધી દરેક કલાકના ટકોરા સાંભળ્યા, છેવટે ઉંડાણમાંથી કુકડાનો અવાજ સંભળાયો એટલે ચાર વાગ્યાનો સુમાર થયો જાણી તેણે મદનરાયને જાગૃત કર્યો.

મદનરાય અને તારા, તારલિકાને પગે પડી ઘરની બહાર નીકળ્યાં. તે વખતે આછું ચંદરણું છટકી રહ્યું હતું. ચંદ્રમા અસ્તાચળ પર જવાને ઉતાવળે પગલે ચાલી રહ્યો હતો. જેમ ચંદ્રની ગતિ જોઈ વિશાખા નક્ષત્રની તારલી અનુસરતી હતી તેમ તારા મદનરાયની પૂંઠે પૂંઠે માથે ટ્રંક અને કાખમાં નાનું પોટલું લઈ ચાલતી હતી. મદનરાયે કૅશ-બૉક્ષ ઉપાડી હતી. ગામ વટાવ્યા બાદ મદનરાયે કૅશ-બૉક્ષ નીચે મૂકી તેને ઉઘાડી અને તેમાં પથરા ભરેલા હતા, તે કાઢીને ફેંકી દીધા.

તારાએ પૂછ્યું " આ શું ?"

મદનરાય બોલ્યો " મેં જણસો, રૂપીઆ તથા કિંમતી સમાન આમાં ભરેલાં છે તેનું વજન બતાવવા આ પ્રપંચ રચ્યો હતો."

તારા તો દિઙ્‌મૂઢજ બની ગઈ, અને એકપણ અક્ષર બોલ્યા સિવાય મદનરાયની પાછળ ચાલવા લાગી. મધુસુદને તેની સાવકી માતા અસૂયાવતીના સંબંધમાં તારા આગળ ઉચ્ચારેલો શ્લોકાર્ધ " स्वभावो मूर्ध्नि वर्तते ! ! યાદ આવ્યો, અને તે પોતાના પતિના સંબંધમાં પણ બંધ બેસતો જણાયો. તે પગલે પગલે પ્રભુને સંભારતી હતી, અને પોતાના પતિનું શ્રેય ઇચ્છતી હતી.



## પ્રકરણ ૧૬ મું.

# અણધાર્યો મેળાપ.



મધુસૂદને એલ, એમ, એન્ડ, એસની પરીક્ષામાંથી ઉત્તીર્ણ થઇ પોતાનું સ્વતંત્ર દવાખાનું અમદાવાદમાં ઉઘાડયું હતું. તે પહેલાં પોતાના આશ્રયદાતા વિનીતરાયને પોતાનો વિચાર જણાવવા ગયો હતો, ત્યારે વિનીતરાયે તેને મુંબઇમાંજ દવાખાનું કાઢવાની સલાહ આપી હતી, પણ મધુસૂદને અમદાવાદ દવાખાનું કાઢવામાં અનેક લાભ ગણાવ્યા તેથી વિનીતરાયે પોતાનો આગ્રહ છોડયો હતો, તેને મુંબઇમાં દવાખાનું કાઢતાં માત્ર એકજ પણ જબરદસ્ત અડચણ જણાતી હતી. તે એકે-જ્યારે તે મુંબઇ મેડીકલ હોસ્ટેલમાં રહેતો હતો ત્યારે કાંતા તેના ઉપર વારંવાર ખાનગી પત્રો લખતી તેમજ ફરવા જવાને મિષે તેને મેડીકલ હોસ્ટેલ રૂમમાં મળવા આવતી તે તેને બીલકુલ ગમતું નહિ; છતાં કાન્તાના ઉપકારને લીધે તેનાથી તેનું અપમાન કરી શકાતું નહિ. તેને આ બાબતની ભયંકર શંકા હતી કે મુંબઇમાં રહેવાથી કોઇ દિવસ કલંક ચઢશે.

કાન્તા પોતાની પ્રત્યેક યુકિતપ્રયુકિતમાં છેવટે નાસીપાસ થઇ હતી અને તેનો આઘાત તેના હૃદય પર થયો હતો, આથી તે દિનપ્રતિદિન ગળાતી ચાલી અને વ્યાધિગ્રસ્ત થતી ચાલી.

મધુસૂદને અમદાવાદમાં ટુંક સમયમાં સારી ખ્યાતિ મેળવી. પૈસાનો પ્રવાહ પણ દિનપ્રતિદીન મોટો થતો ચાલ્યો. તેને હવે ધનવિષયક સુખ મળ્યું પણ તેને પોતાના આપ્તસ્નેહીઓનું દુઃખ હતું. પિતાશ્રી શી સ્થિતિમાં હશે ? ભગિની શું કરતી હશે ? પત્ની મનોરમાએ પણ યૌવન પ્રાપ્ત કર્યું હશે ? પણ તેનો પત્તો કયાં હશે ? આ પ્રશ્નોનો કોઈ તેને ઉત્તર આપે તેમ ન હતું ! વળી કાંન્તાનું દુઃખ તો ઉભુંજ હતું !

અમદાવાદમાં પ્રેક્ટિસ કરતાં આસરે એક વર્ષ થયું હશે. એટલામાં એક રાત્રે તેના જીવલગ મિત્ર શ્રીધરે બહારથી ફરી આવીને કહ્યું " મધુસૂદન તમારે માટે હું એક કેશ લાવ્યો છું, જો તે સારો કરશો તો તમને ઘણો ફાયદો થાય એમ છે. તે કેશ શ્રીમંતના ઘરનો છે. તમને મેળવી આપવા માટે મેં તે ગૃહસ્થને વચન પણ આપ્યું છે. "

મધુસૂદને સ્મિતપૂર્વક કહ્યું " તમે નહિ મેળવી આપત ને તે ગૃહસ્થ અહીં આવત તો હું તેને ઐાષધ નહિ આપત ? '

"તે રમેશચંદ્ર મોટા વકીલ છે, એટલે કદાચ નહિ આવે. છતાં ધારો કે તે આવે; કારણ કે " દર્દી ને ગરજી સરખા ", પણ તેમાં તમારી શીનું નુકસાન થાય, તે અહીં આવે ત્યારે તો દવાનાજ પૈસા આપે, કંઇ વિઝિટનો ચાર્જ ચઢવાનો હતો ? વળી મોટાનું ઘર, અને મોટાનો મંદવાડ એમાં જેણે હાથ નાખ્યો તે નીકળેજ નહિ."

બીજે દિવસે સવારે શ્રીધર સાથે મધુસૂદન ભદ્રમાંના એક પ્રશસ્ત ઉદ્યાનમાં સારો રોનકદાર બંગલો હતો, તે તરફ આંગળી કરી શ્રીધર બોલ્યો "આ બંગલો તે વકીલ સાહેબનો છે. એમનાજ ઘરનો કેસ છે."

દરવાજામાંથી અંદર પ્રવેશ કરતાંજ શ્રીધરે એક નોકરને કહ્યું. "જા, વકીલ સાહેબને ડૉક્ટર આવ્યાની વર્દી આપી આવ."

થોડીવારમાં વકીલ સાહેબ અંદરથી બહાર આવ્યા. શિષ્ટાચાર પ્રમાણે તેમનો આદર સત્કાર કરી, પાસેના મોટા દિવાનખાનામાં શ્રીધરને બેસવાનું કહી, મધુસૂદનને કહ્યું "ચાલો આપણે માળ પર જઇએ."

વકીલ સાહેબ અને મધુસૂદન માળ પર ગયા.

એક શણગારેલી ઓરડી પાસે જઇ વકીલ સાહેબે "મનોરમા!" કહી હાંક પાડી "અંદર આવો મોટાભાઈ" ખોલીમાંથી ક્ષીણ સ્વરે ઉત્તર આપ્યો. અંદર દાખલ થતાં એક સુંદર પલંગ પર પાથરેલા શુભ્ર પાથરણા ઉપર એક રુગ્ણ યુવતી પડેલી જોઇ. તેને જોતાંજ તે લાંબી મુદતથી હૃદ્રોગથી પીડાતી હોવી જોઇએ, એવી મધુસૂદનને શંકા થઇ. તેનો દેહ અસ્થિપિંજરમય થયો હતો. તેના મુખપરનું તેજ ઉડી જઇ પિળાશ મારતું હતું, શરીરમાં રક્તનો છાંટો જણાતો નહતો. એક નોકરે પલંગ પાસે બે ખુરસી આણી મૂકી. તે પર તે બંને બેઠા. મનોરમાનો હાથ પકડી વકીલ સાહેબ બોલ્યા "તને જે કંઇ થતું હોય તે સર્વે એને મન મોકળું કરીને કહે."

અત્યાર સુધી તે તરુણીએ મધુસૂદન સામે જોયું નહતું; પરંતુ પોતાના ભાઇના બાપણુ પછી તેણે તેની દૃષ્ટિ મધુસૂદન તરફ વાળી, બંનેની દૃષ્ટિ એક થતાંજ મનોરમાના અંગ પર પ્રસ્વેદ છૂટયા જેવું જણાયું. તરતજ તેણે પોતાનાં નેત્રો મીંચ્યાં. મધુસૂદન વિસ્મિત થઇ તેના તરફ જોવા લાગ્યો, ત્યારે તેની અંગયષ્ટિ કંપિત થતી તેના જોવામાં આવી. મનોરમાના હૃદયના ધબકારા ત્વરિત ગતિએ થતા હતા. આવી સ્થિતિ જોઈ વકીલ સાહેબ ગભરાઇ મનોરમાને કહેવા લાગ્યા, "મનોરમા! બેન મનોરમા!"

થોડીવાર પછી મનોરમા સાવધ થઈ.

મધુસૂદને વકીલ સાહેબને પૂછ્યું "એમની આવી સ્થિતિ થવાને કેટલા દિવસ થયા?"

"લગભગ વર્ષ થવા આવ્યું. મારા પિતાનો એના પર પુષ્કળ પ્રેમ હતો. તે મરણ પામ્યા પછી એની આવી સ્થિતિ થઇ. મુંબઇના મોટા મોટા ડાકટરોએ એને જોઇ-તપાસી પણ એના રોગ પર કોઇનું જ ઔષધ ઉપયોગી થયું નહિ; હમણાં મેં ઘણા ખરાને મોંઢે તમારી કીર્તિ સાંભળી તેથી શ્રીધરને મળી તમને બોલાવ્યા. હવે મારી બેનનો તમામ જુમ્મો હું તમને સોંપું છું. એને માટે થાય તેટલો ખર્ચ કરવાને હું તૈયાર છું!"

મધુસૂદન બોલ્યો "મારે હાથે બનશે તેટલો પ્રયત્ન કરીશ. પછી પ્રભુની મરજી. મનુષ્યના હાથમાં શું છે?" એમ કહી દવા આપી નીચે ઉતર્યો અને શ્રીધર સાથે રસ્તે પડ્યો.

રસ્તા પર આવ્યા પછી શ્રીધરે પૂછ્યું "કેમ મધુસૂદન, તમને કેસ કેવો જણાય છે?"

"ભીતિ રાખવાનું કંઇજ કારણ નથી, એમ મને લાગે છે. તેની પ્રકૃતિ સુધરશે, પણ હળવે હળવે. વકીલ સાહેબની પોતાની બેન પર ઘણી મમતા જણાય છે. ઘણોજ સારો માણસ જણાય છે." એમ કહી તરત તેણે શ્રીધરને પૂછ્યું "ભાઇ શ્રીધર મનોરમાના હજી લગ્ન થએલાં જણાતાં નથી, ખરૂં કે? તને કેમ લાગે છે?"

શ્રીધર હસીને બોલ્યો "કેમ? તમને લોકોની છોકરીઓનાં લગ્નની આટલી બારીક ચોકસાઇ શું કરવા જોઇએ? સંભાળજો ભાઇ! નહિ તો છેવટે દવા કરવા આવીઃ–"

આગળના શબ્દો તેને બોલવા ન દેતાં "બંને હાથે મધુસૂદને શ્રીધરનું મોં દાબ્યું."

મધુસૂદનની ચિકિત્સાનું ફળ કહો કે ગ્રહદશા પલટાઇ તેનું ફળ કહો પણ તે દિવસથી મનોરમાની પ્રકૃતિ સપાટાબંધ સુધરતી ચાલી. તેની માંદગીમાં મધુસૂદન પ્રથમ, દિવસમાં બેવાર તેને જોવા જતો હતો. વારંવાર જવા આવવાથી મધુસૂદન અને વકીલ સાહેબનો ઘણો જ પરિચય થઇ ગયો. વકીલ સાહેબ અત્યંત ખુલ્લા દીલના અને

શુદ્ધ અંતઃકરણના ભલા ગૃહસ્થ જણાયા. મનોરમા પણ તેના સ્વભાવને અનુરૂપજ હતી. તે સુશિક્ષિત હોઇ સદ્ગુણી અને મધુર ભાષણ કરનારી હતી. તેના સહવાસથી મધુસૂદનનો સમય આનંદમાં જતો હતો.

એક દિવસ શ્રીધરની હંગામી બદલીનો હુકમ આવ્યો તેને એક મહિનો જઇ આવવાનું હતું; તેથી તે અને મધુસૂદન, રમેશ વકીલને મળવા ગયા. રમેશે વાત પર વાત નીકળતાં પોતાની વાત કાઢી.

"મારી જીવનરૂપી રંગભૂમિ પર એકવાર એક ચમત્કારિક પ્રહસનનો પ્રયોગ થયો.

એલ, એલ, બી, ની પરીક્ષામાં પાસ થઇ મેં પહેલોજ કાર્યક્રમ શરૂ કર્યો. રીચીરોડ પરની એક જુની પદ્ધતિની બાંધેલી ભવ્ય ઇમારતને બીજે માળે મેં મારી ઓફીસ કાઢી, અને તે શક્ય તેટલો પ્રયત્ન કરી ભપકાદાર બનાવી. રસ્તા પર પડતી બારીના નીચલા ભાગમાં પિત્તળના અક્ષરો જડેલું સુશોભિત પાટીઉં લટકાવ્યું; પરંતુ આ સર્વ ભપકાનું પરિણામ વંત્યાક પારખું અશીલ પર થયું હોય એવું મને જણાયું નહિ. ઑફિસ કાઢવાને છ મહિના થયા તો પણ મને એક પાઇની સુદ્ધાં પ્રાપ્તિ થઈ ન હતી.—વિશેષ તો શું—એક પણ અશીલે મારી ઑફિસમાં પગ મૂકી માત્ર ડાકમાક સુદ્ધાં જોયો ન હતો!

મારા એક મિત્ર સુપ્રસિદ્ધ વકીલ હતા. મારૂં ઘર તેના રસ્તા પરજ હોવાથી, તે કોર્ટમાં જતી વખતે પોતાની ગાડીમાં મને દરરોજ લઇ જવાની મહેરબાની કરતા હતા. કોર્ટમાં ગયા પછી આ ચેંબરમાંથી પેલી ચેંબરમાં માત્ર મધ્યાન્હ પર્યંત કાળ વ્યતીત કરવા આવ જા કરતો હતો! પછી પદરના પૈસા ખરચી હોટલમાં ટિફિન ઉડાવી કલાક બે કલાક ત્યાંની લાયબ્રેરીમાં બેસી ચાર સાડાચારને સુમારે શુષ્ક મુખે ખાલી ખીસા સાથે ઘેર આવતો.

મેં જ્યારે એલ, એલ, બી.ની પરીક્ષામાં પાસ થવાનું વાંચ્યું હતું ત્યારે મારો આનંદ ગગનમાં પણ માતો ન હતો! તે દિવસે

મને લાગ્યું કે લક્ષ્મી દેવીના અનંત ભંડારની કુંચી આજથી મારા એકલાના તાબામાં આવી,! હવે એ ભંડાર પર મારા સિવાય અન્ય કોઇનો પણ અધિકાર રહેનાર નથી! પરંતુ અમદાવાદ આવી કાર્યાલય ઉઘાડ્યા બાદ કલ્પનાકાશમાં અને સત્ય કાર્યક્ષેત્રમાં આકાશ પાતાળનું અંતર છે, એ સિદ્ધાંતનો મને પરિપક્વ પ્રત્યય આવ્યો.

તે સમયની મારી દુઃખદ સ્થિતિનું વર્ણન આ કરતાં અધિક કરવું ઇષ્ટ નથી; કારણ કે તેથી મારા જેવા અનેક 'બ્રીફલેસ' વકીલ-બેરિસ્ટરની "ડુંગર દૂરથી રળિયામણા" જેવી જણાતી સ્થિતિના ભ્રમનું ભોપાળું ફૂટે એમ છે. આ પ્રચંડ વકીલસમૂહનું પોકળ જો હું ફોડું, તો તે બિચારાઓના મનને ઘણુંજ માઠું લાગે! અન્યને માઠું લગાડવું એ મોટું પાતક છે; માટે એ પાપ માથે વહોરવાને હું તૈયાર થતો નથી "कण्टके नैव कण्टकम्" અથવા 'કુહાડીનો હાથો' થવાનો દોષ લેવા હિંમત કરતો નથી; પરંતુ એટલું તો કહેવાની મને આવશ્યકતા જણાય છે કે વકીલની ડીગ્રી મેળવતાંની સાથે મેં હેટ, કોટ, બુટ, નેકટાઇ કોલર વગેરે જે ઉપાધિ સ્વીકારી હતી; તેથી મારી દુઃસ્થિતિ અધિકજ દુઃસહ થઈ હતી! નિર્દય હૃદયે તેનો ત્યાગ કરવાની એકવાર 'નોટીસ' પણ આપી હતી; શ્વશુરના પૈસાથી અભ્યાસ કરી પરીક્ષાઓમાંથી ઉત્તીર્ણ થયો, એંટદાર પોષાકની પુરેપુરી હોંસ ફેડી; પરંતુ હવે તેમના પૈસા પર નિભાવ કરવાનું યોગ્ય લાગ્યું નહિ. ગુજરાત જેવા ઉષ્ણ કટિબંધના મુલકમાં શર્ટ અને ગળાપરનો કોલર એક દિવસ કરતાં અધિક સમય સુધી સ્વચ્છ રાખવા શકય છે? વારૂ, અમે જો કપડાં દરરોજ સ્વચ્છ ન રાખીએ તો અમે 'સાહેબ' લોકમાં અને ઘાંચી ગોલામાં અંતર શું? પોશાક સ્વચ્છ રાખવાને 'વોશિંગ કંપની'ની જાડી બીલબુકના નાણાં ભરવાં પડતાં. વળી વારંવાર ધોવડાવી ધોવડાવી ફાટનારા કપડાંને સ્થાને કબાટમાં પુનઃ પુનઃ ભરતી કરવા પૈસાની તંગી પડતી. તેની ભરતી કરવાને પૈસા આણવા કયાંથી! જો વકીલાતના શિક્ષણ ઉપરાંત, આવો લહું ખર્ચ, પૈસા સિવાય કેવી રીતે નિભાવવો.

તે સંબંધી પણ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી હોત તો મારા જેવા અસંખ્ય વકીલોને આશીર્વાદરૂપ થઇ પડત, એમ મને તે વેળા લાગ્યું હતું.

આ પ્રમાણે મારો 'શૂન્ય લબ્ધિ'નો આયુઃક્રમ ચાલુ હતો, તે વેળા એક 'અશ્રુત પૂર્વ' વાત બની, કેટલેક દિવસે લક્ષ્મીની સુપ્રસન્ન દૃષ્ટિ મારા તરફ વળી એમ મને લાગ્યું, અને અવર્ણનીય આનંદ થયો. તે દિવસે સવારમાં મારા વકીલ મિત્રનો નોકર, એક ચિઠ્ઠી લઇ આવ્યો. તેમાં લખ્યું હતું કે " ગોમતીપુરના દેસાઇભાઇ જોરાભાઇનો કોર્ટમાં મુકદમો છે. પરંતુ મને હાલ બીલકુલ ફુરસદ નથી, માટે મેં તે કેશ તમારા તરફ મોકલી આપ્યો છે. સદરહુ કેશ કંઇ ભાંજગડનો નથી. તમારે હાથે એ કેસ ઉત્તમ રીતે ચલાવાશે એવી મને આશા છે." ચિઠ્ઠી વાંચતાંજ જાણે આકાશમાંનો ચંદ્ર હાથમાં આવ્યો હોયની એમ મને લાગ્યું ! મારામાં હોશિયારીની કંઇ કમતરતા નથી, તે બતાવી આપવાની માત્ર સંધિ મળવી જોઇએ, તે મળી, એટલે ઝળકયા સિવાય કદી રહેવાનો નથી; એવો મને દૃઢ વિશ્વાસ હતો. મારામાં રહેલી વિલક્ષણ હોશિયારી લોકોને બતાવી તેમને છક કરવાની આ અમોલી તક મળી, તેથી મને હર્ષાતિરેક થાય તેમાં નવલ શું !

તે દિવસે રવિવાર હતો. દેસાઇભાઇ બે વાગે મારી ઓફિસમાં પોતાનો કેસ સમજાવવા આવવાનો હતો. તે દિવસે મારા સંગ્રહમાંનો ઉત્તમ પોશાક પહેરીને હું બેઠો. પાંચ સાત મોટાં મોટાં કાયદાના પુસ્તકો અને મારા વકીલમિત્રની ફાઇલોમાંની દસપંદર જુની 'કેસિસ' ટેબલપર મૂકી 'ટાઇમ્સ' 'ગેઝેટ' 'એડવ્હોકેટ' વગેરે ઇંગ્લિશ વર્તમાન પત્રોના અંક ખરીદી ટેબલપર અસ્તાવ્યસ્ત પસારી મૂક્યાં. હાથમાં પીંછી લઇ પુસ્તકો અને કબાટના કાચપરની ધુળ ઉડાવી દીધી. જ્યાં ત્યાં સાફસુફ કરી નાખ્યું. એ પ્રમાણે મેં ઘણો સમય ખર્ચી ઓફિસનું એવું સ્વરૂપ બનાવ્યું કે તે જોઇ કોઇપણ અંજાયા સિવાય રહેજ નહિ. એટલુંજ નહિ પણ તેના મનમાં એવો ભાસ થાય કે જાણે આતે કોઇ હાઇકોર્ટના વરિષ્ઠ ન્યાયાધિશનું મકાન ચેમ્બર છે. કેશું ! એ

દિવસે મેં મારા કેટલાક મિત્રોને બે વાગે મારી ઓફિસમાં આવવાને આમંત્રણ કરી મૂક્યું. તેનો હેતુ એ હતો કે મારી પાસે અસીલની હંમેશ આ પ્રમાણે ભીડ હોય છે, એવો દેસાઇભાઇને વિચાર આવે. મારી ઓફિસમાં હંમેશાં જણાતી નિસ્તબ્ધતા તે દિવસે બે વાગે અસીલ આવી જાય તેટલા સમય માટે–બીલકુલ જણાઇ ન આવે, એવી મારી ઉત્કટ ઇચ્છા હતી.

ઘડિઆળનો કલાક કાંટો જેમ જેમ બેના આંકડાની સમીપ સરકવા લાગ્યો, તેમ તેમ મારા મનની આતુરતા વૃદ્ધિગંત થતી ચાલી. મારા હૃદયમાં ધડધડ થવા લાગ્યું. કિંચિત્ ઉદ્વેગ પણ થવા લાગ્યો. આ પહેલા અસીલ સાથે શું બોલવું, કેવી રીતે બોલવું, બોલવાની કેવી ઢબ રાખવી, વાણીમાં કેવી એંટ રાખવી, વગેરે વગેરે અનેક વાત હું મારા મન સાથે ઠરાવવા લાગ્યો. પ્રથમ દેસાઇભાઇ સાથે બેપરવાઇથીજ વર્તવાનો મેં મનમાં નિશ્ચય કર્યો. બે વાગવાને પાંચ મિનિટ બાકી હતી ત્યારે હું એકદમ એક મોટું લઇ કાયદાનું પુસ્તક કાઢી, પાસે ફુલિસ્કેપ કાગળ મૂકી, બ્લ્યુ પેન્સિલથી જાણે પુસ્તકમાંથી કંઈ (નોટસ) કાઢવામાં અત્યંત લીન થઈ ગયેલો હોઉં એવો આડંબર કરી બેઠો!

અત્યલ્પ કાળમાં મારી ઓફિસમાંની ઘડિઆળમાં 'ટનટન' બે વાગ્યા. કાન લાંબા કરી મારૂં સર્વ લક્ષ બારણા તરફ રાખ્યું. દાદર પર કોઇનાં પગલાંનો ખખડાટ સંભળાયો. તે સાંભળતાંજ હું પુસ્તકમાંથી 'નોટસ' કાઢવા મંડી પડયો! મારી આંખ જો કે તે પુસ્તક ઉપર લાગી હતી, તોપણ નીચી દૃષ્ટિએ નજર લંબાવી વચ્ચે વચ્ચે જોઇ લેતો. પરંતુ મારો એ શ્રમ વ્યર્થ ગયો! કોઇ મારી ઓફિસમાં આવ્યું નહિ. તપાસ કરતાં બિલાડી દાદર પરથી પાછલા ભાગમાં ગએલી જણાઇ તે વેળા મને લાગ્યું કે મારી તમામ આશા આ પ્રમાણેજ નહિ જેવી થતી જવાની! છેવટે આ બધું મૃગજળવત્ થશે કે શું?

બે ઉપર પાંચ મિનિટ થઇ તોએ દેસાઇભાઇનો પત્તો જણાયો નહિ ! મનમાં ઘણો નિરાશ થઇ ગયો ! કાયદાના પુસ્તક પરથી 'નોટસ' કાઢવાનો જે અભિનય હું આટલીવાર સુધી કર્યા કરતો હતો, તેથી શરીર અને મન થાકી ગયાં જેવાં લાગ્યાં. મારો સર્વ ઉત્સાહ અસ્ત પામ્યો. આડંબર ચાલુ રાખવાને આશાજ નષ્ટ થઇ તો ઉલ્હાસ શી રીતે રહે ? પરંતુ "છટ છટ ! એવું શૈથિલ્ય હાનિકારક છે." મન પર ધુરકીને હું કહેવા લાગ્યો " પરીક્ષાનો સમય આજ છે. આ ઘાતક શિથિલતાનો ત્યાગ કર!"

સવાબે વાગે આમંત્રિત મિત્રો પૈકી માત્ર બે મિત્રો ઓફિસમાં આવી દાખલ થયા. કેટલોક સમય ગપ્પાગોષ્ટી કરી ડઝન ચીરૂટની રાખોડી બનાવી તેઓ ચાલતા થયા. પોણા ત્રણ વાગવા આવ્યા, તોપણ દેસાઈ-ભાઈ કંઇ જણાયા નહિ ! એક તો હિંદુ, અને તેમાં વળી અશિક્ષિત એટલે તેને નિયમિતપણાની કિંમત શી ? હિંદુ લોકના આનયમિત-પણા વિષે વિચાર કરતાં જણાયું કે દેસાઇભાઇનું શુભાગમન ચાર વાગ્યાની અંદર થવું અશકય છે. આ વાતે મારી આશાને શિક્ષિતજ-માં અસ્ત થતી અટકાવી, નિરાશાનો ઉદય મંદ પાડયો. આટલું સાવધ પણું અભ્યાસ કરતી વેળા પણ રાખ્યું નહોતું.

અંતે એકવાર મારા જીવમાં જીવ આવ્યો ! મારૂં તપ્ત હૃદય ઠંડુ પડયું ! આનંદથી મારૂં મન થન થન નાચવા લાગ્યું. નિરાશા તો ક્યાંની કયાં પલાયન કરી ગઈ. સાડા ત્રણને શુમારે એક મધ્યમ વયનો સાદાં કપડાં પહેરેલો એક સભ્ય ગૃહસ્થ મારી ઓફિસમાં હળવે હળવે આવીને મારી સામેની ખુરસી પર બેઠા.

તે ગૃહસ્થ આવી મારી સામે બેઠા તોપણ મેં પુસ્તકમાંથી આંખ ઉંચી કરી નહિ, તેમ તેની સાથે હું આદરના બે બોલ પણ બોલ્યો નહિ. "હું કરૂં છું તે યોગ્ય નથી. સભ્ય ગૃહસ્થને આવું વર્તન નહિ શોભે;" એવું મને એક બે વાર લાગ્યું. પરંતુ તત્કાળ મેં વિચાર કર્યો કે આ પ્રસંગે આવું બેપરવાઇનું વર્તનજ યોગ્ય છે.

પેલો ગૃહસ્થ પણ મને ચમત્કારી જણાયો. તે આવ્યો છે એવું તેણે મને કોઇપણ પ્રકારે જણાવ્યું નહિ. તેણે કંઇ પણ ન બોલતાં ટેબલ પરનું વર્તમાનપત્ર લઇને વાંચવા માંડયું. મારા ચમત્કારી વર્તનથી તેને લેશપણ ખોટું લાગ્યું હોય એવું એક પણ ચિહ્ન મને જણાયું નહિ!

કેટલીક વારે હું ઉતાવળો ખુરસી પરથી ઉભો થયો અને ખીસ્સામાંથી સોનાની ઘડિઆળ કાઢી તેમાં જોતો હું બોલ્યો, ઓહો! ચાર વાગી ગયા!

મને ઉઠેલો જોઈ તે ગૃહસ્થ પોતાના પાકીટમાંથી કેટલાક કાગળ બહાર કાઢવા લાગ્યો.

હું અધીરપણે કિંચિત્ તુચ્છતાદર્શક સ્વરે બોલ્યો "હું ટિફિન કરવા જાઉં છું."

મારા એ શબ્દો સાંભળી તે ગૃહસ્થ નિરાશ થએલા જેવો જણાયો. બહાર કાઢેલા કાગળો પુનઃ પોતાની બેગમાં ભરી જડ સ્વરે તે બોલ્યો "ઠીક છે તમે ટિફિન કરીને આવો ત્યાં સુધી હું અહીં બેસીશ."

આ પહેલા અસીલને મારી આતિથ્યપરાયણતાથી ચકિત કરવાના હેતુથી હું હસતો હસતો બોલ્યો "ટિફિન કરવા હૉટલમાં આવો છો?"

મને લાગ્યું કે એ મારી સાથે આવવાને કદી પણ તેયાર થશે નહિ; પરંતુ તેણે તો તરતજ નિમંત્રણને માન આપ્યું, અને મારી સાથે જ આવવાને ઉભો થઇ ગયો!

હું ટોપી પહેરી મોંથી સિસોટી દ્વારા ગાયન લલકારતો દાદર ઉતરવા લાગ્યો. પેલો ગૃહસ્થ પણ મારી પાછળ પાછળ ઉતર્યો. રસ્તાપર આવતાંજ એક ખાલી વિકટોરિઆ મળી તેમાં અમે બંને બેસી ગયા.

"કિધર સાબ?" વિકટોરિઆવાળાએ પૂછ્યું.

'હોટલ.'

અલ્પ સમયમાં હોટલ આવી. તેમાં દાખલ થઈ ટિફિન મંગાવી. તે વેળા મને તો તે ગૃહસ્થનું આહારનું પરિમાણ પૂર્ણ રાક્ષસી જણાયું. તે કમીમાં કમી ત્રણ દિવસનો ઉપવાસી જણાયો. તેના મોં પર તૃપ્તિનાં ચિહ્ન તો જણાતાંજ ન હતાં. અંતે હોટલવાળા પર દયા કરી તે ઊઠ્યો.

હોટલનું બીલ ચૂકવી વિકટોરિઆમાં બેઠા. ચિરૂટ પીતાં પીતાં મેં પૂછ્યું " હં, હવે કહો જોઇએ. તમે ક્યું કામ લઈ આવ્યા છો ?"

કંઇ પણ ઉત્તર ન આપતાં ગૃહસ્થે કાગળ કાઢી મારી સામે નાખ્યા.

એક બે કાગળ વાંચી જોતાંજ પ્રથમ તો મને એમજ લાગ્યું કે મને નક્કી ભ્રમ થયો છે! પહેલાં મનને પડેલા શ્રમથી મસ્તિકમાં કંઇ વિકૃતિ થયા જેવુંજ લાગ્યું; પરંતુ બીજા કાગળો બારીકાઇથી વાંચી જોયા, તે ઉપરથી મને ખાતરી થઇ કે મને ભ્રમ થયો નથી, પણ પૂર્ણ શુદ્ધિમાં છું. "આ શું ? આ તો જિંદગીના વિમાના કાગળ ?!" હું કર્કશ સ્વરે એકદમ ઘુરકીને બોલ્યો "આ સર્વ કાગળ મને શું કરવા બતાવો છો ?"

"તમે એમ કેમ પૂછો છો ? એ તો મારૂં કામજ છે; વકીલ સાહેબ ! મનુષ્યનું આયુષ્ય ક્ષણભંગુર છે. તેનું ક્યારે શું થશે તેનો નિયમ નથી. માટે પ્રત્યેક માણસે પોતાના ભવિષ્યની કાળજી રાખવી, એ તેનું કર્તવ્ય છે. તમે વિદ્વાન છો-બુદ્ધિમાન છો. આપણે સમાજમાં જન્મ લીધો છે, તો સમાજ સંબંધી પણ આપણું કંઇ કર્તવ્ય છે, એ હું આપને કહેવાને યોગ્ય નથી. પરમેશ્વર કરે ને અનિષ્ટ પ્રસંગ ન આવે-પરંતુ સમજો કે તમારૂં અકાળ મૃત્યુ થાય તો તમારા પર અવલંબી રહેનાર માણસોનું શું થાય ? તેમને માટે તમારા જેવા જ્ઞાનીએ અગમચેતી રાખવાની નથી ? તેને માટે વીમા કંપનીવાળાએ સવડ નથી કરી આપી ? એ સવડથી કોઇ વાર એકનું દસ ગણું નથી મળતું ? કદાચ તમે દીર્ઘાયુ થયા, તો તેમાં પણ ઝાઝું નુકશાન નથી. તમારા પૈસાના બળથી કેટલાંક દરિદ્રી લોકને અન્ન

મળશે, કેટલીક અનાથ વિધવાને પ્રસંગોપાત સહાય અપાશે, અને તેમનો આશીર્વાદ—"

હું એકદમ કર્કશ સ્વરથી વચ્ચેજ બોલી ઊઠયો "ચૂપ ચૂપ—એકદમ ચૂપ" !—"

તે માણસનો વ્યવહાર જોઇ પ્રથમ તો હું આશ્ચર્યથી એટલો સ્તંભિત થઇ ગયો કે તેણે જે લવારો કરવા માંડયો હતો તેમાંનો એક અક્ષર પણ મારા મગજમાં ઘુસ્યો નહિ ! હું તદ્દન દિવાના જેવો થઇ ગયો. તેને અટકાવવાની પણ મને સમજ નહિ પડી ! મેં મૂગે મોઢે તેનું દીર્ઘ વક્તૃત્વ સાંભળી લીધું.

છેવટે હું શુદ્ધિમાં આવ્યો. તરતજ મારા ધૈર્યનો કોટ તુટી ગયો. મેં અત્યંત અધીરતાથી તે ગૃહસ્થને પૂછ્યું "ગોમતીપુરના દેસાઇ ભાઇ જોરાભાઇ તમે નહિ કે ?"

તે ગંભીરતાથી બોલ્યો "નહિ સાહેબ ! હું ઓરિએન્ટલ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીનો એક એજન્ટ છું."

હું હતાશ મુદ્રાથી પરંતુ ક્રોધકંપિત સ્વરે તરડાઇને બોલ્યો "તો એ વાત મને પ્રથમથીજ કેમ નહિ કરી ?"

"હું કહેવાનોજ હતો; પરંતુ તમે મને બોલવાનો વખતજ ક્યારે આપ્યો ?"

હા, બરાબર ! સોળે સોળ આના બરાબર ! તેનું કહેવું સત્ય હતું. મારોજ દોષ છે, એમાં શક નથી, કિંચિત્ લજ્જિત થઈ મંદ સ્વરે મેં તેને કહ્યું "ઠીક છે, તમે હવે પધારો. મને હમણાં અતિશય કામ છે."

તે ગૃહસ્થ પોતાની ચર્પટ પંજરી પુનઃ શરૂ કરવાના બેતમાં હતો, પરંતુ મેં તેજ ક્ષણે જામદગ્ન્ય સ્વરૂપ ધારણ કરીં તેને ત્યાંથી કાળું મોઢું કરી જવા કહ્યું. તે ખિન્ન હૃદયે, પરંતુ ઠડે પેટે હળવે હળવે ચાલતો થયો!

મારૂં હૃદય લજ્જા, ક્રોધ અને સંતાપથી બળવા લાગ્યું. એ વાત તીવ્રતીર પ્રમાણે મારા મનમાં ખુંચવા લાગી!

પૈસાની તુચ્છતા બદલ નાના પ્રકારના વેદાંત વિચાર યાદ કરી મારા મનનું શાંત્વન કરવા પ્રયત્ન કરતો હતો. એટલામાં મારા વકીલ મિત્ર તરફથી ચિઠ્ઠી આવી "કેટલાંક અપરિહાર્ય કારણોને લીધે ગોમતીપુરના દેસાઈભાઈ આજે તમારી પાસે આવી શકવાના નથી, એવી મને હમણાંજ બાતમી મળી છે."

કપાળપર હાથ ઠોકી હું સ્વસ્થ બેઠો! તે વેળા મને શનિની દશા હશે એમ લાગ્યું.

રમેશચંદ્રની મૂર્ખાઇ ભરેલી કર્મકથની સાંભળી મધુસૂદન અને શ્રીધરના આનંદનો પાર રહ્યો નહિ. પરંતુ સમય ઘણો વ્યતિત થએલો જાણી રમેશની રજા માગી ચાલતા થયા.

કેટલાક દિવસ વિત્યા પછી વકીલ સાહેબને જરૂરી કામ સારૂ સુરત જવાનું હતું. તે મધુસૂદન પાસે આવી કહેવા લાગ્યા, "મધુસૂદન હું કેટલાક અગત્યના કામ સારૂ સુરત જાઉં છું. ત્યાંથી પરવારીને આવું ત્યાં સુધી તમે વારંવાર અહીં આવતા જતા રહી સંભાળ રાખજો.

વકીલ સાહેબના ગયા પછી મધુસૂદન સવડ પ્રમાણે મનોરમાને ઔષધ આપવા જતો. મનોરમા મધુસૂદન સાથે મન મોકળું રાખી વાતચીત કરવાને હવે સંકોચ પામતી ન હતી. તેઓ બંને એકત્ર બેસી કલાકના કલાક વિવિધ વિષયો પર સંભાષણ કરતા, સુશિક્ષિત સ્ત્રીના સહવાસનો લાભ મળવાથી મધુસૂદનના શુદ્ધ હૃદયના રૂદ્ધ થયેલાં દ્વાર આપો આપ ઉઘડયાં. પદાર્થવિજ્ઞાન, ઇતિહાસ, વગેરે વિષયો પર તેમનો વાદવિવાદ થતો. સાયંકાળે સાબરમતીની શુભ્રરેતી પર તાજી હવા લેવા નીકળતાં સ્વદેશની સદ્યઃ સ્થિતિ વિષે મધુસૂદન પોતાના વિચાર મનોરમા આગળ પ્રકટ કરતો હતો તે વેળા પ્રચંડ આ–વેગથી તેનું અંગ કંપિત થતું હતું. બોલતાં બોલતાં મધુસૂદન પોતાની બદ્ધ મુઠ્ઠીમાં મનોરમાનો કોમળ

હાથ પકડી રાખતો પણ શુદ્ધિમાં આવતાં તે તરત મૂકી દેતો. કદી કદી મધુસૂદનનાં નેત્ર અશ્રુથી ભરાઇ આવતાં અને ગળું દટાઇ જતું; તે વેળા મનોરમા પોતાની વ્યાકુળ દૃષ્ટિ તેના મુખ પર સ્થિર કરીને જોઇ રહેતી હતી. સમવેદનાથી કોઇ કોઇવાર મનોરમાના પણ નેત્રોમાં અશ્રુબિંદુની ચમક જણાઇ આવતી.

મધુસૂદન કાંતા સાથે શુદ્ધ પ્રેમ રાખતાં વિપત્તિમાં આવી પડયો હતો, તેથી તે વાત યાદ આવતાં તે મનોરમા સાથે સંકોચથી વાર્તાલાપ કરતો. તેને પ્રસંગોપાત પોતાની પત્ની કયાં હશે ? તેનો વિચાર આવતો ત્યારે મનોરમા તેને પ્રશ્નો પર પ્રશ્નો પૂછતી તે વેળા મધુસૂદન કંઇજ ઉત્તર આપતો નહિ.

એક અઠવાડીઆમાં વકીલ સાહેબ સુરતથી પરત આવ્યા. બીજે દિવસે સંધ્યાકાળે દવાખાના પાસેના બાગમાં મધુસૂદન એકલો બેઠો હતો. પાસે સાબરમતીનો નિર્મળ પ્રવાહ દૃષ્ટિગોચર થતો હતો. તેના પર ચંદ્રની ધવલ કાન્તિ ચમકતી હતી. ચારે દિશામાં શાંતતા ઉતરતી હતી. સાબરમતી માત્ર ઇશ્વરનું સ્તુતિગીત મંજુલ સ્વરે ગાઇ તે સ્તબ્ધતાનો ભંગ કરતી હતી. મધુસૂદન તે તેનું હૃદયસ્પર્શી સંગીત સાંભળવામાં તન્મય થયો હતો. તે વેળા કોઇએ તેને મંજુલ સ્વરે કહ્યું " દાકતર સાહેબ ?" મધુસૂદને ચકિત થઈ પાછળ વળીને જોયું, તો તેની પાછળ મનોરમાને ઉભેલી દીઠી. તેના મુખ પર ખિન્નતાની છાયા ઉભટી હતી.

આશ્ચર્ય ચકિત થઇ મધુસૂદને તેને પૂછયું " આ શું ? તમે એકાએક અહીં કેમ આવ્યાં ? !

"મારા મોટાભાઇને અચાનક પુષ્કળ તાવ ભરાયો છે, દાકતર સાહેબ વહેલા ચાલો !"

મધુસૂદને તરતજ ઊઠી પોશાક પહેર્યો, અને બનતી ઉતાવળે તેઓ વકીલ સાહેબ પાસે આવ્યાં. તેના પાથરણા પર બેસી મધુસૂદને પૂછયું " કયારનો તાવ આવે છે ? "

મધુસૂદનનો હાથ પોતાના હાથમાં લઈ વકીલ સાહેબ બોલ્યો. " કાલે રાત્રે તમે અહીંથી ગયા પછી થોડીજવારે તાવ જણાયો "

મધુસૂદને તેને તપાસ્યો. તાવ પ્લેગનો, અને તેપણ ભયંકર લક્ષણુથી યુક્ત, આવું જણાતાંજ મધુસૂદનના મનને ઘણુંજ દુઃખ થયું. તેણે દીર્ઘ સુસ્કારો મૂક્યો, પણ તે મનોરમાના જોવામાં ન આવ્યો. તેણે ઉપચાર કરવાની શરૂઆત કરી, અને તેની પાસે બેસી રહયો. તેની સ્થિતિ કઠિન થતી ચાલી. જેટલા ઉપચાર કરવા શકય હતા તેટલા મધુસૂદને કર્યા.

રાત્રે બાર વાગ્યાને સુમારે વકીલ સાહેબે મધુસૂદનનો હાથ પોતાના હાથમાં લઇ તેપર મનોરમાનો હાથ પોતાના બીજા હાથે મૂકી દીનવાણીથી કહેવા લાગ્યો " મિત્ર ! મારા પ્રેમની આ અમોલિક વસ્તુ તમારા હાથમાં સોંપી હું આ નશ્વર જગતને છેવટના પ્રણામ કરૂં છું. તમારા વગર એને આ જગમાં બીજા કોઇનોજ આધાર નથી. તમે એનું સંગોપન કરજો !" સવાર પડતાં વકીલે પ્રાણ તજ્યાં.

બે અઠવાડીઆં ખિન્નતામાં નીકળી ગયાં, વકીલ સાહેબે મનોરમાની જવાબદારી મધુસૂદનને સોંપેલી હોવાથી આગળ તેની વ્યવસ્થા શી કરવી તેની ચિંતા તેના મનમાં હવે રાત્રિદિવસ ઘોળાવા લાગી. મનોરમાને પોતાની સાથે રાખવાનું યોગ્ય નહિ લાગ્યું, એક દિવસ મધુસૂદને મનોરમા આગળ એ સંબંધી વાત કાઢી, ત્યારે તે કેટલોક સમય સ્તબ્ધ રહી કરૂણાજનક મુદ્રા કરી બોલી "ડાકતર સાહેબ, મારે આગળ શું કરવું, તેનો માર્ગ મને આપજ બતાવો. મને હવે બીજા કોનો આધાર છે! મોટા ભાઇએ મને તમારાજ હાથમાં સોંપી છે."

હવે મધુસૂદન તેનો શો ઉત્તર આપે?! જે પૂર્ણપણે વિશ્વાસ રાખી આશરે આવી, તેને આશરો નહિ આપવા તેનું મન તેને સલાહ આપતું નહતું, અંતે તેણે વિશુદ્ધ મનોભાવથી મનોરમાને પોતાને ત્યાં રહેવા કહ્યું. મનોરમાએ ઉપકાર સાથે તેનો સ્વીકાર કર્યો.



## પ્રકરણ સત્તરમું.

# ઘર સંસાર.



મધુસૂદન મુંબઇમાં જેટલો સમય વીનીતરાયને ત્યાં રહ્યો હતો, તેટલો સમય તેના ઘરનાં નીતિનિયમ મુજબ વર્તતો હતો. તેને તે નીતિનિયમો ઘણાં ગમ્યાં હતાં, તેમ તેને તેજ પ્રમાણે વર્તવાની ટેવ પડી ગઇ હતી. તેણે પ્રાતઃકાળમાં ઊઠી દેવપૂજા અને ગીતાપાઠ કરવાનો નિયમ રાખ્યો હતો. મનોરમા પણ તેને અનુસરી. તે પણ મધુસૂદનના ઊઠવા આગમચ ઊઠવા લાગી, અને મધુસૂદનને પૂજા સામગ્રી આગળ આગળ તૈયાર કરી આપવા લાગી. તેની ટ્રંકમાં એક ફોટો હતો તે બહાર કાઢતી, એકાંતમાં બેસી તેની આગળ ધૂપદીપ કરતી, કુસુમમાળા પહેરાવી છૂટાં પુષ્પો વધાવતી અને ઓવારણાં લેતી; આ તેનો નિત્યક્રમ હતો.

એક દિવસ મધુસૂદનના મનમાં આવ્યું કે મનોરમા કયા દેવની પૂજા કરે છે, તે એક વાર જોવું જોઇએ. મનોરમા જે એકાંત સ્થળમા બેઠી હતી ત્યાં તે ન જાણે એવી રીતે ગયો અને પાછળ આવી ઉભો રહ્યો. તે વેળા મનોરમા એક ચિત્તે બે હાથ જોડી વંદન કરતી હતી. પછી આરતી ઉતારવા લાગી. આરતીના પ્રકાશથી મધુસૂદનને ફોટો આબેહુબ જણાયો. જોતાંજ તે આશ્ચર્યમગ્ન થયો. તેના મનમાં અનેક વિચારતરંગ ઉછળવા લાગ્યા. આરતી પૂર્ણ થવાનો વખત થયો એટલે તે ત્યાંથી ખસી ગયો, અને ફોટા સંબંધી ગાઢ વિચારમાં પડી ગયો. તેને એક વાર પુનઃ નિહાળવાની અભિલાષા થઇ. તે અભિલાષામાં ને અભિલાષામાં એટલો અધિર બની ગયો કે તેને કંઇ કામ કરવું સૂઝયું નહિ.

મનોરમા પૂત્રવિધિથી પરવારી તે ફોટાને ટ્રંકમાં મૂકવા ગઈ. મધુસૂદને તે ન જાણે એવી રીતે જોઇ લીધું. ટ્રંકની કુંચી મૂકવાનું સ્થાન પણ તેણે જોઇ લીધું.

વકીલ સાહેબ સાથેની વાતચીતમાં બન્ને એકજ જ્ઞાતિના ઠરવાથી મનોરમાને સ્વયંપાકવિધિનું કાર્ય સોંપ્યું હતું. તે સ્વયંપાકગૃહમાં ગઈ એટલે મધુસૂદને કુંચી લઈ મનોરમાની ટ્રંક ઉઘાડી, તેમાંથી ફોટો લઇ, ધારી ધારીને જોવા લાગ્યો. તેના મનમાં આનંદે કલ્લોલ કરી મૂકયો હતો. તેની કરમાએલી આશોર્મી નવજીવન પામતી હતી. તેની મનોદેવતા પ્રભુની અપાર લીલાનાં ગુણગાન ગાતી હતી. હવે તેનાથી રહેવાયું નહિ. તે ઉતાવળે પગલે ફોટો લઇ મનોરમા પાસે ગયો. તેણે અત્યાર સુધી જ્ઞાતિ સિવાય અન્ય ઉંડી બાબતોની પૂછપરછ કરી નહોતી; કારણ કે તેમ કરવાનું કંઈ ખાસ કારણ નહોતું. પરંતુ હવે તેની ઉંડી તપાસ કરવા માંડી. "મનોરમા, તમારી જન્મ ભૂમિ કયાં?"

" કુંજપુર. "

" કુંજપુરમાં કયે ઠેકાણે રહેતાં હતાં ? "

" ગામના પાદર પર આવેલા તળાવની બાજુમાં, લીમડાના મોટા વૃક્ષની સામે. "

" તમારા પિતાનું નામ શું ? "

" પ્રવીણસાગર. "

" પૂર્વે તો તમારી દીન સ્થિતિ હતી ને ? "

" હા પણ મારા મોટા ભાઈ ભણીને વકીલ થયા ત્યારથી અમારો દિવસ ફર્યો. "

" તમે મને ઓળખો છો ? "

" હાજી, તમારી પહેલી મુલાકાતેજ મેં ઓળખી કાઢયા હતા."

" ત્યારે આ (સાથે આણેલો ફોટો બતાવી) માં કોણ કોણ છે? "

" હું અને તમે, "

" એ કયે વખતે પડાવ્યો હતો ? "

" આપણા લગ્ન સમયે મારા પિતાજીએ પડાવ્યો હતો."

આ સમયે બંન્નેના આનંદનો પાર રહ્યો નહોતો. મધુસૂદન મુક્ત કંઠે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. તેનો સંકોચ મટી ગયો. શૃંગાની પ્રેમનો વાર્તાલાપ શરૂ થયો. તે દિવસે તેને ત્યાં સોનાનો સુરજ ઊગ્યો હતો. તેમનો હર્ષોદધિ ઉભરાઇ જતો હતો, આજે તેમનાં હૃદયમાં દુઃખનો અલ્પાંશ પણ રહ્યો નહોતો તેમનાં હૃદયોધાનમાં પ્રેમ બુલબુલે કલરવ કરી મૂક્યો હતો. ઉભયના જીવનનું પરિવર્તન થયું હતું. તેમને તે દિવસની પહેલી રાત્રિ સ્વર્ગથી પણ અધિક સુખી લાગી. રાત્રિ વહેલી વીતે તે તેમને ગમતું નહોતું. છતાં રાત્રી એવી ઉતાવળી પસાર થઇ કે તેમને તે એક પ્રહર કરતાં એ નાની જણાઈ, બંને એ અખંડ જાગરણ કર્યું. પ્રાતઃકાળ થતાં ઊઠવાને સમયે તેઓ મન દુઃખવીને પોતાની પ્રાતર્વિધિ કરવા ગયા. આજે તેઓ નિત્યનાં આહ્નિકકર્મ અંતઃકરણ પૂર્વક નહિ પણ ઉપલકીઆ કરતાં હોય એમ જણાયું. કારણ કે તેમનાં અંતઃકરણ એકમેકમાં એવાં ગુંથાઈ ગયાં હતાં કે એક બીજાંને જોયા વગર અને પ્રેમગોષ્ટી કર્યા વગર એક ક્ષણ પણ અળગાં રહેવાનું તેમને ગમતું નહોતું.

એક માસની હંગામી નોકરી કરી પુનઃ શ્રીધર આવ્યો. તેણે મધુસૂદનના ઘરમાં મનોરમા જોઇ. પા કલાક આશ્ચર્યમાં ડુબી રહ્યો. મનોરમાને ઘરમાં એક ગૃહિણી તરીકે કામકાજ કરતી જોઇ તેના મનમાં કુતર્કની અવધી વળી ગઈ. તેણે મન સાથે નક્કી કર્યું કે મધુસૂદને વકીલ સાહેબનું ઘર માર્યું. મને નીચું જોવાનું કર્યું ! તેના મનમાં ક્રોધની ભરતી થતી ચાલી. પણ વાણીપર કાબુ રાખી મૌન્ય ધારણ કરી બેસી રહ્યો; કારણ કે તે વખતે મધુસૂદન રોગીઓની ચિકિત્સા કરી ઔષધ આપવાના કામમાં પડ્યો હતો. વળી તેની આખી ઔષધશાળા માણસોથી ભરપુર હતી. મધુસૂદન ઔષધ આપતાં આ-

પતાં શ્રીધર સાથે ટુંકી ટુંકી વાતો છેડતે, પણ શ્રીધર 'હા' અને 'ના' સિવાય ત્રીજો ઉત્તર આપતો ન હતો. વળી એ બે ઉત્તર પણ મહા કઠાવતે આપતો હોય એમ જણાતો હતો. આ વખતે તેની મુખમુદ્રા નિત્ય કરતાં વિચિત્ર જણાતી હતી. શ્રીધરના ટુંકા ઉત્તરથી વિસ્મય પામી તે વધુને વધુ વાત લંબાવતો પણ જેમ મથાળા સુધી ભરી બંધ કરેલા પાત્રને હલાવવાથી તેમાંની વસ્તુનો ખડખડાટ સંભળાતો નથી, તેમ તેનું અંગ આખું ક્રોધમય થઇ જવાથી બીજો એક પણ ઉત્તર આપતો નહતો. મધુસૂદનને, આજનો વિપરીત દેખાવ જાણી આશ્ચર્ય તો લાગ્યું, પણ વિશેષ કામગીરી હોવાથી તત્કાળ તે વાતને લંબાવી નહિ. સૌ દર્દીઓ રવાના થયા. એટલે જેવો મધુસૂદન વાત ઉપાડવા જાય છે, તેવોજ શ્રીધર ક્રોધથી ભરેલા શબ્દે બોલી ઊઠયો, "મધુસૂદન, તમે આ શું અંધેર કર્યું ? મેં કરેલી ભલામણનો દુરૂપયોગ કર્યો ? મનોરમા તમારા ઘરમાં ક્યાંથી ?" આમ એકદમ પ્રશ્ન પર પ્રશ્ન પૂછવા લાગ્યો.

શ્રીધરની વાણી કયા રૂપમાં વરસે છે તે મધુસૂદને જાણી લીધું. તેણે કંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય હસતાં હસતાં મનોરમાવાળો ફોટો શ્રીધરના હાથમાં મૂકી દીધો. શ્રીધર તે જોઇ સડકજ થઇ ગયો. ઘડીભર તો નહિ બોલે કે ચાલે, તેણે કહ્યું, "મધુસૂદન આમાં તો તમારાને મનોરમાના બાળપણમાં લગ્ન થયાં હોય એમ જણાય છે ?" હું આમાં કંઈ સમજી શકતો નથી. મને અથેતિ-મૂળથી માંડીને અત્યાર પર્યંતની વાત કહો "

મધુસૂદને સવિસ્તર ઇતિહાસ કહી સંભળાવ્યો. "વાહ ! શી પ્રભુની લીલા !" એમ બોલી શ્રીધર આનંદ પામ્યો.

મુમ્બાપુરવાસી પ્રેમી કાંતાના ખાનગી પત્રો આપતા. તે વારંવાર પોતાની દુઃસ્થિતિ દર્શાવી પ્રેમ યાચના કરતી. મધુસૂદન તે પત્રો મનોરમાના જોવામાં ન આવે માટે વાંચીને તરતજ ફાડી

નાખતો. કેટલીકવાર મનોરમા એ પત્રનાશ નજરો નજર જોતી તેથી તેને શંકા થતી કે અન્ય પત્રો આવતાંની સાથે મને વાંચવા આપે છે, અને આ પત્ર મને વંચાવ્યા સિવાય કેમ ફાડી નાખે છે? તેણે એ વાત મનમાં રાખી. એક દિવસ કાંતાનું પત્ર આવ્યું તે વાંચીને મધુસૂદને ફાડી નાખ્યું. તેના કટકા ક્યાં પડયા તે મનોરમાએ જોઈ લીધું. પછી મધુસૂદન અન્ય કાર્યમાં રોકાયો એટલે મનોરમાએ તે ન જાણે એવી રીતે પેલા કટકા વીણી લીધા. તે એકાંતમાં ગઇ અને કટકા ગોઠવી વાંચ્યું તો જણાયું કે મુંબઇની કોઇ કાંતા નામની આ મધુસૂદનને ચહાય છે. તે આ નવીન વર્તમાન જાણી ઘણી ખિન્ન થઈ અને એ કટકા ઉપયોગી જાણી સંઘરી રાખ્યા.

જે પ્રમાણે પ્રથમ મનોરમા પતિદર્શનાતુર થવાથી હૃદ્રોગને વશ થઈ પડી હતી. તેવીજ સ્થિતિ કાંતાની પણ થઇ ચૂકી હતી. મુંબઇમાં તેના પિતા વિનીતરાયે તેની પાછળ ઘણા પૈસા વેર્યા હતા. પણ એ રોગ ઔષધથી ક્યાં મટે એમ હતો! એને તો એના પ્રેમીનું સંમેલન એજ ઔષધ હતું, અને એના પ્રેમીની વાણી વિનોદ એજ અનુપાન હતું.

એક સમયે વિનીતરાયને કોઇ કાર્ય પ્રસંગે અમદાવાદ આવવાનું થયું. તે વેળા કાંતાએ તેની સાથે આવવાની ઇચ્છા બતાવી, અને મધુસૂદનને ત્યાં રહી ઔષધ કરવાની તેમજ હવાફેર કરવાની તેણે માગણી કરી. વિનોદરાય, સરલા કે કાંતા અદ્યાપિ કોઈ જાણતું નહોતું કે મધુસૂદન ચતુર્ભુજ બન્યા છે—બે હાથના ચાર હાથવાળા થયા છે; કારણ કે તેણે તેમને એ વાત જણાવી નહોતી. વિનીતરાયે કાંતાના અત્યાગ્રહ ઉપરથી મધુસૂદનને ત્યાં તેને મૂકી આવવાનો નિશ્ચય કર્યો; કારણ કે તે મધુસૂદનની શાલિનતા માટે મગરૂર હતો.

વિનીતરાય અને કાંતા અમદાવાદમાં આવ્યાં. તેઓ મધુસૂદનને ત્યાંજ ઉતર્યાં. મધુસૂદને તેમની સંપૂર્ણ આગતાસ્વાગતા કરી. વિની-

તરામ મધુસૂદનને ઠેકાણે પડેલો જોઈ હર્ષ પામ્યા. તે પોતાનું અમદાવાદનું કાર્ય આટોપી કાંતાને સોંપી મુંબઇ ગયા. કાંતા મનોરમાને જોઇ વિસ્મય પામી.

કાંતા જેને પોતાના જીવ રૂપી ગાઢ અંધકારમાંનો પ્રકાશ સમજતી હતી, જેના પ્રેમ પર આનંદ માનતી હતી, પોતાના સર્વ સુખ અને સમાધાનનું જેને સ્થાન માનતી હતી, :અને જેના પર પ્રાણુ કરતાંએ અધિક પ્રેમ રાખતી હતી, તે મધુસૂદન પત્નીવાળો થવાથી હવે તે તેનો પતિ થનાર નથી એમ જાણી હૃદયમાં અતિશય વ્યથિત થઇ. તેની વિચાર શક્તિને એકદમ ધક્કો લાગ્યો અને તેનું હૃદય જાણે પિલાઇ જતું હોયની તેવી વેદના તેને થવા લાગી. પ્રથમ તેનું અંતર બળ્યું તો ખરૂં, પરંતુ એ ઉદાત્તભાવનાવાળી કાંતાએ પોતાના મનથીજ મનના વિચાર બદલ્યા. તેને લાગ્યું કે હવે મારે મધુસૂદન પાસે પતિ તરીકેની માગણી કરવી એ અઘોર પાપ કર્યા બરાબર છે. મધુસૂદનને અર્ધાંગના મળી ગઈ એટલે હવે મારી ઇચ્છા મિથ્યા છે. મારા જેવીને એ લજ્જાસ્પદ છે. એ મારૂં ભૂષણ નહિ. હવે પત્ની તરીકે પ્રેમ કરવાનો મારો અધિકાર નથી. મધુસૂદનને એક સ્ત્રી છે, અને મારે બીજી થવા તૈયાર થવું, ને તે માટે મધુસૂદનને કનડગત કરવી એ ઉત્તમ સ્ત્રીને શોભે નહિ. સોકના સાલમાં પડવું એના કરતાં કુંવારા રૂહેવું એજ શ્રેયસ્કર છે—એજ હિતાવહ છે. એક પુરુષને ગળે બબ્બે સ્ત્રીએ બંધાવું એ નીચ પશુવૃત્તિવાળી સ્ત્રીનું કામ છે. જેમ એક મ્યાનમાં બે તરવાર રહી શકે નહિ, તેમ એક પ્રેમમાં બે પ્રેમ સમાય નહિ. આમ વિચારશ્રેણીએ ચઢતાં ચઢતાં અંતિમ ઉચ્ચ આશય રૂપી પાયરીએ જઈ બેઠી. નિર્વિકારી થઇ મધુસૂદન સાથે જરા પણુ વિકારીભાવના રાખ્યા સિવાય નિર્મળ પ્રેમી બની તે મનોરમા પર અત્યંત ચાહના રાખવા લાગી. પોતાની સગી બેન સમાન ગણી વર્તવા લાગી અને ઉભય દંપતિનું હંમેશ શ્રેય ઇચ્છવા લાગી. હવે કાંતાનો મનોવિકાર મૂકત થયો, તેથી તેનો હૃદ્રોગ દિનપ્રતિદિન ઘટતો ગયો. અંતે તેની અંગલતા પૂર્વવત્ નિરોગી અને પ્રફુલ્લ બની. તેનો

વિનોદી સ્વભાવ અને બટકબોલાપણું મધુસૂદનને અતિ પ્રિય લાગતાં. તેના વિચાર બદલાએલા જાણી પ્રથમ તેના મનમાં જે ચિંતા ઉત્પન્ન થઇ હતી તે ઉડી ગઇ. હવે તે તેને પોતાની સગી બેન સમાન ગણી તેની સાથે છૂટથી બોલતો.

કર્મસંજોગે કાંતા ઉપર દુઃખનું વાદળ ચઢી આવ્યું. મુંબઇમાં વિનીતરાય અને સરલા એકે દિવસે કોલેરાના મહાવ્યાધિથી મરણને શરણુ થયાં. કાંતાના દુઃખનો પાર રહ્યો નહિ.

માતૃપિતૃપ્રેમની ચંદ્રકળા અસ્તંગત થઇ. સર્વદા હાસ્યમય જણાતું કાંતાનું મુખ શોકાંધકારથી છવાઇ ગયું. બિચારી કાંતા એક નાના બાળકની પેઠે છૂટી પોકે રડવા લાગી !

મધુસૂદન તેને આશ્વાસન આપતો બોલ્યો, "કાંતા, આમ ગાંડી સરખી શું રડે છે? તું જો કે મારી સગી બેન નથી, તોપણ તું મારી બેનજ છે, અને હું તારો પૂર્વ પ્રમાણે ભાઇજ છું. આપણુ પરસ્પર વચ્ચે સગાનું સગપણ નથી, તોપણ તારો ઉપકાર અને તારો પ્રેમ હું આ જન્મમાં તો વિસરનાર નથીજ. ખરો પ્રેમ કંઇ સગપણને લીધે થાય છે એમ તું માને છે? તું મારી બેન નથી છતાં હું તને પહેલેથીજ બેન તરીકે નથી ગણુતો આવ્યો? કાંતા, મારા પ્રેમની તને શંકા આવે છે? મને તું પરાયો માને છે? આ ડોલતી લતા, આ હસતાં ફૂલ, આ વિશાળ શાંત નીલાકાશ અને તેમાં ચમકતા અનંત તારા, એમની સમક્ષ હું કહું છું કે હું તારો પૂર્વવત્ બંધુ છું. ઈશ્વરને ત્યાં આપણા બંધુભગિનીનાજ પ્રેમ નોંધાયા છે. આ મનોરમા મારી ગૃહિણી છે, પણ તારી આ નિરાધાર થએલી સ્થિતિને લીધે હું એના કરતાંએ તને વિશેષ ચાહીશ. મારો પ્રેમ વિશુદ્ધ અને સ્વર્ગીય હોઈ તે કદીપણુ નષ્ટ થનાર નથી. કાંતા તું મને દેવતા કરતાંએ પ્રિય અને પૂજ્ય છે.

બોલતાં બોલતાં મધુસૂદનનું હૈયું ભરાઈ આવ્યું, અને તેના નેત્રોમાંથી અવિરત અશ્રુધારાનો અભિષેક કાંતા પર થવા લાગ્યો.

આ વેળા કાંતા મધુસૂદનના ગળામાં બંને હાથ નાખી તેની એક સ્કંધપર માથું ટેકી ઘણીવાર સુધી રડી. ઘણીવારે બંનેનાં મન શાંત થયાં. વૃષ્ટિ થઇ ગયા પછી જે પ્રમાણે સૃષ્ટિ પર નવીન તેજ આવે છે, તે પ્રમાણે તેમનાં મન અશ્રુવર્ષાવ પછી શાંત થયાં.

આ સર્વ વૃતાંત મનોરમા મુગે મોઢે જોયા કરતી હતી, ને સાંભળ્યા કરતી હતી. કાંતા આવતાંજ તેને આવેલા પત્રોની વાત સાંભરી આવી હતી. તેમાં તેમની ઉપર મુજબની વાતચીતે ઉમેરો કર્યો હતો. આથી તેની આંખમાં ઇર્ષ્યાએ ઘર કર્યું હતું. તે મધુસૂદનને પ્રભુ સમાન ગણી તેની સેવા ઉઠાવતી હતી, પરંતુ કાંતાના આગમનથી તેના હૃદયમાં પિતાના ચરિત્ર વિષે કુશંકાએ વાસ કર્યો હતો. તે વાતમાંને વાતમાં વહેમાતી હતી, છતાં વર્તન એવા પ્રકારનું રાખતી કે તેથી મધુસૂદન કે કાંતા તેના અંતરની કુશંકા કળી શકતાં નહિ.

કાંતાએ પોતાના પિતાની તમામ માલમિલ્કત મધુસૂદનને સોંપી. મધુસૂદને મુંબઈ જઇ તેનો બંદોબસ્ત કર્યો.



## પ્રકરણ ૧૮મું.




રાજનગર—અમદાવાદ-પર સુવર્ણરસનો અભિષેક કરી ભગવાન અંશુમાલી ટુંક સમય પહેલાંજ અસ્તાચલ પર ગયા હતા. સાબરમતી નદી રાજનગરને આલિંગી હળવે હળવે ચાલતી હતી. તે વિસ્તીર્ણ ધવળ વાલુકા પ્રદેશ વચ્ચેથી વહી નીલાકાશમાંની આકાશગંગા પ્રમાણે સુંદર શોભતી હતી. તેને તીરે મધુસુદને એક નાનો પણ ચિત્તાકર્ષક બંગલો બંધાવ્યો હતો. તેની આસપાસનું રમણિય ઉદ્યાન, નાનાવિધ દેશી અને વીલાયતી ફૂલઝાડો, પુષ્પલતાઓ વગેરેથી શણગારાઇને પ્રેક્ષકની આંખ ખેંચતું હતું. તે ઉદ્યાનની નદી તરફની પાળ ઉપર કાંતા અને મધુસુદન બેઠાં હતાં. નીરાશ હૃદયમાંની આશા પ્રમાણે આકાશમાં ચંદ્રની ક્ષીણ કોર શોભતી હતી. સાભ્રમતી—સાબરમતીના ચંચળ પ્રવાહ પર, ચળકતા વાળુકા પ્રદેશપર અને ડોલતાં તરૂલતા પર મંદ પ્રકાશ પ્રસર્યો હતો. કાંતાના હસમુખા ચહેરા પર પણ તે પ્રકાશ પડયો હતો. તે એક ચંદ્રિકારસથી ઢાળેલી મૂર્તિ, મૃદુ હાસ્યથી ખીલનારી કુસુમકલિકા હતી. કાંતા બોલતાં બોલતાં એક વાર ચંદ્ર તરફ તો બીજીવાર સાબરમતીની તરંગમાળા પર નજર ફેંકતી હતી અને પાસેની વાસંતીની વેલીના ફુલો લઈ તેનો હાર ગુંથતી હતી. તે મધુસુદનને પહેરાવી દંતપંક્તિનું પ્રદર્શન કરાવતી બોલી કે "જાઓ મારી મનોરમા બેનને બતાવો. પૂછો કે હું કેવો શોભું છું?"

આવા આવા અનેક હાસ્ય પ્રસંગો ઉપસ્થિત કરી કાંતા પોતાનું દુઃખ વિસારતી, એટલુંજ નહિ પણ કામકાજથી કંટાળેલા મધુસુદનને આનંદ આપતી. આમાંનું ઘણુંખરૂં મનોરમા પ્રત્યક્ષ જોતી અને પોતાના કુતર્કના કિલ્લાપર વારંવાર ઇર્ષ્યાની ધ્વજા ચઢાવતી.

એક દિવસ નવીન બંગલાના દિવાનખાનામાં દિવાનો ઉજ્જવળ પ્રકાશ પ્રસરેલો હતો. નવીન પદ્ધતિના સુંદર ફરનીચરથી જગા શોભા-

યમાન જણાતી હતી. બારી પાસેના એક આરસના ટેબલ પાસે મનોરમા ખુરસી પર બેસી બહારથી ફરફર આવતા શીતળ વાયુનો સુખાનુભવ લેતી હતી. એક ડોલતી ઇઝીચેર પર બેસી મધુસૂદન સંસ્કૃત શાકુન્તલ નાટકમાંનો કોઇ કોઈ ભાગ મનોરમાને વાંચી સંભળાવતો હતો. તે અંગ્રેજી ભણ્યો હતો પણ તેણે સંસ્કૃતનો ત્યાગ કર્યો નહોતો. તેને આરંભથીજ સંસ્કૃત કાવ્ય-નાટકો વાંચવાનો શોખ હતો. વાંચતાં વાંચતાં મધુસૂદને પૂછ્યું, "પ્રિયે, આજે કાંતા કયાં છે? આજ શાકુન્તલની એક શ્રોતા કમી હોવાથી અતડું અતડું લાગે છે."

હળવે હળવે એક સુસ્કારો છોડી મનોરમા બોલી, "હું તેને બોલાવી આણું ?"

મધુસૂદને હસતાં હસતાં કહ્યું, "નહિ, નહિ. તમારી સવારીને અહીંજ થોભાવો. તે બાગમાં ફરતી હશે, કિંવા પુષ્પો ગુંથતી હશે, નહિકર નદીની પાળપર બેઠી હશે. તેને તમે કયાં શોધશો ? તે આપોઆપ આવશે."

એમ કહી દુષ્યંતે શંકુતલાનો ત્યાગ કર્યો હતો, તે પ્રસંગનો એક શ્લોક વાંચી સંભળાવ્યો અને અર્થ સમજાવી મનોરમા તરફ જોયું. મનોરમાની આંખ અશ્રુથી ભરાઇ આવી હતી. મધુસૂદન હસીને બોલ્યો "મનોરમા, તમારૂં આ કેટલું કોમળ મન! આ શ્લોક સાંભળી તમને ઓછું આવે છે ?"

મનોરમા એકદમ ચમકીને બોલી, "શું શ્લોક ?"

મધુસૂદન સમજ્યો કે મનોરમાનું મન બીજી તરફ ભટકે છે. એના મનમાં કોઇપણ દારૂણ ચિંતા પ્રસરી છે. શ્લોક તરફ એનું બીલકુલ લક્ષ નથી. એને શ્લોક સાંભળીને અશ્રુ આવ્યાં નથી. તેણે વાંચન અટકાવ્યું. પુસ્તક લેખિનીન્યાલય-ટેબલ-પર નાખ્યું, અને મનોરમા પાસે જઇ તેની આંખ લહોતાં બોલ્યો "મનોરમા તમારૂં તે મધુર હાસ્ય એકદમ કયાં ગયું ? આપણો ગુપ્તભેદ પ્રગટ થયા પછી તમારા મુખમંડળ પર જે આનંદ પુરાતો હતો, તે આજે ક્યાં છે? એક નાના બાળક સરખી તમારી વૃત્ત ઉલ્લસિત જણાતી તે આજે ક્યાં

છે ? તમે આટલાં વિષણ્ણ કેમ જણાઓ છો ? પૂછતાં સીધો ઉત્તર પણ મળતો નથી ! મારા મેળાપથી તમને પશ્ચાત્તાપ તો થતો નથીને ?"

મધુસૂદનના આ પ્રેમાળ ભાષણથી મનોરમાને અધિકજ ડૂમો ચઢ્યો. તે કરૂણાજનક વાણીથી બોલી. "આવું ભળતુંજ નહિ બોલો. તમારા મેળાપથી મને પશ્ચાત્તાપ ? આપ તો મારૂં સર્વસ્વધન પ્રાણ—"

મધુસૂદન અધિરતાથી બોલ્યો, "પણ શું ? પ્રિયે, બોલો. સત્વર બોલો. તારૂં આ સંદિગ્ધ ભાષણ સાંભળી મારા મનમાં કેવો ભયંકર સંતાપ થાય છે તે જ્યારે તમને સમજાશે—"

મનોરમાનું હૃદય અત્યંત વ્યથિત થયું. તે કષ્ટથી બોલી ઊઠી "ભળતીજ કલ્પના કરી કેમ વારૂ ઓછું આણો છો? તમારા સમાગમથી હું કેટલી સુખી થઇ, પણ મારા લીધે માત્ર તમે દુઃખી થયા ?"

"એ તમે શા પરથી કહો છો ?" મધુસૂદન જરા ત્રાસીને બોલ્યો, તમને મારા વર્તનમાં એવું શું જણાયું ?"

મધુસૂદનને કષ્ટી થએલો જોઇ મનોરમા ગભરાઇ. તે ભયભીત થઈ કહેવા લાગી, "મારામાં એવા કયા ગુણ છે કે જેને લીધે મારા સહવાસથી આનંદ થાય ? મારૂં એવું કંઈ રૂપ નથી કે મારામાં એવો કોઇ ગુણ નથી. આપના મનને હું શી રીતે રંજન કરૂં ? તમારાથી વિશેષ વિદ્યા હોત તો આપને આનંદ આપત તમે મારા પર જે પ્રેમ કરો છો, તેનું વિનિમય કરવાનું મારી પાસે કાંઇજ સાધન નથી. તેમ ભગવાને તમારાથી વિશેષ બુદ્ધિ પણ આપી નથી. આપને સંગીત પ્રિય છે. તે શીખવાને મેં ઘણુએ પ્રયત્ન કર્યા; પરંતુ તેમાંએ નિષ્ફળ નીવડી ! પછી તમે મારામાં શું જોઇ પ્રેમ કરો. મારાં રૂપ, ગુણ, વિદ્યા, અને બુદ્ધિ, કોઇપણ રીતે જોતાં તમારા નખ જેટલી પણ બરોબરી કરી શકે તેમ નથી. એ મને વારંવાર સાંભરી આવે છે, ગમે તેવો પણ મારો પ્રેમ દુર્બળ."

મધુસૂદન આટલીવાર આ સર્વ ભાષણ સ્તબ્ધપણે સાંભળ્યા કરતો હતો, પણ હવે તે થોડું હસીને બોલ્યો. વિદ્યામાં તમે યોગ્ય નથી એવું તમને કહ્યું કોણે? તમારા આજના આ વક્તૃત્વ જેવું કેટલી સ્ત્રીઓ બોલી શકશે? તમારા રૂપ વિષે કહો છો પણ તેનો વિચાર કરવાનો અધિકાર તમારો નથી, પણ મારો છે. એ વિષે તમને દુઃખ થતું હોય તો હું ખાત્રી ,પૂર્વક કહું છું કે તમારૂં એ માનવું વ્યર્થ છે. નહિ પ્રિયે, સત્ય કહો? તમારા કરતાં રૂપગુણમાં શ્રેષ્ઠ એવી કોઇપણ સ્ત્રી જણાય છે? તમે મારા હૃદયની સ્વામિની છો. તમે મારી હૃદય દેવતા છો. મારૂં સર્વસ્વ છો. તમારા મેળાપથી હું સંપૂર્ણ સુખી થયો છું. તમે તો મારા સુખની પ્રતિમા છો."

પતિનું આ અત્યંત પ્રિય ભાષણ સાંભળીને મનોરમાના મનમાં આનંદની ભરતી આવી. તે મધુસૂદનના પગ પર મસ્તિક મૂકી આનંદ-મિશ્રિત દુઃખથી કહેવા લાગી, "હું અત્યંત પાપિણી છું. મને નરકમાં પણ જગા મળવાની નથી. આપના જેવા પ્રેમાળ પયિ વિષે હું સંશય આણું છું, તે માટે મારે અતિ ભયંકર પ્રાયશ્ચિત કરવું જોઇએ. પણ હવે પ્રસંગ આવ્યો છે તો તમામ ઉભરો બહાર કાઢી નાખી મન મોકળું કરી નાખું છું. મારા અંતઃકરણમાં જે નરક-યાતના થાય છે તે હું હવે એકવારની કહીજ નાખું છું, મારા એ અપરાધથી મને ગમે તે શાસન કરજો. આપના હાથે મરણ આવશે તો તે પણ મને સુખમય લાગશે. મારૂં જીવન, મરણ, બધું આપના ચરણમાં મૂકું છું, પણ હું શું બોલું અને કેવી રીતે બોલું? મારૂં હૃદય એક સરખું બળી રહ્યું છે.! દેવ જેવા પતિ મળ્યા છતાં હું મારા ગુણથી દુઃખી થાઉં છું. મારૂં મન ઘેલું બન્યું છે. મને ક્ષમા આપજો. મને લાગે છે કે તમે મારા પર જરાએ પ્રેમ રાખતા નથી પણ પેલી કાંતા—"

મનોરમાના મુખમાંથી આગળ એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. લજ્જા, અનુતાપ અને દુઃખથી તે આટલેથીજ અટકી.

તેની આ વિચિત્ર વાણી સાંભળી મધુસુદન વિસ્મિત થયો. તેના બોલવાનો ભાવ સ્પષ્ટ ન સમજાયાથી ગંભીરતાથી તેણે પૂછ્યું "શું કહ્યું ? કાંતાનું શું ?"

"તમે–કાંતા પર–પ્રેમ રાખો છો." અત્યંત કષ્ટે બીતાં બીતાં આટલું વાક્ય ઉચ્ચારી મનોરમા નીચે જોવા લાગી. લજ્જાથી તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. તેનાથી પતિ તરફ જોવાતું નહતું.

"કાંતા પર પ્રેમ રાખું છું ?" મધુસુદન બોલ્યો. "તમારો આ બોલવાનો અર્થ શો છે ? કાંતા મારી સગી બેન નથી પણ મારા પર ઉપકાર કરનારી અતિ વહાલી બેન છે, એ તમે જાણતાં નથી ?"

"પણ આનું નામ ભગિનીપ્રેમ કહેવાય નહિ;"

મનોરમા આ વાક્ય ચટ કરતી બોલી ગઇ ખરી, પણ પછીથી તેને ઘણી ભીતિ લાગવા માંડી. મધુસુદન તો અત્યંત આશ્ચર્યચકિત થયો !" આનું નામ ભગિનીપ્રેમ કહેવાય નહિ !" આ કેવો દારૂણ આઘાત ! હવે તે મનોરમાનું મન કળી ગયો ! તેને અત્યંત કષ્ટ થતું હતું છતાંએ વિષાદથી હસીને બોલ્યો, "મારો તેની સાથેનો સંબંધ તમારી આગમચનો હતો, તે વેળાજ તેની સાથે મેં લગ્ન કેમ ન કર્યું ?"

પતિની શાંત વૃતિ જોઇ મનોરમાને પણ ધીરજ આવી. તે બોલી, "તે વેળા તમે તમારૂં મન પારખી શક્યા નહિ હશો."

મધુસુદન બોલ્યો, "તો પછી હજીએ મારૂં મન હું પારખી શકયો નથી, એમજ કહેવું જોઇએ; કારણ કે હજીએ હું તેના પર ભગિનીસમજ પ્રેમ રાખું છું. પૂર્વના પ્રેમમાં હજી કંઇપણ ફરક પડયો હોય એમ મને જણાતું નથી."

મનોરમા બોલી "નથી જણાતું, તો હવે પછી જણાશે. પ્રેમ જ્યાંસુધી વધારે વૃધિ પામતો નથી, ત્યાં સુધી તેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાતું નથી. આપણું મન આપણાથી પરખાતું નથી, તેનો મને પૂરો અનુભવ છે." એમ કહી કાંતાના ફાટેલા કાગળો બતાવ્યા.

મનોરમાનો સંદેહ પાકો થયો છે, એમ જાણી મધુસુદનના

અંતઃકરણને ધક્કો બેઠો. મનોરમાનો સંશય કેમ દૂર કરવો તે તેને સમજાય નહિ. તે બોલ્યો "મારૂં એવું કયું આચરણ જોયું કે તે પરથી તમારો સંશય દૃઢ થયો?"

મનોરમા બોલી "તમારા મનમાં શું છે તે તમારા બોલવા ચાલવાપરથી ચોકખું જણાઇ આવે છે. કાંતા પર આપનો ભગિની પ્રેમ નથી. હું ખાત્રીથી કહું છું કે તમારો ખરેખરો પ્રેમ કાંતા પર છે. મારા પર નથી હું તો તમારા માર્ગમાં મોટો કાંટો છું!"

આ વાકય બોલતાં બોલતાં મનોરમાનો કંઠ ભરાઇ આવ્યો. આજ પર્યંત અહોરાત્રિ થએલી અસહ્ય યાતના હવે તેના નેત્રોમાંથી અશ્રુ રૂપે બહાર પડવા લાગી. ઘણા કષ્ટે પોતાનું દુઃખ આવરી મનોરમા પુનઃ બોલી "મેંજ તમને દુઃખમાં નાખ્યા. કાંતાને મારી ખબર ન હોવાથી તે તમને મળવા આશામાં ને આશામાં આવી પણ મને જોઇ તેની સર્વ આશા ઉંધી વળી. તમારા આગળના પ્રેમમાં મેંજ આડ નાંખી!"

મનોરમાની વાત સાંભળી મધુસૂદનને થોડું હસવું આવ્યું. તે બોલ્યો "મનોરમા, કોઇ એક ન્યાયપંચાનન સાથે તમે વાદ કરો તો તે જરૂર નિષ્ફળ નીવડે! એ માટે મને જરાએ શંકા લાગતી નથી; પરંતુ પંડિત મહારાજ! આગળ શું? તમારૂં સર્વ વ્યાખ્યાન પૂર્ણ થયું, કે હજુ અપૂર્ણ છે? ચાલવા દો. અટકો નહિ. જે જે મનમાં ભરેલું હોય તે બધું કાઢી નાખો."

મનોરમાને પણ થોડું હસવું આવ્યું, પણ ક્ષણમાં તેના મુખપર વિષાદની છટા પ્રસરી, તે બોલી, "મારૂં બોલવું હસવામાં નહિ ઉડાવો, કાંતા પર તમારો પ્રેમ શુદ્ધ ઠરે, તમે મારાજ છો એમ મને ખાત્રી થાય, તો પછી મને શાની મણા રહે. મારા જેવી આ દુનીઆમાં સુખી કોણ? મારા હૃદયમાં કેવો અગ્નિ ભડકી રહ્યો છે, તેની કલ્પના તમને આવી હોત તો હસ્યાજ નહિ હોત! મારામાં પાંડિત્ય નથી, કેવળ એજ વાતનું ચિંતન સદોદિત ચાલ્યા કરે છે. કોઇ વાર એ સંશયથી મારૂં હૃદય નીચોવાઇ જાય છે, તો કોઈ વાર તમારા વિષે હું ભળતીજ કલ્પના કરૂં છું. મને લાગે છે કે એ ત્રાસથી હું ખચીત દિવાની બની જઇશ.!

"બસ, બસ બહુ થયું!" મધુસૂદન એકદમ બોલી ઊઠયો. "જેના પર મારી સર્વ સુખાશા અવલંબી રહી છે, જેના પર સંપૂર્ણ પ્રેમ કર્યા છતાં મારૂં મન ધરાતું નથી. જેની મૂર્તિ મારા હૃદયમાં સર્વદા વિરાજમાન છે. તેજ મારા પર અવિશ્વાસના કટુ વચનની વૃષ્ટિ વરસાવે, એ કેવો ચમત્કાર! એવાં વચન સાંભળવા કરતાં આ હૃદય ફાટી જાય તો સારૂં!"

મનોરમાનું અંતઃકરણ અત્યંત વ્યાકુળ થયું. તે એકદમ મધુસૂદનના પગ પકડીને બોલી, "હું અત્યંત પાપી છું. એનું પ્રાયશ્ચિત મારેજ ભોગવવાનું છે. હવે હું જીવંત રહી તમને મુખ દેખાડવાની નથી. મારૂં સંદેહમુલક મન સ્વતઃ દુઃખી રહી બીજાનેએ દુઃખી કરશે મને રજા આપો. હું પ્રાણ આપી મારા પાપનું નિવારણ કરૂં.

મધુસૂદનનો મનોરમા પર એવો અને એટલો વિલક્ષણ પ્રેમ હતો કે તેના દુઃખી ભાષણથી તેનું અંતઃકરણ દ્રવી ગયું નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે કઠણ હૈયું રાખી બોલ્યો, લાડિલી, મારૂં બોલવું સાંભળી તમે ખોટું ન આણો, અત્યંત દુઃખના ભારમાં ગમે તેમ શબ્દો બોલાઇ ગયા. તમે ખરા મનથી તમામ વાત કહી એજ મારૂં ભાગ્ય સમજું છું, અને તેથીજ મને દુઃખમાં સુખ લાગે છે. તમારે એથીએ વિશેષ કહેવું હોય તો સ્પષ્ટ કહી નાખો."

"આજે નહિ. પ્રસંગ આવે એકાદ દિવસ કહીશ. પછી મારા નશીબમાં જે બનવવાનું હશે તે બનશે. તમે મને ક્ષમા આપશો તો ઠીક છે, નહિ તો પછી મારૂં ભાગ્ય! હું મરણ માગવા માટે આજ કેટલીક અખંડ રાત્રિ રડયા કરૂં છું તે હું જાણું કે મારો પરમેશ્વર જાણે." બોલતાં બોલતાં મનોરમાના નેત્રોમાંથી અશ્રુ-પ્રવાહ શરૂ થયો. મધુસૂદન શૂન્ય મનથી બેસી રહ્યો.

એમ અર્ધી રાત્રિ અશ્રુથી ભીંજાતી પસાર થઇ. કુદરતે તેમને શૈન્યની નિદ્રામાં નાખી નિદ્રાધીન કીધાં.



## પ્રકરણ ૧૯ મું.

# દસહજાર પર પાણી.



રમા પોતાના પિતાને ત્યાંથી મામા હુંપદરાયને ત્યાં જઈ રહી. ત્યારથી તેનો પગ ઉમરાની બહાર નીકળવા પામ્યો નહતો. કુટીલરામ દર સંધ્યાકાળે ઉત્સુકતાથી તેની વાટ જોતો હતો, પરંતુ ઘણા દિવસ વીત્યા એટલે તેના હૈયામાં ધીરજ રહી નહિ, તેથી તેણે દરરોજ શિવાલયમાં જઇ માળા જપવાનો નિયમ બાંધ્યો. તેની માળાના મણકા શિવસ્મરણમાં ફેરવાતા નહતા પણ રમા-સ્મરણમાં તળે ઉપર થતા હતા. તેનો ત્યાં જઇ બેસવાનો મુખ્ય હેતુ એજ હતો કે દર્શન કરવા આવનાર સ્ત્રી મંડળ તરફથી રમાની બાતમી મેળવવી. તેની મહેનતને યશ મળ્યો. રમાના સંકટની વાત જાણી તેણે રમાનો મેળાપ કરવા ગામમાં ટે'લ નાખવાની યુક્તિ યોજી કાઢી. તે મહોલ્લે મહોલ્લે ટે'લ નાખવા લાગ્યો. તેની ટે'લ આ પ્રમાણે હતી.

શંકર શંકર કરીએ છીએ,
ભૂખે ભૂખે મરીએ છીએ;
ભૂખનું દુઃખ કો જાણે નહિ,
જાણે તોપણ ટાળે નહિ.

કુટીલરામ ફરતો ફરતો હુંપદરાયને બારણે આવ્યો. અસૂયાવતી મુઠ્ઠી ચોખા લઈ આપવા આવી તેની પાછળ રમા પણ હાજરજ હતી. રમા તેની ટે'લ સાંભળી ઘણી દુઃખી થઇ અને મનમાં કહેવા લાગી કે "આ કુટીલરામ નક્કી મારા ખાતર ભૂખે ભૂખે મરી જશે. પણ હું એમને મળું શી રીતે? એમના મનનું સમાધાન કરૂં શી રીતે?

એટલામાં અસૂયાવતીએ રમાના ગ્રહ કેવા છે તે જોવાનું ટ'લી-આ ભટને કહ્યું. તેણે થોડીકવાર 'મીન મકર કુંભ' ના બડબડાટ કરી એકદમ મોઢું ઉતારી નાંખ્યું અને નિઃશ્વાસ નાખી બોલ્યોઃ "તમારી રમાને હાલ 'કાળચંદ્રમા' બેઠો છે!"

અસૂયાવતીએ તરતજ અધીરી થઇ પૂછ્યું "મહારાજ એનું કંઇ નિવારણ ?"

"નિવારણમાં તો હવે એકજ ઉપાય રહ્યો છે. પણ જો તમે મારા વચન પર વિશ્વાસ રાખતાં હોય અને તે મુજબ વર્તતાં હોય તો કહું. મારા બોલની કિંમત જે જાણે તેજ જાણે, કારણ કે "ब्रह्म वाक्यं जनार्दन" કુટીલરામે ઠાવકે મોઢે કહ્યું.

અસૂયાવતીએ નિશ્ચયપૂર્વક કહ્યું કે "મહારાજ તમારો મને વિશ્વાસ છે. તમે જે કહેશો તે કરીશ."

કુટીલરામે કહ્યું, "કરશો તો તમારે માટે, અને નહિ કરશો તોપણ તમારે માટે. એ રમા પાસે એવું વ્રત લેવડાવો કે દરરોજ સંધ્યાકાળે શંકરના દહેરામાં જઇ સવાસો બીલીપત્ર ભક્તિભાવથી ચઢાવે અને નમઃ શિવાય, નમઃ શિવાય બોલી રોજની દશ માળા કરે. પરંતુ એ કામ અખંડ એક મહીનો કરવું જોઇએ. એક દિવસ તૂટયો કે ત્યાંથી પાછો એક માસ ગણવો જોઇએ. બોલો તમારી રમા તેમ કરશે ?"

"તેમ અચૂક કરીશ મહારાજ" રમા વચ્ચે બોલી પડી. અસૂયાવતીએ પણ કબુલ કર્યું.

કુટીલરામ ટ'લ નાખતો નાખતો ચાલ્યો ગયો, અને પોતાના પાસા સવળા પડયા જાણી મનમાં ખૂબ ફુલાયો.

કુટીલરામ પર એક અણધાર્યું સંકટ આવ્યું. તે જે ઝુંપડીમાં રહેતો હતો તેનો માલિક એક કૃપણદાસ નામે વાણીઆે હતો. કુટીલરામ પર તેના ભાડાના પચાસ રૂપીઆ ચઢી ગયા હતા. કૃપણદાસે તેની પાસે ઘણીવાર ઉઘરાણી કરી હતી, પણ તેને દાદ દેતો નહતો.

કૃપણદાસે આજે તેને ચોકખે ચોકખું કહી દીધું કે આઠ દિવસમાં મારી પાઇએ પાઇ ચૂકવી નહિ આપશે તો નવમે દિવસે તારા પર જરૂર ફરિઆદ માંડીશ.

કુટીલરામને એક તરફથી રમાને મેળવવાની અને બીજી તરફથી પચાસ રૂપીઆ મેળવવાની ચિંતા પેઠી. એ આવી પડેલી બને ચિંતાનું નિવારણ કરવાના ઉપાય યોજવામાં તેના કલાકના કલાક વીતી જતા.

રમા શિવાલયમાં આવતી જતી થઈ. કુટીલરામ અને રમાની ગુપ્તગોષ્ટી થવા લાગી. કુટીલરામે પોતાના પર થતી પચાસ રૂપીઆની માગણીની વાત કાઢી, અને કૃપણદાસ માળા ફેરવવા આવે ત્યારે શું અને કેમ બોલવું તે રમાને શીખવ્યું.

બીજે દિવસે સંધ્યાકાળે સ્ત્રી પુરુષો શિવદર્શન કરી ગયા પછી હંમેશના નિયમાનુસાર કૃપણદાસ એક પગે અને એક ધ્યાને માળા જપતો હતો. કુટીલરામ પણ ધ્યાનમગ્ન થઈ બે હાથ જોડી મસ્તક નમાવી બેઠો હતો. આખા શિવાલયમાં શાંતિ પ્રસરી હતી. દીપકનો મંદ પ્રકાશ થોડા ભાગમાં પડતો હતો. શિવલિંગ પર ઝીણી પણ સતત જળધારા પડતી હતી. બીલીપત્રથી આચ્છાદિત થએલા શિવલિંગ પર તે જળધારાનો ઝીણો પણ અખંડ સ્વર શાંતિમાં કિંચિત ભંગ પાડતો હતો.

એટલામાં અંદરથી પાર્વતી રૂપે રમા ત્ર્યંબકેશ્વરને સંબોધીને બોલી "આ કુટીલરામ આપણો પરમ ભક્ત પૈસાને માટે રિબાય છે. તેના પર કૃપણદાસ પચાસ રૂપીઆનો દાવો માંડી તેની કીર્તિ પર પાણી ફેરવવા માગે છે. હે ભોળા શંભુ, તમે ભક્તવત્સલ છો, માટે તેની ભીડ ભાંગવા કાલેને કાલે એક પારસમણિ આપો; કે જેથી તેની આખી જિંદગીનું દળદર મટે. પછી થોડી વાર રહી ગંભીર અવાજથી શિવ રૂપે તેજ રમા બોલી કે "તથાસ્તુ."

આ સર્વ કૃપણદાસે સાંભળ્યું. તેણે કુટીલરામ પર નજર કરીને જોયું તો જણાયું કે એણે કંઇ પણ સાંભળ્યું નથી. છતાં તેની ખાતરી કરવા અજાણ્યા થઇ કૃપણદાસે પૂછ્યું "કુટીલરામ, આ દહેરામાં શાનો અવાજ આવે છે?"

કુટીલરામ કાન પર હાથ મૂકી જાણ્યું અજાણ્યું કરી બોલ્યો, "શું શેઠ? દહેરામાં અવાજ? અવાજ શાનો? ચોમેર શાંતિઃ શાંતિ; શાંતિઃ પ્રસરી રહી છે ને!

કૃપણદાસે વધુ વિસ્તાર ન કરતાં વાત ટુંકાવી. કુટીલરામ પણ ધ્યાનસ્થ થયો, લક્ષ્મીપુત્ર કૃપણદાસને અચંબો લાગ્યો "શું આ ભિક્ષાહારી ભટજીને પારસમણિ મળશે? મળે! પ્રત્યક્ષ પાર્વતી દેવી પ્રસન્ન, પછી કેમ ન મળે? પણ આ ગુપ્ત વાત મેં જાણી છતાં તેનો લાભ નહિ મેળવું તો હું વ્યાપારી બચ્ચો શું કામનો?" આવો વિચાર કરી આ મારવાડી વણિક દેવદર્શન કરી ઘેર ગયો. તેણે ઉતાવળમાં ને ઉતાવળમાં વાળુ કર્યું અને તાબડતોબ કુટીલરામની ઝુંપડી તરફ ચાલવા માંડયું.

કુટીલરામ પણ કૃપણદાસની વાટ જોઇનેજ બેઠો હતો. તેને વિશ્વાસ હતો કે લાલચુ વણિકબંધુને ચેન પડનાર નથી. તે અચૂક આવશે, અને इदं तृतीयं બનાવશે.

તેને સંભારતાંજ પગલાં સંભળાયાં. કુટીલરામ, એકદમ હાથમાં માળા લઇ જપવા બેસી ગયો. કૃપણદાસે આવી કહ્યું "કુટીલરામ મેં ભાડાના રૂપીઆ માગવાની સખ્તાઇ કરી તમારા જેવા ભક્તનું મન દુખાવ્યું તે ખોટું કર્યું; એમ મને પાછળથી વિચાર કરતાં જણાયું. પૈસા તો મળે છે પણ સ્નેહ મળતો નથી," આ પ્રમાણે શેઠજીએ કુટીલરામને ખુબ નવનીત લગાડયું.

" તમને રોજ ભિક્ષામાં શું મળે છે ? " કૃપણદાસે વાત ઉપાડી.

" શેર બશેર અનાજ અને પાંચ સાત પૈસા. " દાવકે મોઢે કુટીલરામે કહ્યું.

શેઠ દયામણું મોઢું કરી બોલ્યા " ભટજી મહારાજ, તમારી આ હકીકત સાંભળી મને ઘણી દયા આવે છે. તમને થોડી બહુ મિલ્કત કરી આપવી એવો મેં સંકલ્પ કર્યો છે. પણ હું પડયો વ્યાપારી ! વ્યાપારમાં ક્યારે તોટો આવશે તે કંઇ કહેવાય નહિ, તેથી પૈસો કાઢી શકતો નથી. વળી હાથથી ધર્મ કરતાં મને કંપારો છૂટે છે. તેટલા માટે હું તમારા ફાયદાની એક યુક્તિ બતાવું તેમ કરશો ? "

" કેમ નહિ શેઠજી ? વાડ વિના કંઇ વેલો ચઢે છે ? " કુટીલરામે શેઠને મોટાભાઇ કર્યા.

શેઠજીએ કહ્યું તો સાંભળો. આવતી કાલની તમારી આવક પર સટ્ટો કરીએ. કાલે સવારથી રાત સુધીમાં જે તમને મળે તેના કેટલા રૂપીઆ લેશો ?

" તમેજ કહોને ? " કુટીલરામે કહ્યું.

" જુઓ તમને એક દિવસમાં એક રૂપીઆ કરતાં વધુ મળતું નથી, તો તમને કાલના દસ રૂપીઆ આપી તમારો હાથ ઉઠાવવા માગું છું. " કૃપણદાસે બાજી રચવા માંડી.

" તમારા દસ રૂપીઆ માટે મારી ઝોળી વેચું ? એ ઝોળી નથી પણ મારે મન તો કામદુધા ગાય છે . કામદુધા. પૈસો તો આજે છે ને કાલે નથી. "

કુટીલરામે બાજી જીતવા માંડી. "તમારે ધર્મ કરવો હોય તો બાંધી મુઠ્ઠીએ આપો; અથવા મારા પર નીકળતા રૂપીઆ માફ કરો. હું તમારા નામની બે માળા વધારે ફેરવીશ, અને તમને આશીર્વાદ દઇશ. અમારા જેવા બ્રહ્મ લોકોનો આશીર્વાદ છે ક્યાં ? માટે એ દસ રૂપીઆના સટ્ટાની વાત જવા દો. એટલા રૂપીઆ માટે હું મારૂં એક દિવસનું નશીબ વેચતો નથી.

કુટીલરામના આ ભાષણથી શેઠજી તો ગુંચવણમાં પડયા, પરંતુ કંઈક વિચાર મનમાં આણી તે બોલ્યો. એ તો ઠીક પણ હું તમારી સાથે સોદો ઠરાવવા ઘેરથી બહાર નીકળ્યો તેમાં હાર ખાઉં તો મને બટ્ટો લાગે. માટે બોલો તમારો શો વિચાર છે?

"દસ રૂપીઆ તો શું પણ દસહજાર રૂપીઆ આપો તોએ મારૂં નશીબ વેચું નહિ સમજ્યા?" કુટીલરામે કુટીલતા વાપરી.

શેઠજીએ પારસમણિના લોભમાં દસહજાર રૂપીઆ પણ કબુલ કરી દીધા. એટલે કુટીલરામે "ઝાઝું તાંણવા જતાં તૂટી જશે." એમ જાણી કબુલ કર્યું. પણ તેણે શેઠજીને ચોકખું કહી દીધું કે મોઢે મોઢેની વાત નહિ. એનો કરાર લખી આપો અને હમણા ને હમણા રૂપીઆ ગણી આપો.

શેઠજી તરતજ ઊઠયા. દસહજારની દસ કોથળીઓ ચાકર પાસે ઉચકાવી લઇ આવ્યા, અને પોતાના ઠરાવનો કરાર પણ લખી આપ્યો. કુટીલરામ પોતાની યુક્તિમાં ફાવ્યો જાણી તેનો હર્ષ મનમાંને મનમાં પાર વિનાનો ઉભરાતો હતો પણ તે કૃપણદાસને કિંચિત્ પણ જાણવા દેતો નહિ. કૃપણદાસે તેને જતાં જતાં બે ત્રણવાર ઉથલાવી ઉથલાવીને કહ્યું કે કાલે સવારથી સાંજ સુધી શિવાલયમાં બેસવું. તમારે માટે પાકી રસોઇ હું ત્યાંજ મોકલાવીશ, અને જે તમને મળે તે મને આપવું. શેઠે રૂપીઆ તો આપ્યા પણ ત્યાંથી જવાનું મન થતું નહતું. તેનું મન કેમે કરી માને નહિ. પરંતુ પારસમણિ આગળ તેની કિંમત અતિ અલ્પ જણાવાથી મનમાં આનંદ પામતો પામતો ચાલ્યો ગયો.

કુટીલરામને કંઇ ઉંઘ આવે નહિ. પોતાના ચાતુર્યને ધન્યવાદ આપતો અને દસ કોથળીઓ પર વારંવાર નજર નાખતો અનેકાનેક વિચારતરંગ પર ચઢતો હતો. તેણે મૂકેલી કોથળીઓના રૂપીઆ ત્રણ ત્રણ વાર ગણી જોયા. તે પોતાને સદેહે સ્વર્ગ મળ્યું એમ માનવા લાગ્યો. અને "પુરુષનું નશીબ પાંદડે" એ કહેવત સંભારી સંભારી પોતાના ભાગ્યને વખાણવા લાગ્યો.

સૂર્યોદય થતાં કુટીલરામ ઊઠયો. પ્રાતર્વિધિથી પરવારી શિવાલયમાં જવા નીકળ્યો. શેઠજી પણ તેની પાછળ પાછળ ચાલ્યા. કુટીલરામે નિત્ય નિયમાનુસાર પોતાનું પાથરણું પાથરી આસન માંડયું. કૃપણદાસે તે પર ચોકી કરવા માંડી. તે દિવસ કોઇ પર્વણીનો ન હતો. નિત્ય-દર્શન કરવા આવનાર લોક આવતાં ગયાં અને યથાશક્તિ અન્નદાન અને લક્ષ્મીદાન કરતાં ગયાં. વળી કોઇ સીંગ, તો કોઈ બોર, કોઇ કેળાં તો કોઇ શેરડીનાં પેરીયાં તેની આગળ નાખતા ગયાં.

બે પ્રહર વીત્યા, પણ પુરા બે આનાના પૈસા પણ તેની આગળ પડયા નહિ! ત્રીજો પ્રહર બદલાયો, ચોથો પ્રહર પૂર્ણ થવા આવ્યો, પણ શેર સવાશેર ચોખા, કેટલીક ફળ, અને બેઅઢી આનાના પૈસા સિવાય વધુ મિલ્કત મળી નહિ.

જેમ જેમ પ્રહર પર પ્રહર બદલાતો ગયો તેમ તેમ કૃપણદાસની ધીરજ છુટતી ગઈ. તેની નજર કુટીલરામ કરતાં શિવપાર્વતી તરફ વારંવાર દોડતી. કમળ જેમ સૂર્યના અસ્ત સમયે કરમાઇ જાય છે તેમ સંધ્યાકાળે શેઠજીનું મુખ તદ્દન કરમાઈ ગયું. પરંતુ "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" એ ન્યાયે તેણે મનમાં કલ્પી લીધું કે દિવસના લોકોના પગરવને લીધે શંકર પારસમણિ આપતા ખંચાયા હશે. રાત્રિના એકાંત સમયમાં જરૂર આપશે. એમ જાણી તેણે કુટીલરામને કહ્યું કે રાત્રિના નવ વાગે શિવાલય બંધ કરવાનો સમય થાય ત્યાં સુધી બેસવું પડશે. કુટીલરામે શેઠને ગભરાયા જાણી પોતાનો વાંક ન નીકળે તેટલા માટે તે પણ કબૂલ કર્યું. જેમ જેમ રાત્રિનો અમલ પ્રસરતો ગયો અને નવની સમીપ કલાક ચઢતા ગયા તેમ તેમ શેઠજીનું ચિત્ત વ્યાકુળ થતું ચાલ્યું. અંતે તેનાથી નજ રહેવાયું ત્યારે પાર્વતીની મૂર્તિ પાસે જઇ બે હાથ જોડી ગદ્ ગદ્ કંઠે વીનવણી કરી બોલ્યો "આ ભટ્ટજીને તમે આજે એક પારસમણિ અપાવવાના હતા અને મહાદેવજીએ તે કબૂલ કર્યું હતું, છતાંએ બ્રાહ્મણને અદ્યાપિ તે મળ્યો નથી એ શું? મહાદેવી! આ બ્રાહ્મણને

હવે સત્વર પારસમણિ અપાવો. શિવાલય બંધ થવાને હવે અવકાશ નથી. હે શંભુ, તમે પણ કેમ આપતા નથી? તમે ભોળા મટી કપટી તો નથી થયાને?

આમ શેઠજીએ શંકરપાર્વતીને ઘણાંએ સમજાવ્યાં પણ બ્રાહ્મણને પારસમણિ મળ્યો નહિ તેમ તેને ઉત્તર સરખોએ મળ્યો નહિ. અંતે નવના ટકોરા વાગતાં શિવસદન બંધ થયું. કુટીલરામ આખા દિવસનું મળેલું શેઠને આપી ચાલતો થયો. કૃપણદાસ દસહજાર પર પાણી ફર્યું જાણી શોકાતુર થયો અને હાથ ઘસતો રહ્યો. અર્ધો યમપુરીમાં પહોંચ્યા જેવો થઇ મંદ પગલે બાપડો ઘેર ગયો. ખરૂં છે કે લોભીઆના ગામમાં ધુતારા ભુખે નહિ મરે.



## પ્રકરણ ૨૦ મું.

# પશ્ચાત્તાપ.

કુટીલરામ શ્રમ વિના મળેલા દ્રવ્યથી પરમાનંદ પામ્યો હતો. પોતાને સહેજે પ્રાપ્ત થએલી તરકંબાજીની વિદ્યાકળા બ્રુહસ્પતિને પણ અવગત નથી, એમ કહીને મનમાં ફુલાવા લાગ્યો. ફુલાય એમાં શંકા જેવું નહોતું; કારણકે તેણે પોતાના ગામમાં ભારે ચોરી કરી હતી અને તેનેજ પરિણામે તેને પોતાનું ગામ છોડવું પડયું હતું. પોલિસે ઘણી તપાસ ચલાવી હતી, પણ તેનો પત્તો લાગ્યો નહોતો. તેને માત્ર કોઇ કોઇ પ્રસંગે પોલિસને હાથે પકડાઇ જવાની ધાસ્તી લાગતી હતી. પરંતુ તેને આજે આ બીજીવારના દ્રવ્યહરણથી આખું જગત આનંદમય લાગતું હતું. દરિદ્ર અવસ્થાથી કુંઠિત થએલી વાણી અચાનક જહીં તહીં મૂશળધાર વરસવા લાગી. રસ્તે આવતા જતાને બોલાવતો અને તેમની આગળ અસંબદ્ધ છાંટપર છાંટ ને નપગી ગપ પર ગપ તે નાખતો હતો; પરંતુ એટલું તો ખરૂં કે સૌનાં મન રંજન કરીને તે રવાના કરતો હતો. બે અઢીને સુમારે પરગામથી એક ગામડીઉં યુવક મંડળ આવ્યું. તેણે વિશ્રામ લેવા અને તરસ છીપાવવા કુટીલરામની ઝુંપડી આગળની વાડના ખોડી ખારામાં પ્રવેશ કર્યો, અને પોતાની ઇચ્છા કુટીલરામને દર્શાવી. કુટીલરામે તેને માન આપ્યું, અને પાણી પાઈ શાંતિ આપી. ગામડીઓ યુવકવર્ગ બીડીનો વ્યસની હતો તેથી તેણે કુટીલરામના આપ્યા પહેલાંજ પાસે પડેલા પાંતરાતમાકુના દાબડામાંથી બીડી વાળીવાળીને પીવા માંડી. તેઓ બીડીના એટલા ગરાડી હતા કે બીડીમાંથી શોષેલો તમામ ધુમાડો ગળાવાટે ઉતારી દેતા. મુખવાટે કે નાકવાટે જરાપણ બહાર કાઢતા નહિ. આ જોઇ કુટીલરામનું જિવ્હાસ્ત્ર ઓષ્ઠ–ધનુષ્ય પરથી છૂટયું.

"તમે મારા પક્ષના સ્વયંસેવકો છો; એ જાણી મને એક બાજુ અત્યાનંદ થાય છે, પણ બીજી બાજુ ખેદ થવાનું કારણ એજ છે કે તમે બીડીનો તમામ ધુમ્ર બહાર કાઢવાને બદલે અંદર ઉતારી દો છો. તમે જાણો છો કે આ હડહડતા કળિયુગમાં મોક્ષ મેળવવો ઘણોજ કઠિન છે. સ્વર્ગજ મળવું દુર્લભ છે, તો મોક્ષ–પદની વાતજ શી ? એ મોક્ષધામના અતિ દૂરમાં દૂર સ્થાને પહોંચવા આપણા ઋષિમુનિઓએ જે સરણી બતાવી છે, તેમાંનું પહેલું પગથીઉં કે જે તેમણે ગણાવવું જોઇએ તે ગણાવ્યું નથી, તેની મેં નવી શોધ કરી છે, અને તે આજ કાલના સુધારક નેતાઓએ એકે અવાજે માન્ય રાખી છે. ચાલુ વીસમી સદીમાં જે નૂતન શોધખોળનો ભરભરાટ થતો જાય છે, તેમાં મેં પણ એક શોધખોળનો ઉમેરો કર્યો છે. એ વાત વર્તમાનપત્રના વાચનરસિક પુરુષોએ તો જાણી છે, પણ તમારા જેવા નિરક્ષરોને અજાણી છે; માટે સાંભળો. "મૃત્યુલોકની ઉપર પહેલવહેલું ધુમ્રલોકનું સ્થાન આવે છે. એકદમ મોક્ષ–ધામ મેળવવાને ધ્યાન ધરવું એ ભોંય તળીએથી એકી વખતે મોક્ષસોપાન–મોક્ષ મેળવવાની નિસરણી–ને ઉપલે પગથીએ બીજો પગ મૂકવા જેવું હાસ્યજનક અને મૂર્ખાઇ ભરેલું છે. अर्धेन कुरुतं कार्यम् માટે પ્રથમ તો પહેલુંજ પગથીયું પકડવું જોઇએ. પહેલું પગથીયું તેજ 'ધુમ્રલોક' એ સ્થળ પૃથ્વીથી કંઇ વધારે દૂર નથી. ત્યાં ભૂતળ, અચળ, નદી, ઉદધિ, વગેરે ધુમ્રનાં બનેલાં છે. ધુમ્રલોકમાં કૃમિ, કીટક, પશુપક્ષી, વૃક્ષવેલી, સ્ત્રીપુરુષ, સર્વે ધુમ્રાકાર ! ધુમ્ર જ્યોતિના સંમિશ્રણથી તેમનો વિશાળ દેહ સંઘટિત થયો છે, એ વાત કવિકુલગુરુ કાલિદાસે પોતાના મેઘદૂત નામક સુપ્રસિદ્ધ કાવ્યમાં સ્પષ્ટપણે કબુલ કર્યું છે. તેમના ધુમ્રમય દેહથી એક દિવસમાં તેમણે રામગિરિથી અલકાનગરી સુધી પૃથ્વીપર જોતાં જોતાં પ્રવાસ કર્યો છે. ધુમ્રલોકના અસ્તિત્વ માટે આના કરતાં વધારે દૃષ્ટાંતની જરૂર જણાશે નહિ. જેમ આપણો મૃત્યુલોક અન્નથી ધરાય છે, ઇંદ્રાદિ દેવો દિવ્ય તેજથી પોષાય છે. તેમ તે ધુમ્રલોક ધુમ્રપાનથી તૃપ્ત થાય છે. માટે તેમને તૃપ્ત અને પ્રસન્ન કરવાને આપણે ધુમ્રપાનથી સ્વયંસેવકો બની આપણું મંડળ વધારવા તાકીદે ચાંપતા ઉપાય લેવા જોઇએ.

ધૂમ્રલોક જેમ અખંડ બીડી, તમાકુ, ગાંજો, હુક્કો, ફૂંકી ધૂમ્રના ગોટેગોટા ફેલાવે છે, તેમ આપણે તેમના જેવા થવાને તેમના કરતાં પણ ઘણાજ મોટા પ્રમાણમાં ધૂમ્ર ઉત્પન્ન કરવો જોઇએ. જો આપણે તેમનું અનુકરણ ખરા પ્રેમથી કરીશું તોજ તેમના અનન્ય ભક્ત ગણાઇશું, અને અંતે તેમના જેવા થઇશું; કારણકે यादृशी भावना सिद्धि र्भवति तादृशी। જેવી જેની ભાવના તેવી તેની સિદ્ધિ. દીપક તિમિરનો ભક્ષ કરે છે, તો અંતે કાજળ પ્રસવે છે. જો આપણે ખરા અંતઃકરણથી વધુમાં વધુ પ્રમાણમાં ધૂમ્ર ઉત્પન્ન કરી તેમને પહોંચાડીશું. તોજ તેમને બીડી વાળી આપનાર, ચલમ ભરી આપનાર સેવકોની ખાલી પડતી જગાના અધિકારી બનીશું, અને તેમને પામીશું. પરંતુ આટલી વાત ખાસ ધ્યાનમાં રાખવી કે બીડી, ચલમ વગેરે પીતાં જેટલો ધૂમ્ર ઉત્પન્ન થાય તેમાંથી કિંચિત્ પણ ગળા નીચે નહિ ઉતારતાં ફૂઃ ફૂઃ કરીને મોઢામાંથી બહાર કાઢી નાખવો. જો ધૂમ્રનો કોઈપણ ભાગ ધૂમ્ર લોકને નહિ પહોંચાડતાં શરીરમાં સંગ્રહી રાખવામાં આવશે, તો તેમનો શાપ છે કે 'યક્ષ્માદિ વિકાર થઇ અકાળ દેહત્યાગ થશે.'

વ્યાખ્યાન વિરમ્યું. કુટીલરામ ગામડીઆ સ્વયંસેવકોને; અને ગ્રામ્ય યુવકો વ્યાખ્યાતા કુટીલરામને વખાણી વખાણીને શિખરે ચઢાવતા હતા. તેમના વખાણની વાત સાંભળી નીચેનો શ્લોક સાંભરી આવતો હતોઃ—

उष्ट्राणां विवाहेषु गीतं गायंति गर्दभाः ।
परस्परं प्रशंसंति अहोरूप महोध्वनि ॥

એટલે ઊંટોના વિવાહમાં ગધેડા ગીતો ગાતા હતા, તે પ્રસંગે ગધેડા ઊંટના રૂપના વખાણ કરતાં હતાં, અને ઊંટો ખરના અવાજની પ્રશંસા કરતા હતા.

આમ પ્રશંસાની પરસ્પર આપ લે કરતાં પાંચ વાગ્યા એટલે ગ્રામ્યયુવકમંડળ ઉપકાર માની ચાલતું થયું. કુટીલરામ ડાચા-કૂટ કરી થાક્યો હતો, તેથી ઝુંપડી બહાર વૃક્ષની છાયામાં પોતાની જુની પુરાણી પલંગડી પાથરી આડો પડ્યો. તે વેળા તેના ચિત્તમાં

રમાનું ચિંતવન ચાલતું હતું. તેની નજર તળાવ પરના રસ્તા પર શોધક રૂપે ફરતી હતી. તેનો વિચાર–તરંગ રમાને આજે છટકાવવાનો માર્ગ ખોળતો હતો.

સમય થતાં રમા દર્શનનિમિત્તે આવી. રમા અને કુટીલરામની દૃષ્ટિ પરસ્પર અથડાઇ. તેનો આઘાત બંનેના હૃદયમાં થયો. રમા સીધી શંકરને દહેરે ગઈ અને કુટીલરામ પલંગડી ઉઠાવી ઝુંપડીમાં પેઠો.

કૃપણદાસે સટ્ટામાં દસહજાર તો ગુમાવ્યા પણ તેને પાછા કેમ મેળવવા, તેને માટે અનેક યુક્તિપ્રયુક્તિ રચતો અને ભાંગતો. તેનું ચિત્ત ધનના નાશથી અર્ધું દિવાના જેવું બની ગયું હતું. તેને નહિ ઉંઘ આવે કે નહિ અન્ન ભાવે ! તેણે કુટીલરામના છિદ્રો ખોળવા માંડયાં. તે કુટીલરામની ઝુંપડી અને શિવાલય પર સાફ નજર પડે અને તેને કુટીલરામ જોવા ન પામે એમ તળાવની પાળ પર આવેલા એક વિશાળ વડના થડની ઓથ પકડીને બેઠો હતો.

રમા દર્શન કરીને પાછી ફરી અને કુટીલરામની ઝુંપડીમાં પ્રવેશ કર્યા પહેલાં આમ તેમ જોઇ અંદર દાખલ થઈ. કુટીલરામે બહાર ડોકીઉં કરી ચોમેર નિહાળી બારણું બંધ કર્યું. કૃપણદાસે રમાને ઝુંપડીમાં ગએલી જોઇ તેમ તેની શંકાશીલ મુખચર્યા પણ જોઇ. તેથી તેને સજ્જડ વહેમ પડયો. તેમાં કુટીલરામે બહાર નજર ફેંકી બારણું વાસ્યું, તેથી તેમાં ઉમેરો થયો. તરતજ તે ઊઠયો, અને આ ઠીક દાવ આવ્યો છે જાણી મૂછપર તાવ દેતો ગુપચુપ ઝુંપડીના પડખામાં આવીને કાનસોરા લેવા લાગ્યો. કુટીલરામે રમાને આનંદ થતાં કહ્યું, 'કેમ કૃપણદાસને કેવો બનાવ્યો ? જોઈ મારી ચતુરાઇ ?' રમા બોલી. 'તમારી નહિ પણ મારીજ ચતુરાઈ. હું દહેરામાં સંતાઈ પાર્વતી રૂપે નહિ બોલી હોત તો કૃપણદાસ સપડાત ખરો કે ?' કુટીલરામ બોલ્યો. 'પણ તેની પાસેથી ધન કઢાવવાને શું કરવું ને તારે શું બોલવું એ મેંજ ઉપજાવી કાઢયુંને ? વગર અક્કલના વાણીઆને સપડાવવો એમાં કેટલી વાર ?' કૃપણદાસના કાન ઠણુકયા, પ્રપંચ સમજ્યો. તે તરતજ ઉતાવળે પગલે પાસેના થાણા પરથી પોલીસને બોલાવી લાવ્યો.

પોલિસ અને કૃપણદાસ બંને ચોરને પગલે ઝુંપડી પાસે આવીને કાન માંડી ઉભા. બંને ઝુંપડીમાં છે તેની ખાત્રી કરી, અને એકદમ બારણું ઉઘાડી અંદર પેઠા.

પોલિસને જોતાં રમા તો ચમકીજ ઊઠી, ને કુટીલરામ પણ આભો બની ગયો. તેના મનમાં આગલી ચોરી યાદ આવી, અને રમા સાથે પકડાયાની ધાસ્તી પડી. આ અચાનક ગભરામણથી કુટીલરામ કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના એકદમ મુઠી વાળીને પાછલે બારણેથી નાઠો. પોલિસ તેની પાછળ થોડેક સુધી દોડયો, પણ કૃપણદાસે તેને પાછો બોલાવવાથી અટક્યો. કૃપણદાસે પોલિસના હાથમાં દસ રૂપીઆ આપ્યા. પોલિસ તેને સલામ કરી રાજી થતો થાણામાં ગયો. કૃપણદાસ પોલિસને રૂપીઆ આપવાના કામમાં રોકાયો એટલે આગલે બારણેથી રમા પલાયન કરી ગઇ. કૃપણદાસે ઝુંપડીમાંથી તાળું કુંચી શોધી કાઢી તાળું વાસ્યું.

તે તરતજ ઉતાવળે પગલે ઘેર ગયો, અને ચાકરોને બોલાવી લાવ્યો. સટ્ટામાં ગુમાવેલા દસહજાર રૂપીઆની અનામત પડેલી કોથળી ઉપડાવી તાળું વાસી ઘેર ચાલતો થયો. તે વેળા રાત્રિના આઠનો સુમાર થયો હતો. ચાંદરણું છટકી રહ્યું હતું. આ વેળા કૃપણદાસનું હૃદય પાસેના તળાવમાંની પોયણી પેઠે પ્રફુલ્લ થયું હતું, મુખ ચંદ્રની પેઠે હસી રહ્યું હતું, અને મન તો પુષ્કરિણીના જળની પેઠે શાંત પડયું હતું. તે રૂપીઆ મૂકાવી આવી તરતજ રંગરાયને મળ્યો, અને રમાની વાત તેની આગળ જાહેર કરી. દુર્દશામાં આવી પડેલો રંગરાય કૃપણદાસની વાત સાંભળી ઘણોજ ખિન્ન થયો. એકદમ તેની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. અસૂયાવતીએ તેને ચઢાવીને વહેતી મૂકી તેથીજ આવું પરિણામ આવ્યું, એમ વિચારી અસૂયાવતી પર તિરસ્કાર છૂટયો. રંગરાયે કહ્યું કે "સ્ત્રી મળો તો સમજુ અને કેળવાએલી મળો. અણસમજુ સ્ત્રી ઘરનું ધંધોળીયું કરી નાખે છે. પુરુષની ધારેલી ધારણા ઉંધી વાળે છે. એણે મને ભંભેરી ભંભેરીને મારી મતિ અવળી કરી નાખી, મારાં રત્ન સરખાં બાળકો પર તિરસ્કાર ઉત્પન્ન કરાવ્યો. મારા મગજમાં તેણે એવા કુવિચારો

ભર્યા હતા, કે હું તે વખતે બાળકોને જોતો ને જાણે દુશ્મનોને જોતો! અરેરે મેં હીનભાગીએ મારી પુત્રી તારાને તેના વાંકની તપાસ કર્યા વગર નિર્દયપણે મારી! એટલેથીજ હું નહિ ધરાયો! મેં તેમને નાહક છંછેડયાં અને તરછોડયાં! મારા જેવો ક્રૂર પિતા આ દુનીઆમાં એકે નહિ હોય! કૃપણદાસ, સાચું પૂછો તો દુનીઆમાં આ કાળું મુખ દેખાડવું ગમતું નથી. લોકોના શબ્દપ્રહારે મારૂં મન નિર્બળ બની ગયું છે! મારો માનમર્તબો નષ્ટ થયો છે! મારી કીર્તિને કલંક લાગ્યું છે! કેટલે વર્ષે આજેજ મધુસૂદનનો આ પત્ર આવ્યો તે વાંચો જુઓ, તે શું કહે છે?

કૃપણદાસ પત્ર લઇ મોટેથી વાંચવા લાગ્યો.

અમદાવાદ વિજયા દશમી.

પરમપૂજ્ય શિરછત્ર તીર્થ રૂપ પિતાજી, અખંડ સૌભાગ્યવંતાં માતાજી તથા બેન રમા.

અમદાવાદથી લિ૦ આપનો અળખામણો, હૃદયમાંથી વિસારી મૂકેલો આપને આંખના પાટા રૂપ લાગતો વિયોગી મધુસૂદન.

મારૂં નામ સાંભળતાંજ આપને ક્રોધ વ્યાપશે, તિરસ્કાર છૂટશે, અને કદાચ એટલેથીજ પત્ર વાંચવો અપૂર્ણ રહેશે અથવા પત્રના ચીરેચીરા થઇ જશે! છતાં આપના પવિત્ર ચરણકમળમાં મારૂં મસ્તક પ્રેમભાવ ને પિતૃભાવથી, ને સાક્ષાત્ પ્રભુતૂલ્ય માનથી હંમેશાં નમશેજ, અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરશેજ. પછી આપ તે સ્વીકારો યા નહિ સ્વીકારો. તમે પુત્ર પ્રતિના ધર્મ ભલે ત્યાગો. મારાથી તમારા પ્રતિ કદાપિ કાળે તેમ નહિજ બનશે. જો આપના અંતઃકરણમાં હરિ વસ્યા હોય, દયા વરસી હોય તો મારી વિજ્ઞપ્તિ માન્ય કરશો.

મેં સુખે દુઃખે કેટલાક દિવસ ગુજાર્યા છે. પ્રભુએ મને સહાય કરી છે. મારી બાંય ગૃહી છે. હું એલ. એમ. એન્ડ. એસ.ની પરીક્ષામાં પ્રભુઇચ્છાથી ફતેહમંદ નિવડયો છું. હાલ સ્વતંત્ર દવાખાનું ખોલ્યું છે. શેર બાજરી પેદા કરતો થયો છું. પરંતુ સદાની દુઃખીઆરી બેન તારાની, તેને સાસરે તપાસ કરતાં માલમ પડયું છે, કે તેનો સ્વચ્છંદી અને દુર્વ્યસની પતિ મદનરાય તેને લઇ કયાંક નાશી ગયો.

છે! તે બાપડીની ત્યાં શી દશા હશે તે ગરીબનિવાજ-દીનાનાથ એકજ જાણે છે. તમે તો મારી માતા તથા ભગિની રમા સહિત સુખરૂપ હશોજ; પરંતુ મારી બેન તારા–બાપડી નિરાધાર તારા–મને નિત્ય સાંભરે છે, અને તેના તરફની ચિંતા મારા અંતઃકરણમાં શલ્ય સમી સાલે છે.

દુઃખી તે છે બીજાને શું ?
મને દુઃખ તે બીજાને શું ?
પિતાને શું ? માતાને શું ?
નથી જ્યાં સ્નેહ તેને શું ?
અમે પાકયાં ઉદરમાં એક,
જીવનપયદાયી માતા એક.
હું રોઉં અવર રોશે ?
ઉનાં અશ્રુ અવર લ્હોશે ?

પણ અરેરે, તેનાં અશ્રુ લહોવાને પણ હું ભાગ્યશાળી બની શકતો નથી. તેની બાતમી મેળવવા ઘણાંએ પ્રયત્નો કીધાં પણ વ્યર્થ! તેની ભાળ મેળવવા બેદરકાર બની બેશી રહેવાતું નથી, અને જ્યાં ત્યાંના નિરાશાના સમાચાર જાણી દુઃખ સહેવાતું નથી. શું એ મારી લુપ્તપ્રાયઃ થએલી ભગિનીનું આપને દુઃખ નહિ લાગે? રસ્તામાં વિખુટું પડેલું બાળક જોઇ કરૂણા આવે છે, તેનું છાતીફાટ રૂદન સાંભળી હૈયું ભરાઈ આવે છે, અરે એક માળામાંથી છૂટું પડેલું પંખીનું બચ્ચું ચીં ચીં કરી તરફડીઆં મારતું જોઈ રસ્તે ચાલનારને દયા ઉત્પન્ન થાય છે! તો તમે એક જન્મદાતા પિતા થઇ તારાને જરાએ નહિ સંભારો? તેની ભાળ નહિ કાઢો? તેનું દુઃખ નહિ નિવારણ કરો?!

જનમ આપી ઉછેરીને લડાવ્યાં લાડ કંઇ આપે,
ગયા સર્વે ભૂલી બાપુ! હૃદય નહિ આપનું કાંપે?!

| | |
|---|---|
| નિવાસ સ્થાન<br>સાબરમતીને તીરે<br>અમદાવાદ. | લિ૦ દર્શનાભિલાષી<br>સેવક<br>મધુસૂદન. |

"રંગરાય ! આ પત્ર વાંચી મારૂં શરીર કંપી ઊઠયું છે તારાના સમાચાર સાંભળી હૃદય બળી રહ્યું છે. તો તમને એથી વિશેષ અસર થવીજ જોઇએ અને થઈ હશેજ." કૃપણદાસ પત્ર વાંચી બોલી ઊઠયો.

આ વેળા રંગરાયની આંખમાંથી અશ્રુપ્રવાહ અસ્ખલિત વહેતો હતો. તે એક નાદાન બાળકની માફક ધ્રુસકે ચઢયો હતો. ચોગરદમથી આવી પડેલા સંકટે તેનું ચિત્ત ભ્રમિત કરી નાખ્યું હતું. એકવારનો તે ખૂબ રડયો. મનના તમામ ઉદ્વેગ ખાલી થયા ત્યાં સુધી રડયો. પછી તે બોલ્યો, "કૃપણદાસ, હું નિર્ભાગી છું. તારાને નિર્ભાગી બનાવનાર પણ હુંજ છું, પાપિષ્ઠ છું ! હવે શું કરવું તેની મને કંઈ પણ ગમ પડતી નથી ! મારી નીતિ, રીતિ, શક્તિ, ભક્તિ સર્વે ગુમાવી છે. હવે હું તે દુઃખી તારાને ક્યારે મળું એમ જીવમાં થઇ રહ્યું છે ! તેને એક વાર મારી છાતી સરસી ક્યારે દાબું એમ મન તલપી રહ્યું છે, મારા કરેલા અપરાધની ક્ષમા તેની પાસે કયારે માગું એમ ચિત્ત અકળાઈ રહ્યું છે !"

કૃપણદાસે કહ્યું, "પાછળથી પસ્તાવું એ વ્યર્થ છે. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. તમે એકવાર તાર કરી મધુસૂદનને બોલાવી તમે ઉભય મળી એકબીજાના મનનું સમાધાન કરો. પછી બીજી વાત હાથમાં ધરો."

રંગરાયને કૃપણદાસની સલાહ વાજબી લાગી, તેથી તેણે તરતજ સલાહનો અમલ કર્યો.



## પ્રકરણ ૨૧મું.

# મેળાપ.



હુંપદરાયના ઘરમાં અસૂયાવતી ગઇ ત્યારથી તેણે ધીમે ધીમે પોતાની સત્તા ભાઇભોજાઇ પર જમાવવા માંડી. તેણે ગૃહવ્યવસ્થાનો તમામ કારભાર પોતે કરવા માંડયો. પોતાની ભોજાઇ માનગૌરી પાસે વાસીદું વાળવાનું, પાણી ભરવાનું, દળવાખાંડવાનું, વાસણો માજવાનું અને કપડાં ધોવાનું કામ કરાવવા લાગી પોતે કંઇપણ કામ કરતી નહિ એટલુંજ નહિ પણ પોતાની પુત્રી રમા પાસે પણ કરાવતી નહિ. અસૂયાવતીએ આખરે માનગૌરી પર એટલે સુધી વખત આણ્યો કે પોતાની તેમજ રમાની પથારી પણ માનગૌરી કરી આપે અને સવારે ઉપાડે પણ તેજ. સવારના ચાર વાગે એટલે માનગૌરીને ઊઠાડી મૂકે. કોઇ દિવસ તેનાથી મોડું ઊઠાય કે કોઈ કામ નિયમિત ન થાય અથવા બગડી જાય તો તે દિવસે અસૂયાવતી તેનાપર બારે મેઘ સરસાવતી. હુંપદરાય ભોગ જોગે પોતાની પત્નીની વહાર તાણતો કે તરતજ અસૂયાવતીનો ક્રોધ પારાવાર પ્રગટી ઊઠતો. તેના ઉગ્ર વાક્પ્રહાર ઉભય દંપતિ ઉપર અસ્ખલિત પડતો. તે વેળા તેનો કર્ણકઠોર અવાજ આખા મહોલ્લામાં પ્રસરતો, તેના નિત્યના કંકાસથી હુંપદરાય અને માનગૌરી તો શું પણ આખા મહોલ્લાનાં લોકો ત્રાસી ગયાં હતાં. અસૂયાવતી જે દિવસે લઢતી તે દિવસે પ્રથમ તો પોતાનું જમવાનું બંધ કરતી. જમવા માટે તેનો ભાઇ તેને પીનવતો તોપણ તે માનતી નહિ. હુંપદરાય પોતાની સ્ત્રીને મનાવવા જવાનું કહેતો ત્યારે તે તેનું માનતી નહિ. એવામાં તે એકાદ શબ્દ અસૂયાવતીની વિરૂદ્ધમાં બોલતી કે તરતજ છંછેડાઇ ઊઠી કાળી નાગણની પેઠે ફુંફાડા મારવા મંડી જતી. હુંપદરાય માનગૌરીને બોલવું બંધ રા-

ખવાનું કહેતો છતાં તે માનતી નહિ ત્યારે ક્રોધાવેશમાં તેને મારી બેસતો. તે વેળા આડોશીપાડોશી એકત્ર થતાં, બંનેને શાંત પાડતાં, અને વારતાં પણ અસૂયાવતી તો ત્યારેજ જમતી કે જ્યારે માનગૌરી અસૂયાવતીને પગે લાગી માફી માગતી. નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઇ પર તેની નણંદે જે નણંદપણું બજાવ્યું હતું, તેથીએ વિશેષ અસૂયાવતીએ માનગૌરી પર ચલાવ્યું. અસૂયાવતી હુંપદરાયને ત્યાં આવી ત્યારથીજ તેના ઘરમાં કંકાસે કબજો લેવા માંડયો હતો. દળદરે ઘર ઘાલવા માંડયું હતું, અને લક્ષ્મીએ ચાલવા માંડયું હતું. શાંતિ તો અસૂયાવતીનાં પગલાં થતાંજ પલાયન કરી ગઈ હતી. અંતે હુંપદરાય પણ પોતાની બેનથી કંટાળ્યો ત્યારે તેણે અસૂયાવતીને પજવવા અને કંટાળો આપવા પોતાની સ્ત્રીનો પક્ષ વારંવાર લેવા માંડયો. માનગૌરીએ પણ રફતે રફતે માનખંડના કરવા માંડી. કર્ણોપકર્ણ ન્યાયે કૃપણદાસે પ્રસિદ્ધ કરેલી રમા અને કુટીલરામની વાત માનગૌરીને કાને આવી. એ વાતનું તેને સબળ હથિયાર મળ્યું, એટલે તેણે અસૂયાવતી સાથે થતા વાગ્યુદ્ધમાં વાપરવા માંડયું. રમા અત્યાર સુધી નણંદભોજાઇની લડાઇમાં વચ્ચે પડતી નહિ, પણ જ્યારે તેને એમ લાગ્યું કે મારી મામી ખાસ મારા પરજ કટાક્ષમાં બોલે છે, એટલે પોતે પણ માની સાથે મામી સામે લડવા ઉતરવા લાગી. તેણે પોતાની માતાને સમજાવ્યું કે આ મામી મારા પર ખોટું બોતાનું મૂકી માર્મિક પ્રહાર કરે છે. પણ અંતે અસૂયાવતીજ હારી. તેણે જાણ્યું કે "હાથમાં રોટલો અને માથા પર ટપલો" એ કેમ સંખાય! આજકાલની મારી આણેલી ભોજાઇ મારી સામે બોલે ને મારૂં માન ભંગ કરે, એના કરતાં નબળા સબળા પણ પોતાના ધણીને ત્યાં રહી હકનો રોટલો ખાવો એજ ઉચિત છે. એમ વિચાર કરી પોતાનાં કપડાંલતાંની પોટલી બાંધી! અને રમાને લઇ ભાઇને કહ્યામૂક્યા સિવાય રંગરાયને ત્યાં ચાલતી થઇ. હુંપદરાયે જાણ્યું છતાં અજાણ્યું કરી તેને અટકાવીજ નહિ. માનગૌરીએ પણ ઘરમાંથી કંકાસ ટળ્યો જાણી જતીજ કરી.

રંગરાયે અચાનક આવી બેઠેલી માદીકરીને જોઇ કંઇપણ પૂછપર છકરી નહિ. અણુચિંતવ્યું આ શું થઇ ગયું તેના વિચારવમળમંજ તે તો પડી ગયો. આગળના સંકેતો ભૂલી ગયો. ઘરમાં કોઈ બોલે કે ચાલે નહિ. આખો દિવસ અમૂક વ્યવહાર ચાલ્યો. ઘરમાંથી અનાજ પાણી લઇ અસૂયાવતીએ રાંધવા માંડયું ને રમાએ કુવેથી પાણી ભરવા માંડયું. પછી રંગરાય ગામમાં ફરવા નીકળ્યો, ત્યારે તેણે એકદમ બાજી પલટાઈ જવાનું કારણ જાણ્યું. અસૂયાવતીએ હાર ખાધેલી જાણી મનમાં આનંદ પામવા લાગ્યો. હવે પોતાનો હાથ ઉપર રહેશે એમ લાગ્યું. "હાર્યું કરે પણ વાર્યું ન કરે" એ કહેવતની તેને પાકી પ્રતીતિ થઇ. રંગરાયે પણ આગલી વાત કોથળે નાખી. અસૂયાવતીને સજ્જડ ઠોકર લાગી હતી, હૃદય પર સજ્જડ આઘાત થયો હતો, ને પોતાની આગલી ભૂલો તેને સાફ સમજાવા લાગી હતી; એ સર્વની અસર એ થઇ કે હવે પ્રથમના જેવી અસૂયાવતી રહી નહતી. પતિની સામે બોલવું, તેને ખોટું લાગે એવું વર્તન રાખવું, તેનાં વચન ઉથાપવાં વગેરે દુર્ગુણો તો તેનામાંથી અછત ઉડીજ ગયાં. ધીમે ધીમે રંગરાય અને અસૂયાવતી ઘરસંસારનું ગાડું સરલતાથી ગબડાવવા લાગ્યાં. રંગરાયે મધુસૂદનનો આવેલો પત્ર અસૂયાવતીને વાંચી સંભળાવ્યો. તે વાંચતાં વાંચતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને લાગણી ઉશ્કેરાઇ ગઇ. અસૂયાવતીને ઠપકો આપી ભાર દઇને કહ્યું કે 'મારી ગરીબડી તારા માત્ર તારાજ પાપમાં દુઃખી થઇ છે.' અસૂયાવતી પસ્તાતી હોય એમ લાગ્યું, કેમકે તે વેળા તેના મુખ પર ગ્લાનિ પથરાએલી હતી; તેમજ રંગરાયને તે સંબંધી એક શબ્દ પણ કહી શકી નહિ, અને માત્ર બધિરવત્ બની નીચું જોઇ ભોંય ખોતરતી હતી. છેવટે રંગરાયે મધુસૂદનને બોલાવવા તાર કર્યો છે એ વાત જણાવી ત્યારે અસૂયાવતી મનમાં આનંદ પામી હોય એમ જણાયું. તે બોલી, "મધુસૂદન ભલે આવે, હું તેની પાસે મારા અપરાધની ક્ષમા માગીશ."

બીજે દિવસે મધુસૂદન આવ્યો. તેણે માતા પિતાને પ્રણામ કર્યા, ને રમાને બોલાવી તેના માથા પર હાથ ફેરવ્યો. તે વેળા મધુસૂદનની

આંખમાં અશ્રુકણ ચમકવા લાગ્યાં. તે જોઇ રંગરાય અને અસૂયાવતીનું હૈયું ભરાઇ આવ્યું. પોતે મધુસૂદન અને તારા પર મિથ્યા જુલમ કરેલો તે સંભારી સંભારીને આંખમાં આંસુ લાવ્યાં. બંનેએ પુત્ર પાસે ક્ષમા માંગી.

મધુસૂદને પોતાની ઉપર વિતેલી વિપત્તિઓનું વર્ણન કર્યું. કેટલો પરિશ્રમ વેઠી વિદ્યાભ્યાસ કર્યો તે જણાવ્યું, અને પોતાની પત્નીનો શી રીતે મેળાપ થયો તે પણ કહી દીધું. મનોરમાના મેળાપની વાત જાણી ઉભય આનંદ પામ્યાં. માત્ર રમાજ પોતાના વૈધવ્યને સંભારી મનમાં બળી.

રંગરાયે અને મધુસૂદને તારાની શોધ કરવાનું નક્કી કર્યું. વર્તમાનપત્રોની જાહેર ખબરમાં તારા અને મદનરાયનાં નામ આપી તેમની ઉંમર તથા જાત જણાવી.

અસૂયાવતીએ મધુસૂદનને કહ્યું કે, ભાઇ, મેં તને તથા તારાને ઘણું દુઃખ દીધું છે, મારી દુષ્ટ બુદ્ધિએ મને અવળે માર્ગે દોરી. દુનીઆમાં મેં જાણી જોઇને મારી ફજેતી કરી લીધી. હવે હું બહુ પસ્તાઉં છું, મુઝાઉં છું."

મધુસૂદને હસતાં હસતાં કહ્યું કે, "માતાજી, એમાં તમારો લેશ માત્ર અપરાધ થયો હોય એમ હું માનતોજ નથી. એ અપરાધ તમારા મધુ રૂપી રાક્ષસનો છે. હજી પણ મને ભય છે કે તમે અત્યારે અમારા પ્રતિ દયાની લાગણી બતાવી તે ઘડી પછી કાયમ રહેશે કે કેમ ? એ જેના પેટમાં ઉતર્યો છે, તેના હૃદયમાંથી એણે સારાસાર વિવેક બુદ્ધિ ઉખેડી નાખી છે, અને દયાભાવને બાળીને ભસ્મ કર્યો છે. માટે તમે બંને એ મધુ રૂપી રાક્ષસનો સંગ—એ દુર્વ્યસનની કુટેવ—જ્યાં સુધી છોડશો નહિ, એને તિલાંજલી આપશો નહિ, ને આખી જિંદગી ભર દારૂ નહિ પીવાની દૃઢ પ્રતિજ્ઞા લેશો નહિ, ત્યાં સુધી તમે પસ્તાયાં છો કે મુંઝાયાં છો એ વાત માનીશજ નહિ.જો તમારે તમારી બુદ્ધિ નિર્મળ કરવી હોય, ગએલી કીર્તિ પુનઃ સ્થાપિત કરવી હોય તો મધુક્ષસનો સંહાર કરો—ત્યાગ કરો. મારા દેખતાં હાથમાં પાણી લઇને પ્રતિજ્ઞા કરો કે આજથી મધુપાન કરવું હરામ છે. મધુપાન કરવું અને દુનીઆનું પાપ પીવું બંને સમાન છે."

મધુસૂદને લેવડાવેલી પ્રતિજ્ઞા બંને દંપતિએ અંતઃકરણ પૂર્વક સ્વીકારી અને તે આખી જિંદગી સુધી પાળી. આ વાત આખા ગામમાં ફેલાઈ, અને આખી ન્યાતમાં ફેલાઇ. એટલુંજ નહિ પણ સર્વેને કોણ જાણે શી અસર થઇ કે તેમણે મધુપાનનો હમેશ માટે ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.

સુજ્ઞ લોકો મધુસૂદનને "યથા નામા સ્તથા ગુણાઃ" ની કહેવત લાગુ પાડી પ્રશંસા કરવા લાગ્યા.

રાત્રે એકાંત મળતાં રંગરાએ કૃપણદાસ દ્વારા સાંભળેલી રમાની હકીકત મધુસૂદનને કહી. મધુસૂદન ઘણોજ ખિન્ન થયો. વિધવાઓને જ્ઞાનરસ નહિ ચખાડવાથી, ધર્મ માર્ગે નહિ વાળવાથી, અને તેના પર પુરતો અંકુશ નહિ રાખવાથી કદાચ કેવું વિપરીત પરિણામ થવા પામે છે, તેનું તેને ઉદાહરણ મળ્યું.

પ્રાચીન ધર્મના પાયા પર રચાએલું કુટુંબબંધારણ, ધર્મશિક્ષણ અને નીતિદર્શન ક્યાં, અને અર્વાચીન ધર્મવિહીન ગુંચવાએલું કુટુંબ બંધારણ, ધર્મ વિનાનું શિક્ષણ અને નીતિ રહિત પ્રદર્શન ક્યાં! પ્રાચીન અને અર્વાચીન બંને વચ્ચે આકાશ પાતાળ જટલું અંતર, તેમાં વળી અમર્યાદિત સ્વતંત્રતાએ ઉચ્છૃંખળતાનું રૂપ પકડ્યું એટલે તેમાં પૂછવુંજ શું!

તેણે પોતાના પિતાને કહ્યું કે, "રમાને અહીં એકલી રાખવામાં સાર નથી. એને હું મારી સાથે અમદાવાદ લઇ જઇશ. ત્યાં મારી પત્નીની પાસે રહી ધર્મવિષયક જ્ઞાન મેળવશે. એટલુંજ નહિ પણ એનું મન પવિત્ર અને ધર્મ પર આસ્થા રાખનારૂં થશે.

મધુસૂદને એ વાત પોતાની માતાને કહી. તેણે પણ રમાને અમદાવાદ લઇ જવાની સંપૂર્ણ ઇચ્છા જણાવી.

બીજે દિવસે મધુસૂદનની અમદાવાદ જવાની તૈયારી થઇ. રમાને અમદાવાદ જોવા આવવાની વાત કહી, તેણે તે ખુશીથી સ્વીકારી મધુસૂદન પોતાનાં માતા પિતાને પ્રણામ કરી રમાને સાથે લઇ અમદાવાદ જવાને ઉપડ્યો.



## પ્રકરણ બાવીસમું.

## ત્યાગ.



મદનરાય તારાને લઇ સુરતમાં રહ્યો હતો. તેણે કોઇ પણ



ઉદ્યોગ કરી દ્રવ્ય સંપાદન કરવાની તો પ્રતિજ્ઞાજ લીધી હતી. પોતાની માતાનો તસ્કરેલો પૈસો તાગડધીન્ના કરવામાં ઉડાવ્યો. તેણે એક ગુલાબ નામે અંગ વસ્ત્ર રાખ્યું હતું, તેને ત્યાં ઘણો વખત ગાળતો. તે મોડી રાત સુધી તેને ત્યાંજ પડી રહેતો. ત્યાં વિલાયતી બ્રાંડીની બાટલીઓ મંગાવતો, મેવામિઠાઇની ટોપલીઓ ઉડાવતો, અને ચાહપાણીની બટ્ટી તો ઉપરાછાપરી ધીકેલીજ રાખતો. આ પ્રમાણે તે ખાધે પીધે તૃપ્ત થઈ રાતે દસબાર વાગે ઘેર આવતો. બિચારી તારા રાંધીસીંધીને વાટ જોતી ભૂખીને સૂખી બેસી રહેતી! હંમેશના ભૂખમરાથી અને મદનરાયને પડેલી કુટેવની ચિંતાથી તેનું શરીર દિનપ્રતિદિન ગળાવા લાગ્યું. તેણે પતિને દુર્વ્યસનમાંથી અટકાવવા અને કુછંદ મુકાવવા ઘણી ઘણી સમજુત કરી, ઘણી ઘણી વિનંતી કરી પરંતુ તેની તેને કંઇ પણ અસર થઇ નહોતી. "વરસાદનું પાણી હાથપગ ધોવામાં" એ ન્યાયે તેનો ઓળવેલો પૈસો ગેરવર્તણુકથી ગુમ થયો. તારાના પલ્લાના દાગીના પણ વેચી ખાધા. તારા આ સઘળી વાત સંભારી સંભારીને બળ્યા કરતી. તેનો દુઃખનો પાર રહ્યો નહોતો. અધૂરામાં પૂરો મદનરાય મદિરાપાન કરી બેભાન થઇ આવતો. ત્યારે નિર્દોષ તારાનો નહિ વાંકનો વાંક કાઢી પોતાની ચર્પજપંજરી ચાલુ કરતો. તે નહિ બોલવા જોગ વચનની ગર્જના કરી તારા પર શિક્ષાની વૃષ્ટિ વરસાવતો, તે વેળા તારાને ક્યાં વાગશે, કેટલું વાગશે અને તેને કેટલું દુઃખ થશે, તેનો તેને સ્વપ્ને પણ વિચાર નહિ આવતો. હિનભાગીની તારા તે પણ મહા કષ્ટે સહન કરતી, છતાં પોતાના પતિને સદા સુખ આપવા

અને તેની આજ્ઞા ઉઠાવવા જરાએ પાછી પાની કરતી નહિ; તેમ તે પોતાનો પ્રેમ લેશ પણ ઘટાડતી નહિ.

મદનરાયે પોતાનો તમામ પૈસો ગુલાબ સાથે ખાવા પીવામાં બરબાદ કર્યો હતો. હવે તેની ભૂખે મરવાની વારી આવી હતી. તારા આડોશીપાડોશીનું દળણું દળી પરાણે પેટ ભરવા જેટલું કમાતી. મદનરાય દિવસના ઘણા કલાક નિદ્રા લેવામાં ગાળતો, અને સાંજ પડે એટલે ગુલાબને મળવા ઉપડી જતો. હાથપર પૈસો રહ્યો ત્યાં સુધી મદનરાય ગુલાબને વસ્ત્રાભૂષણ તથા ખાનપાનથી સંતોષ આપતો; પરંતુ હવે તેના સુકવણાં પડયાં. ગુલાબનો પ્રેમ ખાસ મદનરાય પર નહોતો. પણ તેના પૈસાપર હતો. તેનો પૈસો જેમ ઘટતો ગયો તેમ ગુલાબની પ્રીતિ પણ ઘટતી ગઇ. અંતે મદનરાય પાસે પૈસો રહયો નહિ, ત્યારે ગુલાબની મદનરાયપર પ્રીતિ પણ રહી નહિ. તેને મદનરાય આંખના પાટા જેવો લાગતો. ગુલાબ વાત વાતમાં તેનું અપમાન કરતી. કદાચ બંને વચ્ચે લઢાઇ સળગતી ત્યારે તેનું સ્વરૂપ ભયંકર આવતું. તે વેળા ગુલાબ તેને ગાળો દેવાને અને પ્રસંગે મારવાને પણ ચૂકતી નહિ. ગાળ કે માર ખાવા છતાં મદનરાય ગુલાબને પોતાનો જીવ કે પ્રાણ સમજતો.

તાપી કિનારે સાધુની ઝુંડ આવી હતી. સંધ્યાકાળે સૌ શિષ્યો સંધ્યા આરતીથી પરવારી, કેટલાક ભોજન વિધિમાં તો કેટલાક હરિકીર્તનમાં ગુંથાયા હતા. મહંત પોતાના આસનપર નિવૃત્ત ચિત્તે બેઠા હતા. તેમની ઉપર મોટું છત્ર પોતાની સંપૂર્ણ કળા પ્રસારી ઉભું હતું. તેની સાથે ભોંય સુધી લટકતું એક જાડું કપડું બાંધ્યું હતું. તે કપડું છત્રની ત્રણ દિશામાં વીંટળાએલું હતું. માત્ર ઉત્તર દિશાનો ભાગ ખુલ્લો હતો.

ગુલાબ તાપીપર પાણી ભરવાને આવી. તેના પગ તાપી તરફ ઉપડતા હતા, પરંતુ તેની નજર ચોમેર ફરતી હતી. ઘડીમાં પાછળ જોતી, અને ઘડીમાં આજુબાજુ જોતી, પાણી ભરીને ગઇ તે વેળા

પણ તેની નજર પૂર્વવત્ શોધક જણાઈ; કારણ કે મદનરાય સાથે આજે તાપી પર મળવાનો સંકેત હતો.

મદનરાય આવ્યો. તેની સ્થિતિ પણ ગુલાબના જેવીજ હતી તે પણ જાણે કોઈ ખોવાએલું માણસ ખોળતો હોય એવો જણાયો. થોડીવાર મહંતની સન્મુખ રસ્તાપર ચપળદૃષ્ટિએ જોતો ઉભો રહયો.

મહંતે ગુલાબ અને મદનરાય એ બંન્નેની સ્થિતિ જોઇ હતી. મહંતો દૂર પરદેશમાં વસતા માણસની વાત જાણે તો પ્રત્યક્ષ માણસની મુખચર્ચા પરથી જાણી શકે એમાં નવાઇજ શી. તેણે બંનેની કામીદૃષ્ટિ પારખી હતી. બંને વચ્ચે આડા સંબંધની વાત અટકળી હતી.

કામી પુરુષોને વિવેક બુદ્ધિ હોતી નથી. તેમને કામાંધ કહેવામાં આવે છે તે સર્વાંશે સાચું છે. મદનરાયે મહંતને એક સાધારણ માણસ જાણી પૂછ્યું "અહીં કોઇ સ્ત્રી પાણી ભરવા આવી ગઇ?"

મહંતે જાણ્યું કે આ માણસ તદ્દન નિર્લજ થઇ પૂછે છે; તેથી તેણે કહ્યું "મારા જેવા એક સાધુને આવી નીચ વાત પૂછવી યોગ્ય છે?"

મદનરાય કંઇક ચમક્યો, અને આ એક સાધુને પૂછાઇ ગયું એમ વિચારી મનમાં પાશ્ચાત્તાપ કરવા લાગ્યો. પોતાના ગાલમાં તમાચા મારી બોલ્યો "હરિ! હરિ! અધમ! અધમ!" મહંત બોલ્યા" મતિમાં ભ્રમ કેમ?

"ભાવિ."

"ભાવિ સુધારો."

"શું મારા હાથમાં છે?"

"તો કોના હાથમાં?"

"અવિનય ક્ષમા. મારી રખાતના. જો તેને તમે દીપક માનો તો હું પંતગીડું થઇ બળી મરવામાં આનંદ માનીશ. જો તેને અગ્નિ માનો તો હું ધી રુપ બની પીગળવામાં લાભ લેખીશ. જો તેને

નાગણરૂપ ધારો તો તેના દંશ રૂંવે રૂંવે ખમવામાંજ સર્વ સુખ માનીશ. જો તેને રાક્ષસી તુલ્ય ગણો તો હું તેનો ભોગ થઈ પડવામાંજ મોક્ષ સમજીશ."

"શું પરદાર ?!" મહંતે આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા એજ સરદાર."

"તો સંબંધીનો સંસાર ?"

"ધગધગતો અંગાર."

"કંઇ ભવિષ્યનો વિચાર ?"

"ભલે નર્કનું દ્વાર."

"બસ ?"

"બસ."

"કારણ ?"

"તેનો ઉપકાર."

"શાનો ?"

"મારા પર શુદ્ધ પ્રેમનો."

"એવો પ્રેમ ?"

"એક જીભે શું વરણાય."

"અહીં આવવાનું કારણ ?"

"તેનો મળવાનો સંકેત."

"મળ્યા ?"

( નિશ્વાસ નાખતાં ) "ન...હિ." એટલામાં ગુલાબને દુરથી આવતી જોઇ મદનરાય બોલ્યો. "એ પેલી આવે."

"આ છત્રની પાછળ સંતાઈ જાઓ, સૌ સમજાશે." મહંતે સહેજ માથું હલાવી આદેશ કર્યો.

મદનરાય તરતજ મહંતની આજ્ઞાને આધીન થયો. થોડીવાર પછી ગુલાબ આવી. તેની નજર પૂર્વવત્ ચોમેર ફરતી હતી. નયનમાં રતાશ છવાઇ હતી અને એવાં ક્રોધસૂચક ચિહ્નો તેનાં મુખપર તરતાં હતાં. તેણે મહંતને પૂછ્યું" અહીં કોઇ માણસ આવ્યો હતો ?

"કેમ બેન ! શું કામ હતું ?" મહંતે ધીરેથી પૂછ્યું.

"હોમવાતું." નખરામાં કર્કશ સ્વરે કહી ચાલવા માંડયું.

"સાંભળજો." મહંતે મદનરાયને ધીમેથી કહ્યું, પછી ગુલાબને મોટે સ્વરે બૂમ પાડી કહ્યું. "ઓળખ આપો તો તમારા આવી ગયાના સમાચાર આપું."

"એવી કંઇ જરૂર નથી. ગરજ હશે તો ધણોએ પગે લાગતો આવશે." એમ કહી પુનઃ ચાલવા મંડી.

"જોયો શુદ્ધ પ્રેમ ?" મહંતે મદનરાયને કટાક્ષમાં કહ્યું.

મહંતના આ છેવટના શબ્દોમાં કંઇ એવું અલૌકિક દિવ્યબળ હતું કે તેનો આઘાત મદનરાયના અંતઃકરણમાં સચોટ થયો. તેના પાપી વિચારો પળમાં નાશ પામ્યા. તે હવે પૂર્વનો મદનરાયજ નહોતો.

મદનરાય સક્રોધ આગળ આવી બોલ્યો "શું તે ગઇ ?"

"ગઇ. છે પરવા કંઇ ?" મહંતે જ્ઞાનદ્વાર ખોલતાં કહ્યું.

એટલું કહેતામાં તો મદનરાય એકદમ દોડી ગયો અને ગુલાબનો હાથ પકડી ઘસડતો ઘસડતો મહંત આગળ લાવ્યો. તે એકદમ વકરાઇ જઇ ગુલાબને મારવા લાગ્યો.

"હાંહાં સ્ત્રી હત્યા. અધમ પગલું." મહંતે આડા આવી બંનેને જુદાં પાડયાં.

મદનરાયે ક્રોધાવેશમાં કહ્યું નાગણ ? મેં તને આટલું દૂધ પાયું તોએ તારામાં અમૃત ન આવ્યું.?

નાગણને દૂધ પાવાથી તેમાં અમૃત આવતું નથી પણ ઉલટું વિષ ભરાય છે. મહંતે બોધ વાણીમાં કહ્યું.

ત્યારે ગુલાબ છણુકો કરી મદનના પ્રત્યુત્તરમાં બોલી "કોણ ચોખા મેલવા આવ્યું હતું ?"

" દુષ્ટા, તેં મારી જિંદગીપર પાણી ફેરવ્યું ! "

મદનરાયે ગુલાબને ધિક્કારીને કહ્યું.

" બળી કાં ન ગઇ " ગુલાબ તિરસ્કારથી બોલી. વિષ્ટાપર બેસનારી કાગડી ? તારામાં હંસલીના ગુણ ક્યાંથી આવે ?" મદનરાય

આંખમાં ઝળઝળીઆં આણી બોલ્યો.

"ઘેર ઘેર ભટકતા કુતરા ક્યારે સાધુ કહાવે ?" ગુલાબ દાંત કકડાવી બોલી.

આ સાંભળી મદનરાયનું હૈયું એકદમ ભરાઈ આવ્યું. શરીર ક્રોધથી કંપવા લાગ્યું. પણ ગુલાબનો અંતિમ શબ્દપ્રહાર સાંભળી ગાજીને બોલ્યો " કુતરો ? કુતરો ? હા કુતરો ! પણ તે કોણે કર્યો ? તેં પાપિણી તેં ?"

'તારા નશીબે, તારા ઢંગે" ગુલાબ આંગળાં ફોડી બોલી, અને એકદમ ચાલતી થઇ ગઇ.

મહંતે શાંત્વન આપવા કહ્યું:—

નીજનાર રાજા ભરથરીની, પિંગળા ગઇ પલકમાં,
પરનાર કોની થઇ નથી, થાશે નહિ આ ખલકમાં.

"જો તેં આટલું ચિત્ત પ્રભુમાં પોરવ્યું હોત તો તારૂં કલ્યાણ થઇ જાત."

"મહાનુભાવ શું આ સાચું કહો છો ?" મદનરાયે અધીરા થઇ પૂછ્યું.

"નિ:સંદેહ સાચું. 'ભૂલ્યો ત્યાંથી ફરીથી ગણ."

'તો મહારાજ હું આજથી આપની સેવામાં રહીશ. આપ મને એવું જ્ઞાન આપો કે મારાં પાપ કર્મો બળી જાય અને :મારૂં કલ્યાણ થાય." મદનરાયે બે હાથ જોડી દીન વાણીથી કહ્યું. મહંતે તેને આશ્રય આપ્યો. ભોજનસમય થયો એટલે સાધુમંડળ ભોજન કરવા બેઠું. આપણા મંડળમાં એક શિષ્ય વધ્યો જાણી સૌ આનંદ પામ્યા. "સંસાર અસાર" છે તે સંબંધી અનેક ઉદાહરણો આપી મદનરાયનું મન સંસારમાંથી વિરક્ત કરવા પ્રયત્ન કરતા હતા. ભોજન કરી સૌ પરવાર્યા. પછી આખું સાધુમંડળ હરિકીર્તન કરવા બેઠું.

નરવર નાગરજીરે ! ગુણગણના શી થાય તમારી ?
બ્રહ્મા રૂદ્ર વિરંચી વિષ્ણુ જશ જેના જગે ઝાઝા
ઇંદ્રાદિ સુરનર મુનિવર સૌ પામ્યા નહિ તુજ માઝા—નર૦
મુંગાને વાચાળ બનાવે જો કરૂણા દીલ ભાખી
લંગડો હિમાચળ ઓળંગે અદ્ભુત અમૃત ચાખી—નર૦

ભજન સમાપ્ત થતાં સાધુ મંડળમાં ભક્તિરસ ઝામી ગયો. સર્વેનાં ચિત્ત પ્રભુ પ્રતિ લીન થઇ ગયાં. ભજનની ધુનમાં એક બીજું ભજન આરંભાયું.

ગિરિધરવરકાન ! તારી મોરલીનાં તાન
સુણી ડોલંતાં ચિત્ત મુનિરાજનાં—વાહ વાહ ! !
નયનો નચાવી કરે તારલીઆ સાન
નભમાં અનંત ઘુમે દિનકર સંતાન
નાદ સુણી હૃદય ઝરે ગિરિવર ગુણવાન—વાહ વાહ !!
પંચપ્રાણ, એકતાન, થાય જ્ઞાન.
અખિલ વિશ્વ ઝૂલે બ્રહ્મનાદમાં
નટવર બલિહારી વાહ !—ગિરિધર—

પછી મહંતે પોતાની પ્રભાવશાળી સુમધુર વાણીથી શિષ્ય વર્ગને ઉપદેશામૃત આપવા નીચેનું ભજન લલકાર્યું.

જોને ભરતના જાયા જાગીરે, જાગીરે, જાગી, જાયા, જાગી. જોને—ટેક.
નિઃસાર જગની માયા નમાલી,
ભૂલેચૂકે ના લેતો માગીરે, માગીરે માગી, માયા માગી—જોને
હરિમય મિઠડાં હૃદયે ન રેડયાં તો રહેશે ત્રિવિધતાપ લાગીરે,
લાગીરે લાગી, તાપ લાગી—જોને૦
ભગીરથ યત્ને સિદ્ધિ મળતાં
જગમાં લેખાશો મહાત્યાગીરે, ત્યાગીરે ત્યાગી, મહાત્યાગી—જોને૦

પોતાના મહંતની દિવ્ય વાણીનો પ્રસાદ ચાખી સૌ સાધુ પ્રસન્ન હૃદયે ઊઠયા અને પોતપોતાની ધુણી આગળ આસન નાખી બેઠા. કોઇ ચલમ ફુંકી રાત્રિનો ઘન અંધકાર ભેદી ક્ષણિક પ્રકાશ પ્રગટાવતા હતા, તો કોઇ હાથમાં સ્મરણી લઇ ધ્યાન મગન થતા હતા. રાત્રિએ પુરો અમલ બેસાડવા માંડયો. સાધુઓ એકએકડ નિદ્રાધીન થતા ગયા. પરંતુ મદનરાયને ઉંઘ આવે નહિ ! આજે વૈરાગ્યે તેના હૃદયપર પહેલવહેલોજ હુમલો કર્યો હતો.

તેમાં પૂર્વના માનસિક વ્યાપારોમાં આજે દવ લાગ્યો હતો. સંત પરિચયનો મહિમા તેને ચમત્કારી લાગ્યો. તેને જાણે આજે નવજીવન મળ્યું. પુનર્જન્મ થયો એવું ભાસવા લાગ્યું. તે મહંતની સામા પલાંઠી વાળી બે હાથ જોડી બેઠો તે બેઠો.

અંતરીક્ષથી અંધકાર વરસતો હતો. તે તાપીનદીના મોજામાં લપેટાઇ જળને શ્યામરંગી કરી મૂકતો હતો. માત્ર તાપીના હૃદય પટપર ડોલતાં વહાણોમાંના ઝીણા દીવાઓ નદીના પાણીમાં કોઇ કોઇ ઠેકાણે આછો સોનેરી રંગ પૂરતા હતા. પ્રાચીન નૃપતિની આજ્ઞાથી સુરતનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લઈ નદીમાં પગ નાંખી અડગ ઉભેલો કિલ્લો, પ્રચંડ યોદ્ધા જેવો દેખાતો હતો. તે જાણે હોપપૂલ રૂપી પોતાનો હાથ લંબાવી પથિકોને આવવા જવાનો માર્ગ સુગમ કરી આપતો હોય એવો ભાસ સહજ થતો હતો. તે જોઇ परोपकाराय सतांविभूतयः ની ઉક્તિ યાદ આવતી હતી. અહીં અર્ધચંદ્રકારે વહેતી તાપીએ પોતાની કેડપર સુંદર બંગલાઓ લીધા હતા. તેઓ તેના તીર્થોદકથી પવિત્ર થઇ પોતાને કૃતકૃત્ય માનતા હતા. નદી પોતાના શીતળ અને સુખકર પવનથી તેમને નિર્મળ કરતી હતી. કોઈ કોઇ બંગલામાંનો દીપકપ્રકાશ બારીમાંથી ડોકીઉં કરી પોતાની દૃષ્ટિ જળપર ફેંકતો હતો. અંધકારમય રાત્રિનાં અમલથી ખિન્ન થઇ સૃષ્ટિએ શોકજનક શ્યામરંગી વાગો સજ્યો હતો. ઉલુકોના ઘૂ ઘૂ ઘૂત્કારથી અને કંસારી આદિ જન્યકીટકના કર્ણકઠોર અવાજથી રાત્રિની ભયંકરતામાં ઉમેરો થયો હતો.

રાત્રિનો અમલ ઉતરતો ચાલ્યો. મદનરાયની આંખમાં નિદ્રા ઘેરાવા લાગી. તેમહંતની ધુની આગળ આડો પડયો અને થોડી વારમાંજ નિદ્રાધીન થઈ ગયો.

પ્હો ફાટતાં પહેલાં સાધુઓ ઊઠયા. તેમની ઝુંડ આજે નર્મદા-સ્નાન માટે ઉપડવાની હતી તેથી સૌએ પ્રાતર્વિધિ આટોપવા માંડી. મદનરાય પણ ઊઠયો. સૌ ભેગો સ્નાન કરી દેવની આરતીમાં સામેલ થયો. શંખનાદ અને ઘંટારવથી તાપી કિનારો ગાજી ઊઠયો. આરતી

સમાપ્ત થઇ, પછી 'જય' બોલાવા લાગી, "ગિરિધર લાલકી...જય" કૃષ્ણ કનૈયા લાલકી-જય." દ્વારિકા ભૂપાલકી-જય" "દશેદિકપાલકી-જય." "તપતી માતકી-જય" પ્રાતે આરતીકી-જય વગેરે જયનાદ કરી રહ્યા પછી પોતપોતાનો સામાન બાંધી સૂર્યોદય થતા પહેલાં ચાલવા માંડ્યું. મદનરાય પણ મહંતની આજ્ઞા લઇ સાથે ગયો.

તારા આખી રાત પતિની વાટ જોઇ થાકી. ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું. મદનરાયને ગુલાબને ત્યાંથી આવતાં મોડામાં મોડા રાતના બાર વાગતા. કોઇ દિવસ આખી રાત ગઇ હોય એવું બન્યું નહોતું, તેથી તારાના મનમાં અનેક કુતર્ક થવા લાગ્યા. અંધારી રાત અને તેમાં સ્ત્રી જાતિ એટલે ખોળવા જાય પણ શી રીતે? પોતાના ભાગ્યને દોષ આપતી અને પ્રભુ પાસે પોતાના પતિનું ચિરાયુ માગતી તે આખી રાત જાગી. સવાર થતાં તેનું મન કેમે કરી માને નહિ. અંતે તે ગુલાબને ત્યાં ગઇ. તેને પૂછતાં ગુલાબ એકદમ કકડી ઊઠી. તેણે તારાપર ગાળોનો વરસાદ વરસાવ્યો. હવે તારાના દુઃખનો પાર રહ્યો નહિ. શહેરમાં નહોતું તેનું સગું વહાલું કે ઓળખીતું પાળખીતું. રહી રહીને તેનું હૈયું ભરાવા લાગ્યું, આંસુ તો આંખમાંથી સુકાયજ નહિ. તેને ઘડી ઘડી વિચાર આવતો કે આ પરાયા પરદેશ-માં મારૂં કોણ બેલી?! મારા ભાઇને દુઃખ ન થાય તેટલા માટે મેં સુરત આવ્યાના કે મારા દુઃખના સમાચાર જણાવ્યા નથી તો હવે જણાવું? ના નહિજ. તો સુરતમાં રહેવું કે કુંજપુર જવું?

આમ ઘણા તર્ક વિતર્કને અંતે એવા ઠરાવપર આવી કે પતિને મેળવ્યા સિવાય તો સાસુ પાસે કે ભાઈ પાસે જવું નહિ. પતિની શોધમાં આખું આયુષ વ્યતીત થાય તો ભલે પણ તેમને એકવાર નજરોનજર સુખશાંતિમાં જોયા વગર કોઇ પણ ઠેકાણે નજ જવું. પતિને ખોળવા માટે સાધુનો વેશ તેને અનુકુળ લાગ્યો. તેણે પોતાની એક જીવલગ પાડોશણને પોતાની વાત અથઇતિ જણાવી. પોતાનો પતિ કદાચ આવી ચઢે તો તેને આપવા એક ચિઠ્ઠી આપી અને શેરીના કોઇ ન જાણે એવી રીતે શહેર બહાર નીકળી ગઈ. બહાર

એકાંત સાધી સાધુનો વેષ ધારણ કર્યો, અને આખા અંગપર ભભુતિ ચોળી લીધી. તેનાથી ચલાતું નહોતું છતાં ચાલતી હતી અને પગલે પગલે પ્રભુની સહાય માગતી હતી. ચાલતાં ચાલતાં અરણ્યને પંથે ચઢી ગઇ. સૂર્ય પોતાનું અંગ નિમજ્જન કરવા સમુદ્રમાં ઉતરી પડયો ગમે તેવી પણ સ્ત્રી! અંધકારગ્રસ્ત સ્થાન જોઇ તેનું હૃદય વલોવાઇ ગયું, ચિત્ત ભ્રમિત થઇ ગયું. તે અંત્યત શોકાતુર થઇ ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગી.

" 'પ્રાણનાથ' તમે આ દીન દાસીને કયાં નાખી ગયા? હાય! હાય! મારો ઘાત થયો. હું દીન અબળા અહીં એકલી કયાં રહું? શી રીતે રહું? મને એકલવાઈ મૂકી આમ ચાલ્યા જવું શોભે? મારા હાથે કોઇ અપરાધ થવાથી તમે રૂષ્ટ થયા છો? લગ્ન વેળાં દેવ બ્રાહ્મણ સમક્ષ धर्मे चार्थेच कामेच नाति चरामि આવી પ્રતિજ્ઞા દરેક પતિને લેવી પડે છે એ વાત શું તમે જાણતા નથી? હવે મને મારા જીવની બીલકુલ પરવા નથી પરંતુ ક્ષુધાથી અને તૃષાથી પ્રાણ વ્યાકુળ થઇ ગયો છે, પ્રવાસથી અંગ નિર્ગત બન્યું છે, અને શીયળ પર અણધાર્યાં આવી પડવાના ભયથી ચિત્ત અસ્થિર થયું છે. હે દીનાનાથ! હે અશરણશરણ! મને માત્ર તારોજ આધાર છે. દયાકર, સહાયકર."

તારાગણના પડતા આંધળા ઉજાસમાં લીસરકા જેવી જણાતી પગતીએ પગતીએ જતાં તેને દૂર એક ઝીણો દીવો ઝપુ ઝપુ બળ્યા કરતો જણાયો. તે જોઇ તેને હિંમત આવી. ત્યાં કોઇની વસ્તી હશે એમ જાણી તે ઉતાવળે પગલે આગળ ચાલી. જે ઝુંપડીમાં દીવો બળતો હતો તે ઝુપડી તરફ એ પગવાટ સર્પાકારે જતી હતી, તેથી તેને આશ્રયે તે ત્યાં પહોંચી ગઇ. ઝુંપડીના આંગણામાં બે બાળકો ખટોલીપર સુતેલી એક વૃદ્ધ સ્ત્રીની આસપાસ બેઠાં હતાં આકાશી પદાર્થો જોઇ તેમની જિજ્ઞાસા તીવ્ર થતી હતી. તારા અને આકાશ વિષે તેઓ પ્રશ્ન પૂછતાં હતાં. તેમના કેટલાક ઉત્તર આપતાં જ્ઞાની માણસને પણ વિચાર કરવો પડે તો આ એક જંગલવાસી ડોસી તેમને સાચો ઉત્તર કયાંથી આપે! તે કેટલાક પ્રશ્નોના ઉટાંગ ઉત્તર

આપે, ને કેટલાક પ્રશ્નો તોડીજ પાડે. અંધારી રાતે તારાને જોઈ છોકરાં ચમક્યાં. ડોસીપણ ઘડીભર તેને જોઇજ રહી. તારાએ દીનવાણીથી કહ્યું "માજી હું એક પ્રવાસી સાધુ છું, અહીંના રસ્તાથી અજાણ છું, માટે મને આજની રાત મુકામ નહિ આપો?"

ડોસીને દયા આવી. તરતજ તે ખટુલી પરથી ઉતરી સાધુને બેસાડયો. છોકરાંઓ ઉતરીને ઝુંપડીમાં ભરાયાં. અંદરથી એક ચાળીસેક વરસની સ્ત્રી આવીને બારણામાં ઉભી ઉભી સાધુ તરફ જોવા લાગી. ડોસીએ પૂછ્યું "આજે અંઈથી સાધુની ઝુંડ ગઈ તેમાંથી તમે ભૂલા પઇડા સો? તારાએ કેટલોક વિચાર કરી કહ્યું "હા."

"એ તમારી ઝુંડ હાથે મદનરાય કરીને માણહ ઉતો તે આજેજ ચેલો બઇનો છે?" ડોસીએ વાત વિસ્તારતાં પૂછ્યું.

આ સાંભળી તારાનું હૃદય એકદમ ભરાઇ આવ્યું. છતાં ડોસીને તેણે હકારમાંજ ઇંગિત કરી સમજાવ્યું.

"તમારી ઝુંડ નરબદા ઇસનાન કરી પછી કઇયાં જહે?" ડોસીએ જિજ્ઞાસાથી પૂછ્યું. "નર્મદાની પરકમા કરી ડાકોરજી જવાનો વિચાર રાખ્યો છે." તારાએ પોતાનો સાધુ વેષ નિભાવવા માટે બળતું કહ્યું, અને વિશેષમાં પૂછ્યું "તમે આ બધી વાત કયાંથી જાણી?"

ડોસીએ કહ્યું "ઉં હવારે હેરમાં બારો વેચવા ગઇતી તીયારે ઝુંડ જતી ઉતી. લોકો પુછતા ઉતા તે ઉં હાંભરતી ઉતી."

"મદનરાયની વાત તમે શી રીને જાણી?" તારાએ વાતની ચોકસાઇ કરવા પૂછ્યું.

ડોસીએ કહ્યું "એક જને 'મદનરાય' કરીને હાક મારી, એટલે તે ઉભો રીયો. તેને પૂઇછું તમે કેની ગમ જાઓ છો? તીયારે મદનરાયે કયું. મને સંસારપર અનગમો થીયો છે તેથી ઉં એમનો ચેલો થીયો છું અને નરબદા ઇસનાન કરવા જાઉં છું."

પ્રથમ તો તારાના મનમાં મોટો ધ્રાસકો પડયો. પણ મદનરાયની ભાળ મળી તેથી તેના મનમાં કંઇક શાંતિ વળી. હવે તેને એમ લાગ્યું કે કયારે સવાર પડે ને હું નર્મદાની વાટે નીકળી જાઉં. જો તેનામાં શક્તિ હોત તો રાતને એકદમ ટુંકી કરી નાખત અથવા

પોતાને પાંખ લાવી ઉડી જાત; પણ પરમેશ્વરે એ શક્તિ તેને આપી નહોતી, તેથી તે લાચાર હતી.

ડોસીએ તેને ખાવા માટે જુવારનો લોટ કાઢી આપ્યો. તારા ઝુંપડી પાસેના કુવામાંથી પાણી કાઢી રોટલો બનાવવા બેઠી. ડોસીએ પોતાની વહુને ગાય દોહી લાવવાનું કહ્યું. તારા રોટલો બનાવી નહિ રહી એટલામાં શેરેક દૂધ દોહી આણ્યું. તારાએ વડનાં પાંદડાંની નાની સરખી એક પત્રાળી અને એક પડીઓ બનાવ્યો. તે ખાવા બેઠી તે વેળા રાત્રિના દસેક વાગ્યા હતા. આખા દિવસની ભૂખી તારાને ખાવાનું મળ્યું તેથી અને પતિની ભાળ મળી તેથી તેના મુખપર કંઇક આશાના ચિન્હો જણાતાં હતાં, પણ જેમ ચંદ્રના ચોમેર પ્રકાશિત તેજ વચ્ચે હરણનું ચિત્ર શ્યામતા પૂરે છે તેમ તેના પતિ-વિરહની ગ્લાનીથી તેની મુખકાંતિ નિસ્તેજ જણાતી હતી.

ડોસીએ તેને સુવા માટે ખટુલીપર એક પાતળી ફાટીતૂટી ગોદડી પાથરી આપી અને પોતે તેની પાસે બીજી ખટુલી પાથરી બહારજ સુતી. સવાર પડતાં તારા ઊઠી અને દાતણપાણી કરી ડોસીનો ઉપકાર માની નર્મદાપંથે ચાલતી થઇ.



## પ્રકરણ તેવીસમું.

# જ્ઞાનામૃત.



સાધુની ઝુંડ નર્મદાતટ પર એકાંતવાસમાં પડી છે. મદનરાયે પણ સાધુનો વેશ ધાર્યો છે. મહંતે પોતાની સન્મુખ એકચિત્તે બેઠેલા શિષ્યોને કહ્યું:—"ભક્તકવિ નરસિંહ મહેતાએ કહ્યું છે કે "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ" તેજ પ્રમાણે ભક્તકવિ તુકારામે પણ કહ્યું છે.

बरे झाले देवा । नित्रालें दिवाळें । बरी या दुष्काळें पीडाकेली । अनुतापे तुझें राहिले चिंतन । झाला हा वमन संवसार ।

અર્થ: હે દેવ! દેવાળું નીકળ્યું તે ઠીક થયું. આ દુષ્કાળે દુઃખ દીધું તે પણ ઠીક થયું. તેના અનુતાપથીજ તારૂં ચિંતવન થયું છે અને આ સંસારનું વમન થયું છે.

આ બે ભક્તકવિની એકજ વિચાર દર્શાવતી ઉક્તિ કહી સુખ શામાં છે એ વિષય સમજાવવા માટે એક બનેલી વાત દૃષ્ટાંત રૂપે કહું છું.

'એક ગામમાં રઘુનાથ નામે એક દેસાઇ રહેતો હતો. તેના પુત્રનું નામ મણિભાઇ હતું. રઘુનાથે મણિભાઇનું લગ્ન કર્યું અને એક વરસની અંદરજ તેણે પરલોકમાં પ્રયાણ કર્યું. લોકોની એવી માન્યતા હતી કે રઘુનાથ દેસાઈ પાસે પુષ્કળ ધન છે; પણ તે કેવળ ભ્રમ હતો. મણિભાઇને રઘુનાથ પાસેથી કંઇજ મળ્યું નહોતું એમ નહિ કહેવા પૂરતાંજ તેને ચાર ગાય, બે બળદ, અને બે ઘોડા મળ્યાં હતાં. મણિભાઇ મહેનતુ અને કરકસરવાળો હોવાથી દ્રવ્યનો સંચય કરતો હતો. તે અને તેની સ્ત્રી વિજયા પૈસો સંપાદન કરવાને અહોરાત્રિ ખટપટ કરતાં હતાં. તેની મિલ્કત દિવસે દિવસે વધતી ચાલી. ત્રીસ

વર્ષની આખરે તેની પાસે સો ઘોડા ત્રણ ગાય અને બસો બળદ થયાં. આ સર્વ જાનવરોની વ્યવસ્થા કરવાને ઘણા ચાકર પણ રાખ્યા હતા. મણિભાઇનો આ વૈભવ જોઇ તેની ગામના લોકો કહેવા લાગ્યા કે "મણિભાઇ મહા ભાગ્યવાન છે. તેને કશાનીજ ઉણપ નથી. તેના દિવસ સુખસમાધાનમાંજ જતા હોવા જોઇએ."

તે ગામના નાના મોટા અધિકારી, તેમજ મામલતદાર, ફોજદાર વગેરે પણ તેની સાથે સખ્ય કરવા ચાહતા હતા. મણિભાઈની સલાહ લેવા દૂર દૂરના લોકો આવતા હતા. મણિભાઇ તેમનું રીતસર સન્માન કરતો અને પોતાને ત્યાં રાખી સંતોષ કરીને રજા આપતો. ગમે તે મનુષ્ય હોય પણ તે મણિભાઇને ઘેરથી વિમુખ જવા પામતો નહિ. તેને ઘેર કથા, પુરાણ, સપ્તાહ નિત્ય ચાલતાં.

મણિભાઇને ત્રણ છોકરાં હતાં. બે છોકરા અને એક છોકરી. તેણે તે બધાંનાં લગ્ન કર્યાં હતાં. મણિભાઈની જ્યારે સાધારણ સ્થિતિ હતી ત્યારે તેનાં છોકરાં તેની સાથે કામ કરતાં હતાં. તેઓ પોતે ઢોરઢાંકરને ચરાવવા જતાં. પણ ઘરમાં જેમ જેમ શ્રીમંતાઇ આવવા લાગી તેમ તેમ છોકરાં બગડવાં મંડયાં, મોટા છોકરાને દારૂનું વ્યસન લાગ્યું, અને તે તેમાંજ મરણ પામ્યો. નાનો બાયલ બુધીઓ નીકળ્યો. તેની સ્ત્રી પહેલાં નંબરની કજીઆદલાલ હોવાથી ઘરમાં તકરાર નહિ થવા પામી હોય એવો એક પણ દિવસ જતો નહિ. આથી તે છોકરો અને બાપ વિભકત થયાં. વાસ્તવિક જોતાં મણિભાઇ તેને એકપાઇ સરખી પણ નહિ પરખાવત તો તે અયોગ્ય ગણાત નહિ, પણ તેણે પોતાની સંપત્તિનો સારો ભાગ તેને આપ્યો. પછી તે ગામના ઢોરોમાં રોગ ચાલ્યો, તેમાં મણિભાઇનાં ત્રણ ચતુર્થાંશ ઢોર મરણ પામ્યાં!

હવે મણિભાઇને સાડાસાતી–પનોતી–બેઠી. તેને માટે કોઈની આગળ દીનવાણી બોલતો નહિ. એ પ્રસંગે તેના ઘરમાં ચોરી થઈ. તેમાં તેની પાસે જે કંઈ હતું તે સઘળું ગયું! આ વેળા મણિભાઇની ઉમર સાઠ વર્ષની હતી, તેથી તેનાથી પહેલાંની માફક ઉત્સાહથી કામ ચતું નહોતું, ઘરનાં વાસણકુસણ વેચવા સુધીનો તેનાપર વખત

આવ્યો ! પણ કરે શું ! પ્રસંગની સામે થવું જોઇએ. હવે તેની પાસે બેચાર કપડાં અને સ્વયંપાકના વાસણો એ સિવાય કંઇજ રહ્યું નહોતું ! જે મણિભાઇએ પોતાની યુવવસ્થામાં પાંચપચાસ ચાકરો રાખેલા તેને આવા વૃદ્ધાવસ્થાકાળમાં ચાકર થવાનો પ્રસંગ આવ્યો ! અંદદશા કહે છે તે આ. તેની એકની એક છોકરી પણ મરણને શરણ થઈ. આ વૃદ્ધ જોડાને આપ્ત પૈકી કોઇજ રહ્યું નહિ ! ઉપર આકાશ અને નીચે પાતાળ, એવી સ્થિતિ થઇ !

નાના છોકરાએ પોતાનાં માબાપની દીન દશા જાણી છતાં તેને તેમનાંપર દયા ઉત્પન્ન થઇ નહિ. ઉલટો તે સદય થવાને બદલે નિર્દય બન્યો !

મણિભાઇની પાસે હરિભાઇ દેસાઇ રહેતો હતો. તેને આ વૃદ્ધોની ઘણી દયા આવતી. હરિભાઈ દેસાઇ ઘણો શ્રીમંત નહતો તેમ ઘણો ગરીબ પણ નહતો; સાધારણ રીતે ખાધપીધે સુખી હતો. તથાપિ તે મોટા મનનો માણસ હતો. મણિભાઇ પોતાની સારી સ્થિતિમાં તેને પ્રસંગોપાત જમવા બોલાવતો, તે તેને નિત્ય સાંભરતું. છેવટે તેનાથી રહેવાયું નહિ. તે મણિભાઇ પાસે ગયો, અને કહેવા લાગ્યો. "મણિભાઇ, તમે અને તમારી સ્ત્રી બંને મારે ત્યાં રહો. મારે ત્યાં મોસમમાં જુવારનો માળો સાચવજો. બાકીના વખતમાં મારાં ઢોર ચરાવજો. તમારી સ્ત્રી મારા ઘરનું કામકાજ કરશે. હું તમને અન્નવસ્ત્ર આપીશ. એ સિવાય તમને પૈસાની જરૂર પડશે તો તે પણ આપીશ. સંકોચ રાખવાનું કંઇ કારણ નથી. હું તમને મારી શક્તિ પ્રમાણે મદદ આપીશ."

મણિભાઇને પણ ચાકરીની ગરજ હતીજ. તેણે જોયું કે એ કામ કંઇ ઘણી મહેનતનું નથી, તેથી તેણે હરિભાઈ દેસાઇની વાત આદરપૂર્વક માન્ય કરી, અને બન્ને તરતજ તેનું કામકાજ કરવા લાગ્યાં. પ્રથમ પ્રથમ તેમને કામ અવઘડ લાગ્યું, પણ જેમ દિવસ જતા ગયા તેમ તેઓ શક્તિ પ્રમાણે કામ કરવા લાગ્યાં. હરિભાઇને મણિભાઇ જેવો ચાકર મળે તેમાં મણિભાઇનું હિત નહોતું. પણ

હરિભાઇનુંજ હિત હતું; કારણ કે તે બંને ઉદ્યમી માણસ હોવાથી કામ કેમ કરવું એ તેમને કહેવું પડતું નહિ. તે બંને આળસ નહિ રાખતાં અને અંગ નાંહ ચોરતાં બધું કામ કહ્યા સિવાય કરતાં હતાં, તેથી તેમના તરફથી હરિભાઇને નિરાંત હતી, પણ એક કાળે વૈભવ ભોગવેલાંઓને યાચનાનો દિવસ આવ્યો તે જાણી તેને ઘણુંજ ખોટું લાગતું હતું.

એક દિવસ એવું બન્યું કે હરિભાઇ દેસાઇને ઘેર તેના સંબંધી આવ્યા. તે દિવસે ચાંદરણામાં સૌ બેસીને ચાહ પીતા હતા. બીજી બાજુપર એક પડદો બાંધેલો હતો. તેની આડે સ્ત્રીઓ બેઠી હતી.

એટલામાં મણિભાઇ કંઇ કામ નિમિત્તે ત્યાં આગળ થઇને ગયો. તેની સામે આંગળી કરી હરિભાઇ મેમાનોને કહેવા લાગ્યો "હમણા પેલો વૃદ્ધ ગૃહસ્થ આપણી પાસેથી ગયો તેને તમે જોયો?"

"હા જોયો. પણ તેમાં જોવા જેવું શું છે?"

"તેનું નામ મણિભાઇ રઘુનાથ દેસાઇ. એ નામ તમારા સાંભળવામાં આવ્યું હશેજ."

"હા. હા. કેમ નહિ? તેનું નામ અમે ઘણીવાર સાંભળ્યું છે. તેની કીર્તિતો ઘણે દૂર સુધી પ્રસરેલી છે. માત્ર અમે તેને આજ પર્યંત પ્રત્યક્ષ જોયો નહોતો, તે આજ જોયો. વારૂ પણ તેનું શું છે?"

"હમણા તેની પાસે કંઇજ નથી. હાલ મારે ત્યાં ચાકરનું કામ કરે છે. તેની સ્ત્રી પણ અહીંજ છે. પેલી દૂધ દોહે છે."

આ સાંભળી તે પરોણાઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમણે ચ્યચ્ય કરીને ડોકું હલાવ્યું. તેમાંના એકે કહ્યુ "દૈવની ગતિ રેંટમાળ સરખી છે. તે જ્યારે ફરે છે, ત્યારે કેટલાક પાત્ર પાણીથી ભરાય છે, અને કેટલાંક ખાલી પણ થાય છે; એવો આ જગનો ક્રમ છે. કોને કેવા દહાડા આવશે એ કંઇ કહી શકાતું નથી. આ બધી વાત દૈવાધીન છે.

" नीचे र्गच्छत्युरि चदशा चक्र नेमि क्रमेण ।

એટલે દશા ચક્રની માફક ઉપર નીચે થયાજ કરે છે. "

એ ઉદાહરણથી મદનરાયનું બળતું હૃદય શાંત પડ્યું, અને તેના ધોળાતા વિચારો શમી ગયા–નિર્મળ થયા.

મહતે આગળ વાત વિસ્તારતાં કહ્યું કે " ત્યાર પછી મેમાનમાંનો એક બોલ્યો 'તેનો તમામ વૈભવ નષ્ટ થયો તેનો તેને ખેદ નહિ થતો હશે ?' હરિભાઈ દેસાઈ બોલ્યા એ કેમ કહેવાય ? તેના વર્તનપરથી તેના મનમાં શું છે તે કહી શકાતું નથી; કારણ કે તે પોતાનું કામ સીધેમાર્ગે અને સારી રીતે કર્યો જાય છે."

" હું તેને કંઇક પૂછું ? " મેમાને કહ્યું. "તેને એ વિષે પૂછવાની મને ઘણી ઉત્કંઠા થઇ આવી છે"

" ખુશીથી પૂછો." એમ કહી હરિભાઇએ મણિભાઇને હાંક મારી અને કહ્યું. જરા અહીં પાનસોપારીનો દાબડો લાવો તો. સાથે વિજ્યા બેનને પણ બોલાવતા આવજો. "

મણિભાઈ પોતાની સ્ત્રી સાથે ત્યાં આવ્યો. તે ત્યાં પાથરણાને એક છેડે અદબથી બેઠો; અને વિજ્યા પડદા પાછળ સ્ત્રી પાસે જઇને બેઠી.

પછી તેની સાથે બોલવાની ઇચ્છા ધરાવનાર ગૃહસ્થ બોલ્યો "મને લાગે છે કે અમને જોઇ તમારૂં મન ખિન્ન થતું હશે. નહિ વારૂ ? "

"તેનું કારણ ?" મણિભાઇએ પ્રશ્નાર્થ સૂચક ડોકી હલાવી પૂછ્યું.

"કારણ કે તેથી તમને તમારા પૂર્વ વૈભવનું સ્મરણ થતું હશે." મેમાન બોલ્યો.

આથી મણિભાઇ હસ્યો અને બોલ્યો "હું જો 'સુખ શામાં છે' એ વિષે કહીશ, તો તમને મારૂં કહેવું ખરૂં લાગશે નહિ એ કરતાં તમે ચેલીને પૂછશો તો ઠીક થશે; ·કારણ કે તે સ્ત્રી છે, તેથી તેના કહેવાપર તમને વિશ્વાસ બેસશે." એ સાંભળી પરોણાએ પડદા

તરફ ફરી જરા મોટા અવાજથી પૂછ્યું. "વારૂ બાઈ, તમને આગળની અને આજની સ્થિતિનો અનુભવ થયો છે, તો કહો કે એ બેમાં સારી સ્થિતિ કઇ ? અને આગળની સ્થિતિ માટે તમને શું લાગે છે ?" વિજયા પડદા ઓથે રહી બોલી. "મને તે વિષે જે લાગે છે તે એ કે અમે બે સુખ માટે ચાળીસેક વરસ થયાં ધમપછાડ કરી રહ્યાં હતાં, પણ અમને તે કોઇ ઠેકાણે મળ્યું નહિ ! બે વર્ષ થયાં, ઘરમાં કંઈ રહ્યું નહિ, ત્યારે અમે ચાકરી કરવાં લાગ્યાં. ચાકરીએ લાગ્યાં તે વેળા અનાયાસે અમને સુખની શોધ હાથ લાગી. હવે આ કરતાં બીજા ગમે તેવા દિવસ અમને ન જોઇએ. હાલ અમારી જે સ્થિતિ છે તેજ ઉત્તમ છે. એમાંજ પરમ સુખ છે."

એ સાંભળી હરિભાઇ દેસાઇ અને પરોણા આશ્ચર્યચકિતજ થઇ ગયા. હરિભાઈથી રહેવાયું નહિ. તે પડદા પાસે ગયો અને એ વિજયાજ બોલે છે કે બીજી કોઇ બોલે છે, અને તે ઠઠ્ઠામાં બોલે છે કે ખરા અંતઃકરણથી બોલે છે તે જોવાને તેણે અંદર ડોકાવી જોયું. તે વેળા વિજયા ત્યાં હાથ જોડી પોતાના પતિ તરફ સસ્મિત જોતી હતી. તે વિશેષમાં બોલી "હું સત્ય કહું છું. મશ્કરીમાં બોલતી નથી. આજ ઘણાં વર્ષ સુધી અમે સુખને શોધ્યું; પણ જ્યાં સુધી અમે શ્રીમંત હતાં, ત્યાં સુધી સુખ મળ્યું નહિ. હમણા જ્યારે અમારી પાસે કંઈ રહ્યું નહિ, ત્યારે અમને પૂર્ણ સુખનો અનુભવ થયો. એ સુખ કાયમ રહે એટલું અમે પરમેશ્વર પાસે રાત દિવસ માગીએ છીએ."

"પણ તમે સુખી શી રીતે થયાં. તે તો કહો." એક મેમાને કહ્યું:—

"સાંભળો, અમે સુખી કેમ થયાં તે કહું છું. અમે જ્યારે શ્રીમંત હતાં, ત્યારે અમારી પાસે એટલાં કામ હતાં, અને અમને એટલી ચિંતા હતી કે અમે ધણીધણિઆણીને કોઇની સાથે સુખે વાત કરવાનો પણ વખત મળતો નહિ. તો પછી પૂજાઅર્ચાની વાતજ શી ! તે પણ નોકરોને સોંપી દીધી હતી ! પરોણા આવ્યા, તેમને

પ્રથમ ચાહ કરી આપો. પછી તેમની જમવાની તૈયારી કરો, વળી તે અમારી પાછળ શી વાત કરશે તેની ભીતિ! તેઓ અમારી ટીકા નહિ કરે તે તરફ અમારૂં તમામ લક્ષ. તે ગયા, કે ચાકરોની કટકટ! તેમના પર હંમેશ દેખરેખ રાખવી પડે, કેમકે તેઓ કામ કરવામાં હાડકાં રાખી જતા. માત્ર જમવાની વખતે હાજર રહેવાનીજ તેમને ચિંતા રહેતી. ઉલટ પક્ષે વિચાર કરીએ તો મારે કહેવું જોઇએ કે અમે તેની પાસેથી જેટલું કામ લેવાય તેટલું કામ લેતાં. પછી તે તેમની શક્તિ ઉપરાંતનું હો કિંવા તેઓ શ્રમિત હો. અમે તેમની સાથે અમારા સ્વાર્થ ખાતર એવી રીતે વર્તતાં હતાં! વળી જાનવરો જંગલમાં ચરવા જાય, ત્યાંથી નાસે નહિ ચોરાય નહિ તેની ચિંતા. રાત પડે કે ચોરીની ચટપટી! સુખે ઉંઘ પણ નહિ આવે! ઘરમાં કંઈ ખખડે કે પવનથી બારી બારણું હાલે કે તરત ચોરના ભણકારા વાગે. તરત ઊઠી દીવો લઇ ખુણેખંચાળે ધડકતી છાતીએ અને કાંપતા પગે ફરી વળવું પડે. તે રાતે ઉંઘતો ઊડીજ જાય! સવાર પડતાં આંખ લાગે તો લાગે! આગામી વર્ષાકાળ કેવો જશે તેની ફીકર. આટલું બધું હોવા છતાં અમારા બેનું બને નહિ! હું કહું 'આ ખરૂં, ત્યારે એવણ કહે તે ખરૂં!' આ પ્રમાણે એક સંકટમાંથી બીજા સંકટમાં અને એક પાપમાંથી બીજા પાપમાં અમે રોજ સપડાતાં હતાં. પછી સુખ ક્યાંથી મળે? આવી અમારી સ્થિતિ હતી."

"વારૂ ત્યારે હવે?" બીજા મેમાને ઉત્કંઠાથી પૂછ્યું.

"હવે અમે સવારે ઊઠતાં એકમેક સાથે સુખે વાતચીત કરીએ છીએ, અને અમારો દિવસ શાંતતાથી ગાળીએ છીએ; કારણ કે તકરારનું મૂળ ગયું. હરિભાઇની ચાકરી કેવી રીતે નીમકહલાલીથી કરવી, એ સિવાય અમને બીજી લેશ પણ ચિંતા નથી. અમે શક્તિ પ્રમાણે કામ કરીએ છીએ, અને પરમેશ્વરનું ધ્યાન એક ચિતે ધરીએ છીએ. અમારા તરફથી અમારા શેઠને નુકસાન ન થાય અને ફાયદો થાય એવી રીતે અમે વર્તીએ છીએ, ઘણાં ઘણાં વર્ષથી જે સુખ શોધતાં હતાં તે અમને હમણા મળ્યું છે."

શિષ્યગણ તમે જોયું હશે કે સુખ શામાં છે. વિજયા બાઈની વૃત્તિ કેવી બદલાઈ? ખરેખર તેની એ વૃત્તિ પાંડવની માતા કુંતા સરખી થઈ હતી. ભગવાન શ્રીકૃષ્ણે કુંતાને વરદાન માગવા કહ્યું ત્યારે તે બોલી 'પ્રભુ મને હંમેશ દરિદ્રી રહેવા દો; એ માંગણી સાંભળી ભગવંતને આશ્ચર્ય લાગ્યું. તે બોલ્યા 'કુંતા! આજ તમને મુક્તિપણુ આપવા હું સમર્થ છતાં તમે આશું માગ્યું? ત્યારે તે બોલ્યાં 'પ્રભુ! જ્યાં સુધી હું દરિદ્રી છું ત્યાં સુધી તમારૂં સ્મરણ થશે. એકવાર મારી સર્વ ગરજ સરી જાય, અને મને સુખ થાય, કે પછી મને તમારૂં નામ સુદ્ધાં સાંભરે નહિ. મને મુક્તિ તો જોઇએજ નહિ; કારણ કે પછી હું તમારૂં સ્મરણ કરૂં કેમ?"

શિષ્યો! એજ આયુષ્યનો સાર છે શ્રી શંકરાચાર્યે એટલા માટે કહ્યું છે કે:—

मूढ जहीहि धनागम तृष्णाम्
कुरु तनुबुद्धे मनसिवितृष्णाम्
यल्लभसे निज कर्मो पातम्
वित्तं तेन विनोदय चित्तम्
अर्थमनर्थं भावय नित्यम्
नास्ति ततः सुख लेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः
सर्वत्रेषा विहिता रीतिः ॥

અરે મૂઢ! ધન તૃષ્ણા છોડી દે. હંમેશ આનંદ વૃત્તિ ધારણ કર પોતાના કર્મથી જે પ્રાપ્ત થાય તેમાંજ સમાધાન માન. ધન એ અનર્થકારક છે, એ મનમાં હંમેશાં રાખ. તને તેનાથી લેશભર પણ સુખ નથી એ નક્કી. વિશેષ શું? શ્રીમંતોને પોતાના પુત્રોની પણ ભીતિ હોય છે. સર્વ સ્થળે એ રીત પ્રસિદ્ધ છે.

મદનરાયે આ આખી વાત એક ચિત્તે સાંભળી. તેની ચિત્તવૃત્તિ નિર્મળ થઈ; પરંતુ કેટલાક સમય થયાં તેની જીહ્વાગ્રે એક પ્રશ્ન આવી રહ્યો હતો, તે પૂછ્યા સિવાય તેનાથી રહેવાયું નહિ. તેણે પૂછ્યું "ગુરુજી! પરસ્ત્રીભોગીપણું કેટલું અનિષ્ટ છે અને કેવું અધમતા પૂર્ણ છે તેનું જ્ઞાન આપે મને પ્રત્યક્ષ આપ્યું છે. આપે આજે આપેલા દ્રષ્ટાંતથી મારી ધન તૃષ્ણા નષ્ટ થઈ છે; પરંતુ શંકા એ રહી છે કે મારા સંબંધીમાં એક મારી વૃદ્ધ માતા અને સ્ત્રી એ બે રહ્યાં છે તો મારે તેમનો ત્યાગ કરવો કે શું કરવું? જે સત્ય હોય તે મને સંભળાવો."

મંહતે આશ્ચર્ય પામી કહ્યું "ત્યારે એ વાત મને પ્રથમથીજ કેમ ન પુછી? માતા અને સ્ત્રીને નિરાધાર મૂકી સાધુ થવામાં મહા પાપ છે. કહ્યું છે:—

माता यस्ये गृहे नास्ति भार्याच प्रिय वादिनी।
अरण्यं तेन गंतव्यं यथाऽरण्यं तथा गृहं॥

જેને ઘેર માતા નહિ હોય, પ્રિય બોલનારી સ્ત્રી ન હોય તેણે અરણ્યમાં જવું જોઇએ; કારણ કે તેને અરણ્ય અને ઘર બંને સરખાં છે.

વળી—

यत्र नार्यस्तु पूज्यन्ते रमंते तत्र देवताः।
यत्रेतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफला क्रियाः॥

જે કુળમાં સ્ત્રીનો સત્કાર થાય છે, તે કુળમાં દેવતા પ્રસન્ન રહે છે. જે કુળમાં સ્ત્રીનો સત્કાર થતો નથી, ત્યાં સર્વ ક્રિયાકર્મ નિષ્ફળ થાય છે.

असंभवं हेम मृगस्य जन्म
तथापि रामो लुलुभे मृगाय।

प्रायःसमापन्न विपत्ति काले
पियोऽपिपुंसां मलिनी भवन्ति ॥

મતલબ કે સુવર્ણ મૃગના જન્મની વાત અસંભવિત હતી. તો પણ શ્રી રામચંદ્રને મૃગનો લોભ થયો. માટે માણસપર વિપત્તિકાળ આવી પડે છે, ત્યારે ઘણું કરીને તેની બુદ્ધિ મલિન થાય છે.

મદનરાય! તેં અત્યાર સુધી જે વર્તન રાખ્યું તે નિંધ છે—ત્યાજ્ય છે. એ તારી મલિન બુદ્ધિનું પરિણામ છે. એ તારો વિપત્તિકાળ છે.

માટે હમણાને હમણા તેમની પાસે જા અને તેમનું પોષણ કર. એમાંજ તારૂં શ્રેય છે.

"ગુરૂજીનો બોધ મદનરાયને ગળે ઉતર્યો તેના અંતરાત્માએ સાક્ષી પૂરી. તેથી તે મહંતને તથા સાધુ વર્ગને પ્રણામ કરી પ્રથમ તારા પાસે જવાને નીકળ્યો.



## પ્રકરણ ચોવીસમું.

# શોધ.

મદનરામ નર્મદા તટથી સીધો ટુંકે રસ્તે સુરત આવવા નીકળ્યો. તેને પોતાની માતાની ફીકર લાગી હતી, તે કરતાં પોતાની પત્નીની ફિકર વિશેષ હતી; કારણ કે માતા તો પિતાની બેઠી આવકમાંથી પોતાનું ગુજરાન ચલાવી શકે એમ હતું, પણ પત્નીને તેવું કંઇ સાધન નહતું. સાધન માત્ર દળણા દળવાનું ! વળી તેની યુવાવસ્થા એટલે દુષ્ટજનોનો ભય. આથી તે પોતાની બનતી ઉતાવળે પરિશ્રમની વેદના વેઠીને પણ ચાલતો હતો. આખો દિવસ ચાલવાથી પગ ભરાઈ આવતા ત્યારે સાંજ પડતાં જે ગામ આવતું ત્યાંની ધર્મશાળામાં પડી રહી, સવાર પડતાં પહેલાં ઊઠીને ચાલવા માંડતો, અંતે સુરત આવી પહોંચ્યો. ઘેર આવીને જુએ છે તો બારણે તાળું ! હવે તેના કુતર્કનો પાર રહ્યો નહિ ! એટલામાં તેની પાડોશણ આવી પહોંચી. તેણે તારાની અથેતિ વાત કહી, અને તારાએ આપેલો પત્ર તેના હાથમાં મૂક્યો. મદનરાયે તે ઉઘાડી વાંચવા માંડયો.

ગયા ક્યાં નાથ ! તરછોડી, જીવનની આશને તોડી;
ધટેના તોડવી જોડી, હું તો દાસી તમારી છું.

તમારા સુખમાં સુખી, તમારા દુઃખમાં દુઃખી;
તમારી ભૂખમાં ભૂખી, અભિલાષી તમારી છું.

નથી માતાનું સુખ જોયું, નથી પિતાએ દુઃખ ધોયું,
સગા બંધુનું સુખ ખોયું, હું તો દાસી તમારી છું.

નથી સંતાપ મેં આપ્યો, નથી મેં બોલ ઉથાપ્યો;
છતાંએ પંથ કાં કાપ્યો ? અભિલાષી તમારી છું.

ધરી ભગવાં ફરૂં વન વન, તમારે કાજ પ્રાણજીવન !
મળો ના તો આ દેહ દેહન ! અભિલાષી તમારી છું.

હું તો તમારા ચરણની દાસી, ગમે તો માનો ગમે ન માને !;
સંકટની સંગી પ્રીતમ તમારી, ગમે તો માનો ગમે ન માનો;
તમે આભૂષણ તમેજ પટકૂળ, ગમે તો માનો ગમે ન માનો;
તમેજ જીવન તમેજ ઈશ્વર, ગમે તો માનો ગમે ન માનો.

પત્ર ફરી ફરીને ત્રણવાર વાંચ્યો. મદનરાયનું હૈયું ભરાઇ આવ્યું. તે પોતાના પાપનું નિવારણ કરતો હોય એમ બોલી ઊઠયોઃ—

હુંતો સમજતો નારી ઠગારી, નરકની બારી તે આજ ભૂલ્યો;
ગરજની સંગી કપટથી રંગી, અતિ કઢંગી, તે આજ ભૂલ્યો.

નહિ પરખ્યો હીરાને મેં, કરી હદપાર અવગણના !
ન જોયો પ્રેમનો સાગર, કરી હદપાર અવગણના !
ગણી એક તુચ્છ તરણાસમ, કરી હદપાર અવગણના !
ખરે પસ્તાઉં છું આજે, કરી હદપાર અવગણના !

પાડોસણે તેને શાંત કર્યો અને પોતાને ત્યાં આણ્યો. મદનરાય પોતાનાં પૂર્વનાં કૃત્યોનો તથા તારા પર પાડેલાં દુઃખોનો પશ્ચાતાપ કરવા લાગ્યો. તે વેળા તેની મુખચર્યા કાળાશ મારતી હતી. આંખ ઉંડી ગઇ હતી. કેશ ભાલપ્રદેશપર અસ્તાવ્યસ્ત થયા હતા, અને એકાદ સ્થિતિભ્રષ્ટ માણસ પ્રમાણે તેનું સ્વરૂપ દેખાતું હતુ.

પાડોશણ સ્વયંપાકગૃહમાં રસોઇની તૈયારી કરવા ગઇ, અને તેનો પતિ, મદનરાય સાથે વાતચીત કરવા બેઠો. મદનરાયે કહ્યું "મેં સંપત્તિ ગુમાવી તેનું મને દુઃખ નથી. જે પુર્વે મારા મિત્રો કહેવાતા હતા, જેમને હું જીવ કરતાં પણ વહાલા ગણતો હતો, તેજ સાંપ્રત મારી ગરીબી થતાં તિરસ્કારની નજરે જુએ છે, તેઓ માંહો માંહે મારી નિંદાના ઉદ્દગાર કાઢે છે, તે મારાથી સહન થાય છે; પરંતુ એક વાત મારાથી સહન થઇ શકતી નથી; તે મારા મનને ખાય છે. તદ્વિષયક વિચારોથી મને સહસ્ત્ર વૃશ્ચિકદંશની વેદના થાય છે. પોતાના પ્રાણ કરતાં મારા પર અધિક પ્રેમ કરનારી, અને મારા પર સર્વ વિશ્વાસ રાખી રહેનારી, મારી પુણ્યશીલ સાધ્વી

સ્ત્રીને મારે લીધે અત્યંત દુઃખ પડયું છે. તે દુઃખમાં ને દુઃખમાં મારી પાછળ શોધમાં નીકળી છે. વનવગડામાં રખડતી થઇ છે. તેનો ફિક્કો ચહેરો હવે મારી નજર સામે ર્યા કરે છે! તેની ગૌરમૂર્તિ પુનઃ જોવા હૈયું તલપી રહ્યું છે," એમ કહી આંખમાં આંસુ આણ્યાં.

પાડોશીએ કહ્યું "આવા પ્રકારની મનની સ્થિતિ કરવાથી શો લાભ? પવિત્ર સ્ત્રીની અવહેલનાનું પાપ તમારે હાથે થયું એ ખરૂં; પણ જેને પ્રાયશ્ચિતનું નિવારણ નથી એવું કોઈપણ પાપ નથી. તમે તેની તપાસ કરો, અને પ્રભુ પાસે ગત કર્મની માફી માગો. તે દયાઘન જરૂર તમારા મનને શાંતિ આપશે."

પાડોશણે મદનરાયને જમવા બોલાવ્યો. મદનરાયે જમ્યાબાદ વામકુક્ષી કરી, પાથરણા પર સૂતો; પણ તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ એક સરખો વહેતો હતો. અશ્રુવિસર્જનથી તેનું અંતઃકરણ કંઈક હલકું પડયું, અને તે યોગે તેના મનને થોડો આરામ લાગ્યો. આજ કેટલાક દિવસ થયા તેને ગાઢ ઉંઘ આવી નહોતી; આજ નિદ્રાદેવી તેના ઉપર સુપ્રસન્ન થઇ.

પંથપરિશ્રમ ઉતર્યો, નિદ્રાનું આવરણ મટયું, એટલે મદનરાય આળસ મરડી બેઠો થયો. મોઢું ધોઇ ઉભય દંપતિનો ઉપકાર માની તારાની શોધમાં નીકળી પડયો. તે શહેર બહાર નીકળી જંગલને રસ્તે પડયો, એટલે તારાને પ્રથમ આસરો આપનારી વૃદ્ધા સ્ત્રી તેને મળી. તેણે મદનરાયને તરત ઓળખી કાઢયો અને કહયું "મદનરાય! તમે સાધુ હાથે ગીયાતાને?"

મદનરાયે કંઇપણ ઉત્તર ન આપતાં તેની સામે ટગર ટગર જોયા કર્યું.

તે ડોસીએ પુનઃ પૂછયું. "તમારી ઝુંડમાંથી એક સાધુ છૂટો પડી ગીયોતો તે મઇલો?"

આ પ્રશ્નથી મદનરાયના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, તેથી તેણે ઝટ પૂછ્યું. "તને તે કયાં મળ્યો હતો"?

"મારી ઝુંપડી બાર એક રાત પડી રીયો તો, બચારાનું મોં ઉતરી ગયું તું, ભૂખે કરમાઈ ગયું તું" ડોસીએ કહ્યું.

"પછી તે કયાં ગયો"?

"નરબદા કાંઠે તમારી ઝુંડ ગઇતી તીયાં" એમ કહી ડોસીએ શહેર તરફ ચાલવા માંડયું.

મદનરાયે જાણ્યું, પાડોશણના કહેવા પ્રમાણે સાધુને વેશે તેજ મળી હોવી જોઇએ; કારણ કે ઝુંડમાંથી કોઇપણ સાધુ પાછળ રહી ગયો નહતો. પણ પોતે કોણ છે, તે જણાવા ન પામે માટેજ તેણે બળતી વાત ઉડાવી છે.

હવે તેના દુઃખતિમિરમગ્ન અંતઃકરણમાં આશાનું એક કિરણ પડ્યું. તારાનો મેળાપ થશે એમ લાગ્યું.

કેટલેક દિવસે રેવાતટપરના ઝુંડના મુકામ આસપાસ તજવીજ કરતાં કરતાં એક શિવાલયના પૂજારીને મળ્યો.

મદનરાયે તેને પૂછ્યું "અહીં કોઇ જુવાન સાધુને જોયો છે મહારાજ?"

"આ પવિત્ર નર્મદાસ્નાન કરવાને ઘણાએ જુવાન અને વૃદ્ધ સાધુઓ આવી જાય છે."

"પણ એ સાધુઓમાં કોઇ ક્ષુધાથી પીડિત જુવાન સાધુ જણાયો છે?"

"હા એવો એક સાધુ આવ્યો હતો ખરો. ત્યારે શું તમારે ત્યાંથી કોઇ છોકરો સાધુ થઇને નાસી ગયો છે?"

"હા, એમજ છે મહારાજ, તેણે કંઇ તમારા આગળ પોતાની કહાણી કહી બતાવી છે?"

"જરાએ નહિ. મને તો એમજ લાગ્યું કે આ સાધુએ સંસા-

સ્ના કોઇએક દુઃખથી કંટાળી વૈરાગ્ય ધારણ કર્યું છે; તેનું મોં મેં જરાએ હસતું કે આનંદમાં જોયું નહોતું. ચહેરાપર ઉદાસી અને આંખમાં આંસુ કાયમ દેખાતાં હતાં."

"વાહ! તેની મુખાકૃતિ પુરુષને મળતી હતી કે સ્રીને?"

"હા. હવે કંઇક વાત મારા સ્મરણમાં આવે છે. તેની મુખાકૃતિ આબેહુબ સ્રીને મળતી જોઇ મેં તેની ચાલનું બારીક નિરીક્ષણ કર્યું તેનાં પગલાં મંદ ગતિએ ઉપડતાં હતાં, તે શરીર ચોરી ચોરીને ચાલતી હતી, તેપરથી મને તો તે સ્રીજ લાગી હતી. તેપરથી મેં તેને એ વિષે પૂછવાનો વિચાર કર્યો. પણ તેની એકંદર ગંભીરતાથી તેને પૂછવાની પ્રથમતો મને હિંમતજ થઇ નહિ. પણ જાણવાની તીવ્ર જિજ્ઞાસાથી જેમ તેમ હિંમત આણી નરમાશથી પૂછ્યું. "તમે પુરુષ વેશધારી સ્રી તો નથી?" આટલો પ્રશ્ન પૂછતાં તો તેની આંખ રાતી ચોળ થઇ ગઇ! તેના ક્રોધે તેની ભમર અચાનક ખેંચી વાંકી વાળી અને કપાળમાં આંટી ચઢાવી. તે મોઢેથી "તું" સુદ્ધાં બોલી નહિ, પણ તેના હજારો શબ્દપ્રહાર જેટલો મારા હૃદયમાં આઘાત થયો. મારાથી તેની સામે બીજીવાર જોવાયું નહિ, તેમ તેને બીજો પ્રશ્ન પણ પૂછાયો નહિ. મારા પગ ત્યાંથી એકદમ પાછા હઠયા. મેં તે વાત એટલેથીજ પડતી મૂકી અને ચાલવા માંડયું. તે સાધુ બીજીવાર જણાયોજ નહિ.

મદનરાયને તેના સચ્ચરિત્ર વિષે પ્રથમજ વિશ્વાસ હતો. તેથી તેના મનને નિશ્ચય થયો કે જરૂર તેજ હોવી જોઇએ; પરંતુ હવે તેનો મેળાપ ક્યાં થશે, એ પ્રશ્ન તેના મનમાં વારંવાર પૂછાયા કરતો હતો. છેવટે તે સાધુની ઝુંડને પંથે પરવર્યો.

મદનરાયને ખબર હતી કે ઝુંડ ડંકપુરથી અમદાવાદ થઇ માતૃ ગયા જનાર છે. તેથી તેણે ડંકપુરથી વાટ પકડી. રસ્તે ચાલતાં ડંકપુરની બાતમી પૂછતાં પૂછતાં, ત્યાંથી આવેલો એક વૃદ્ધ બ્રાહ્મણ મળી ગયો. તેણે ડંકપુરમાં એક સાધુની ઝુંડ આવ્યાના સમાચાર કહ્યા.

રાત શ્યામતાપૂર્ણ હતી. ખેતરોની પગવાટ ઘણી સાંકડી

અને અટપટી હતી, તેપર ઢેકાઢળીઆં પુષ્કળ હતાં મદનરાય તે વાટે ચાલતો હતો, પણ જ્યાં ત્યાં સામસુમ પ્રસરેલી હતી. આકાશમાં નક્ષત્રો ચમકતાં હતાં. તેને સોબત માત્ર તેનીજ હતી. મધ્ય રાત્રિના સુમારે એક ગામ આગળ આવી પહોંચ્યો. ગામને પાદરે રસ્તા ઉપર એક ઘર હતું. તેમાં માણસો વાતચીત કરતાં સંભળાયાં. મદનરાય તેમને મળ્યો, અને પૂછ્યું, " કે આ ગામમાં કોઇ એકાકી સાધુ આવ્યો હતો " ? એક પુરુષે કહ્યું " આઠેક દિવસ પર એક સાધુ આવ્યો હતો ખરો. તે આ સામેના કુવા આગળ વડ નીચે રસોઇ બનાવતો હતો, તે વેળા મેં તેને તેની સ્થિતિ સંબંધી પૂછ્યું, પરંતુ તે કંઇજ બોલ્યો નહિ. માત્ર પુષ્કળ રડયો. તેણે મહા મહેનતે એટલું કહ્યું કે " મારા પિતાનું ગામ પુષ્પાવતી છે. "

પુષ્પાવતી નામ સાંભળી તેના અંતઃકરણમાં આશાનો સંચાર થયો. તે તારાજ હોવી જોઇએ, એમ તેણે મન સાથે નિશ્ચય કર્યો. તે માણુસે આગળ વાત લંબાવતાં કહ્યું " તે ઘણો શ્રમિત થએલો અને ક્ષુધાથી પીડાએલો જણાવાથી, તેમજ તેનુ કરુણાજનક મૌન્ય જણાવાથી ગામ લોકોને દયા આવી. તેણે ડંકપુર જવાનો પોતાનો વિચાર દર્શાવ્યો, તેથી સૌએ ટીપ કરી ત્રીસ રૂપીઆ કરી આપ્યા, અને એક કામળો આપ્યો. તે લઇ તે આગગાડીમાં બેસી ડંકપુર ગયો. "

" હવે સવાર કયારે પડશે તેની ચિંતા મદનરાયને થઇ. પરંતુ તે ચાલી ચાલીને થાકી ગએલો હોવાથી ત્યાજ પડી રહ્યો, અને બીજે દિવસે સવારે આગગાડીને માર્ગે ડંકપુર જવાને ઉપડી ગયો.

ડંકપુર એ ખેડા જિલ્લામાં પવિત્ર ધામ છે, એનું નામ 'ડંક ઋષિ ઉપરથી પડયું છે. તે ગામ વચ્ચે શ્રી રણછોડજીનું વિશાળ અને ભવ્ય દહેરૂં છે. તેની સામે ગોમતી તળાવ છે. તેની વચમાં શ્રી રણછોડજીના પગલાંના દર્શન કરવા માટે કિનારા આગળથી પૂલ બાંધ્યો છે. તળાવપર એક લીમડો છે, તેની ડાળે તુલા બાંધેલી છે. તે તુલામાં એક બાજુએ શ્રી રણછોડજીની મૂર્તિ, અને બીજી બાજુએ ભક્ત બોડાણાની પત્ની ગંગાબાઇના નાકમાંની સોનાની

વાળી, બંને વજનમાં સરખી થયાની કથા છે, તેને માટે પ્રચલિત ઉક્તિ છે કે "જય જય ગંગાબાઇની વાળી, કે સવા વાલ થયા વનમાળી." વળી જે લીમડાની ડાળે તુલા બંધાઇ હતી, તે ડાળનાં પાંદડાં મીઠાં થઇ ગયાં, તે ઉપરથી "આખા લીમડામાં એક ડાલ મીઠી, કે રણછોડ રંગીલા" એમ ભક્તોમાં ગવાય છે. ત્યાંનો આ સર્વ દેખાવ અને શ્રી રણછોડજીના દર્શનથી થતો પરમ આનંદ, એ બે અમૂલ્ય લાભ નહોત તો ત્યાંના ગોર કે પંડયાની ગામમાં પેસતાંજ થતી હદ ઉપરાંતની કનડગતથી કંટાળીને ઘણા યાત્રાળુઓ જતાં અટકત.

ગ્રીષ્મ ઋતુ હતી અને તેમાં મધ્યાન્હકાળ હતો, છતાં મદનરાય ડંકપુરમાં ઠેકાણે ઠેકાણે ભટકતો હતો. તે દરેક મંદિરે પૂછી વળ્યો. તમામ દુકાનદારોને મળી ચોકસાઇ કરી. તે ગામના એકે એક ખૂણા શોધી વળ્યો. દહેરામાંથી દર્શન કરી જે બહાર આવતા તેમની તપાસ કરી. ગોમતી તળાવ ઉપર બેસતા બ્રાહ્મણોને મળ્યો. વગેરે તેનાથી થઇ તેટલી પૃચ્છા કરી, પણ તારાનો પત્તો લાગ્યો નહિ.

હળવે હળવે સાયંકાળ થવા આવ્યો, તો પણ તેની તપાસ ચાલુજ હતી. રસ્તા પરની એક દુકાનમાંથી તેણે કાચું કોરૂં ખાવાનું લીધું, અને તળાવપર જઇ પોતાની ક્ષુધા મટાડી ગોમતીનીર પી તૃષા શાંત કરી. સંધ્યાઆરતીનો સમય થયો. મહાદેવાલયમાં અને ડંકપુરના અન્ય દેવ મંદિરોમાં ઘંટનાદ થવા લાગ્યો. ગોમતી પરથી શીતલ વાયુ આવતો હતો. મદનરાય આ વેળા ઘણો થાકી ગયો હતો. તેથી તે તળાવપરના એક દહેરા પાસેની બાજુમાં અર્ધનિદ્રિત અવસ્થામાં સૂતો. એટલે એક પ્રજારીએ આવીને કહ્યું "અરે ભાઇ! તું કોણ છે? આ વખતે તમામ યાત્રાળુ પોતપોતાના વસતિસ્થાને ગયા છે, છતાં તું અહીં એકલો શા સારૂ પડી રહ્યો છે?"

"હું એક દુઃખનો માર્યો ભટકવા નીકળેલો મુસાફર છું. ઝુંડની પાછળ એક સાધુ આવ્યો છે, તેની તપાસ માટે મારે આવવું પડયું છે.

"એની તપાસ સહજમાં થઇ જશે. :પંડયાઓને પુછી જોઇશું, કે તરત ભાળ મળશે. માટે ચાલો મારી સાથે." એમ કહી તે પુજારી મદનરાયને પોતાની સાથે લઈ ગયો. થોડેક દૂર ગયા એટલે પંદર વીસ પંડયાનું ટોળું ઓટલે બેસી ગામગપાટા મારતું હતું, ત્યાં જઈ પુજારીએ પૂછ્યું, "અહીં કોઇ એક સાધુ આવી ગયો છે ?"

ટોળામાંના એકે કહ્યું "એમાં શું સમજાય ? તે રહીશ ક્યાંનો તે કહો તો અમે કહી શકીએ, કે આવ્યો હતો યા નહિ. અથવા તે ક્યારે આવ્યો હતો."

મદનરાયે કહ્યું "પુષ્પાવતીનો."

એટલે એક પંડયો વચ્ચેથી બોલી ઊઠ્યો "હા હા. પુષ્પાવતીનો સાધુ મારી પાડોશના ગજાનન પંડયા પાસે આવી ગયો છે."

"તેણે પોતાનું શું નામ આપ્યું છે ?" મદનરાયે પુછ્યું.

"તેનું નામ તેના ચોપડામાં લખેલું નથી; કારણ કે તેણે પોતાનું નામ આપ્યું નહોતું. એ મને હજી સાંભરે છે."

"તેને આવી ગયાને કેટલાક દિવસ થયા ?"

"તે તો તેના ચોપડામાં જુઓ ત્યારે."

પૂજારી મદનરાય સાથે ગજાનન પંડયાનું ઘર બતાવવા ગયો. તેણે ઘર બતાવી દક્ષણા માગી. મદનરાય પુજારીની પરોપકાર બુદ્ધિ માટે તેને મનમાં ધન્યવાદ આપતો હતો, પણ તે દક્ષણાની વાત સાંભળતાજ અટકી ગયો, અને બે મિનિટ વિસ્મિત નેત્રે તેની સામે જોઇ રહ્યો. એટલામાં પુજારી બોલી ઊઠ્યો "કેમ શેઠીયા, શા વિચારમાં પડ્યા ? તમારે રાજીખુશીથી જે આપવું હોય તે આપો, પણ તમને શોભે તેવું આપજો. અમારો આધાર તમારા જેવા ભક્તોપર. અમારી ખેતી તમેજ. આ અંધારી રાત્રે ગોમતી તળાવથી અહીં સુધી લાવ્યો અને ચોક્કસ બાતમી મેળવી આપી; એટલી મારી મહેનતની કદર કરજો."

મદનરાયે કંઇપણ બોલ્યા ચાલ્યા વગર તેના હાથમાં બે આની મૂકી.

" ઓછામાં ઓછી પાવલી તો ચઢી ચૂકી ભગતજી!" એમ પુજારી દ્રઢતા પૂર્વક બોલ્યો.

મદનરાયે ન છૂટકે પાવલી કાઢીને આપી. પુજારી આશીર્વાદ આપી ચાલતો થયો. મદનરાયે જોયું કે આવા તીર્થસ્થળમાં, અને બ્રાહ્મણ જેવા ઉચ્ચ કોટિના મનુષ્યમાં પણ આવો નિર્દય લોભ જડ ઘાલીને બેઠો છે!

ગજાનન પંડયાનું બારણું બંધ હતું. મદનરાયે સાંકળ ખખડાવી. ઘરમાંથી ગજાનનની સ્ત્રી જમના બોલી "કોણ છે એ?"

" હું મદનરાય, બારણું ઉઘાડો, સહેજ કામ છે."

અપરિચિત માણસનું નામ સાંભળી ઘરમાંનાં સૌ ગભરાયાં. જમના બોલી "ઘરમાં કોઇ માણસ નથી, કાલે સવારે આવજો."

"ગજાનન પંડયા કયાં ગયા છે?" મદનરાયે પૂછયું.

ગજાનન પંડયાએ પોતાની સ્ત્રીને કહ્યું કે "આ કોઇ મારૂં નામ પુછતો આવ્યો છે, તો કોઈ યજમાન તો નહિ હોય?"

જમના બોલી કે "જજમાનને બદલે કોઇ પરોણો નીકળશે તો બે દહાડા ડખું ભાત ખુટાવશે, માટે મને બહાર જઇ જોઇ આવવા દો." એમ કહી જમનાએ બારણું ઉઘાડયું, અને પુછયું "કેમ શું કામ છે?"

" મારે ગજાનન પંડયાને ખાસ મળવું હતું."

" મારે કેટલીક વાતની ચોકસાઇ કરવી છે."

"ચોકસાઇ?" એમ કહી જમના સજ્જડ વહેમમાં પડી. તેને લાગ્યું કે આ કોઇ પોલીસનો માણસ જણાય છે, તેથી તેણે ધડાધડ બારણાં બંધ કરી દીધાં.

મદનરાય તો દિંગજ થઈ ગયો! જમનાની આવી વર્તણુક જોઇ ખિન્ન થયો. તે કપાળ પર હાથ મૂકી બોલ્યો. "મારી ઉતાવળ મારી પાસેજ રહેવાની! મારા દુઃખની બીજાને શી પરવા હોય! તે હતાશ થઇ ધર્મશાળામાં ગયો, અને ત્યાંજ સૂઇ રહ્યો.

તે સવારમાંજ ગજાનન પંડયાને ત્યાં ગયો. એટલું સારૂં થયું, કે ત્યાં જોતાંજ ગજાનન પંડયાનું ખાંધે ઝોળી ભેરવી નીકળવું થયું. જો થોડો મોડો ગયો હોત, તો બપોરના બાર એક વાગ્યા સુધી, તેનો મેળાપ થવા ન પામત; કારણ કે યજમાન ખોળવા માટે ડંકપુરની આસપાસ ફરતા રહેવાનો તેનો નિત્યનિયમ હતો.

"તેને ઓટલાપરથી ઉતરતો જોઇ પૂછ્યું" ગજાનન પંડયા તમારૂંજ નામ?"

"હા."

"તમારે ત્યાં કોઇ પુષ્પાવતીનો સાધુ-અતિથિ-આવ્યો હતો?"

"હા, આવ્યો હતો."

"કેટલા દિવસ થયા?"

"તે ચોપડામાં ખોળું ત્યારે. મને મારી મહેનતનું મહેનતાણું શું આપશો?"

મદનરાયે જાણ્યું કે આ બીજા નંબરનો લોભીઓ નીકળ્યો!

"તમે જે કહેશો તે."

"એક રૂપીઓ લઇશ."

"આપીશ."

ગજાનન પંડયાએ ઓટલા પર બેસી ચોપડો ઉથલાવવા માંડ્યો. અંદર જોઇ તેણે કહ્યું, "આજે બુધવાર થયો છે, તે પરમ દહાડે એટલે સોમવારે અહીંથી ગયો."

"વારૂ, તે અહીંથી ક્યાં જવાનું કહેતો હતો?"

"અમદાવાદ."

"તે પગ રસ્તે ગયો કે આગગાડીમાં બેસીને?"

"આગગાડીમાં."

"સાધુ તો કોઇ ગોરને ત્યાં ઉતરતા નથી, ને તે ઉતર્યો તે નવાઇની વાત છે!"

"પ્રથમ તો હુંએ આશ્ચર્ય પામ્યો હતો. તે મારૂં ઘર ખોળતો આવ્યો, ત્યારે મેં તેને બધી હકીકત પૂછી, તેણે કહ્યું "મારા પિતા

રંગરાય ઠાકોર આવતા તે કહેતા હતા કે આપણા ગોરનું નામ ગજાનન છે, તે પરથી હુ તમારે ત્યાં આવ્યો છું. પણ બાપડો બહુ દુઃખી જણાયો. જ્યારે જ્યારે હું તેની સામે જોતો ત્યારે ત્યારે તેની આંખ પાણીથી ભરાએલીજ જણાતી. હું સાધુ થવાનું કારણ પૂછતો, તેનો તે ઉત્તર દેતોજ નહિ ! " લાવો રૂપીઓ. "

મદનરાયે રૂપીઓ કાઢીને આપ્યો, અને બંને છૂટા પડયા. મદનરાય અમદાવાદ જવાને ઉપડયો.



## પ્રકરણ પચ્ચીસમું.

# ભીષ્મ પ્રતિજ્ઞા.



મનોરમાએ પોતાના હૃદયની સંપૂર્ણ વાત પ્રસંગ આવે ત્યારે પ્રગટ કરવાનું કહ્યું હતું. મધુસૂદન એ પ્રસંગ કયારે આવશે, તેની ઉત્સુકતાથી વાટ જોતો હતો. જેમ જેમ દિવસ પર દિવસ ચઢવા લાગ્યા, તેમ તેમ મધુસૂદનની અધીરતા વધતી ચાલી. મનોરમાનો પ્રથમનો હસમુખો સ્વભાવ તદન બદલાઇ ગયો હતો. તે નિરંતર ચિંતાતુર રહેતી. તેનામાં ચપળતાને બદલે શિથિલતા અને નિખાલસપણાને બદલે મીંઢાપણું જણાવા લાગ્યું. તેનું શરીર દિનપ્રતિદિન અશક્ત અને કૃશ થતું ચાલ્યું. મનોરમાની આ સ્થિતિ જોઇ મધુસૂદનથી રહેવાયું નહિ; કારણ કે તે તેને વિશુદ્ધ ભાવથી ચાહતો હતો, અને પોતાના પ્રાણ તુલ્ય લેખતો હતો. મનોરમાની ઉદાસીનતાનો આઘાત મધુસૂદન પર સચોટ થતો હતો. તેણે નિવૃત્તિ સમયનો લાગ સાધી મનોરમાને પોતાની પાસે બોલાવી, અને પોતાની શંકા-દુઃખનું કારણ-સ્પષ્ટ સ્પષ્ટ કહી દેવાને કહ્યું.

મનોરમાએ કેટલોક સમય થયાં મનમાં ગુંચવાઇ રહેલા વિચારો એક પછી એક ઉકેલવા માંડયા. "પ્રથમ આપણો ભેદ ખુલ્લો થયો,

ત્યારપછી તમે મારાપર કેટલો બધો પ્રેમ રાખતા હતા. કામ પ્રસંગે મારાથી તમને વિખૂટા પડવાનો સમય આવતો, ત્યારે તમે કેટલા ખિન્ન થતા. કોઇ આજારીને ત્યાં વિઝિટ કરી ઘેર આવતા, કે પ્રથમ મને મળી દવાખાનામાં બેસતા, તે વખતે મને જોઇ તમને કેટલો આનંદ થતો. મારી સાથે વાર્તાવિનોદ કરવામાં કેટલો આખો વખત ગાળતા હતા? પણ પછીથી એ સર્વ વિસરતા ગયા? મારૂં દુર્દૈવ તમને ભૂલાવતું ગયું. પહેલાં તો મને જોયા વિના ચેન પડતું નહિ, અને હવે કાંતાને જોયા વિના ચેન પડતું નથી! તે નહિ જણાય કે સત્તરવાર તેની પૂછપરછ કરવી, અને તે હોય ત્યાંથી બોલાવી આણ્યા પછી શાંત થવું. તમે ગમે તેટલા દુઃખમાં હો છતાં તેને જોઇ કેટલા આનંદ થાઓ છો? કાંતા પાસે નહિ હોય, તો તમને વાંચવાનું પણ સૂઝે નહિ. તેની સાથે બોલતાં તમારી મુખમુદ્રાપર કેટલો હર્ષ નાચી રહે છે. જો હું ચિત્રકાર હોત. તો ઘણું સારૂં થાત, હું જરૂર તે સમયનું ચિત્ર કાઢી આપને બતાવત, પણ મને ચિત્ર કાઢતાં નથી આવડતું! છતાં તે સમયની મુદ્રા મેં મારા હૃદયમાં પક્કી કોતરી રાખી છે. તમારૂં પ્રત્યેક ભાષણ, પ્રત્યેક આચરણ. અને તમારો પ્રત્યેક ભાવ મને સાબીત કરી આપે છે, કે તમારો પ્રેમ કાંતા પર અત્યંત છે.

મધુસૂદન શાંતપણે બોલ્યો. " કાંતા નહિ જણાવાથી મને ચેન પડતું નથી, અથવા તેના પર મારો અત્યંત પ્રેમ છે, એ હું કદી પણ ના કહેનાર નથી; પણ એમાં હું અપવિત્ર છું, કિંવા પાપી છું. એવું કંઇજ નથી. મારા પર જો તમારો વિશ્વાસ હોય—"

મનોરમા વચ્ચે બોલી ઊઠી "બીજી એક વાત મારા મનને ખાય છે, તે પણ કહી નાંખું છું. કાંતા કુંવારી હોવા છતાં, અને લોકોની માગણી હોવા છતાં તેની હામાં હા મેળવી તમે પુષ્ટિ આપો છો, એ મને ચમત્કારી લાગે છે.

મધુસૂદન આશ્ચર્ય પામી બોલ્યો "તમે શુદ્ધિમાં બોલતાં નથી. કાંતાની પોતાનીજ કોઇ સાથે લગ્ન કરવાની ઇચ્છા નથી, તો હું તેની

મરજી વિરૂદ્ધ લગ્ન કરાઉં ? મનોરમા ! આવી અપવિત્ર કલ્પનાના ઘોડા દોડાવી તમે પોતે પણ દુઃખી નહિ થાઓ, અને મને પણ દુઃખી નહિ કરો ? કહો હું શું કરૂં કે તેથી તમારો અવિશ્વાસ દૂર થાય ? તમે કહેશો તે હું કરીશ, પણ તમે આમ મિથ્યા કષ્ટ ન ખમો. પવિત્ર પ્રેમના અને તમારા સમ ખાઇને કહું છું, કે મારો પ્રેમ તમારા પર હતો તેવોજ છે, તેમાં વિભાગ પડયા નથી. તેનો મારા પર અત્યંત ઉપકાર છે. હાલ તે બિચારી ગરીબ ને નિરાધાર છે. હું જો તેને અળગી કરૂં, તો તેનું કોણ ? તમારા પર જેવો પત્ની પ્રેમ છે, તેવો તેના પર ભગિની પ્રેમ છે. તેણે મારી સાવકી બેન રમાને કેટલું જ્ઞાન આપ્યું, તેને તેના વૈધવ્યનું દુઃખ લાગે નહિ, તે માટે તેને ભણાવવા અને વૈરાગ્ય માર્ગ તરફ દોરવા તે કેટલો શ્રમ ઉઠાવે છે ? જ્યારથી મેં રમાને અહીં આણી છે, ત્યારથી તે પિતા પાસે કે માતા પાસે જવાનું નામ સરખુંએ લે છે ? એ સૌ કાંતાના પ્રતાપ કે બીજું કંઇ ?

માટે તમે તે અનાથ કાંતા માટે ખોટા કુતર્ક કરો નહિ એમાં ઉલટાં તમે દોષિત થાઓ છો. તમારા પ્રતિના પ્રેમથી મારૂં અંતઃકરણ છવાઈ રહ્યું છે. હું ગમે ત્યાં હોઉં છું, પણ તમારી મધુરમૂર્તિનુંજ હું ચિંતન કરૂં છું. મારા પ્રેમના અધિક સ્વામિની તમેજ છે. મારા હૃદયાકાશમાં વિહાર કરનારાં તમેજ ચંદ્રકળા છો ? માટે બિચારી દુઃખી કાંતાની અદેખાઇ નહિ કરો, તેને માટે નળતોજ સંશય નહિ ધરો. મારા ઉપર કુશંકાની નજરે ન જુવો. મારાથી હવે સહન થઈ શકતું નથી. મારૂં હૃદય અત્યંત દુર્બળ થઇ ગયું છે. તે પર નિર્દયતાથી અધિક આઘાત નહિ કરો.”

મધુસૂદનના આ અંતિમ શબ્દોએ મનોરમાને ભ્રમિત કરી નાખી. તે ત્યાંથી એકપણ શબ્દ બોલ્યા શિવાય ઉઠી, અને મધુસૂદનને છેલ્લવેલ્લી નિહાળી લેતી હોયની, તેમ સજળ નેત્રે નિહાળી મંદ ગતિએ બહાર નીકળી ગઇ.

કાંતા અને રમા થોડો સમય ગયો, એટલે આનંદ પામતાં મધુસૂદન પાસે આવ્યાં. રમાએ હસતાં હસતાં એક ગુલાબનું ફૂલ

કાંતાની વેણીમાં ગુંથ્યું અને બીજાં ફૂલ હાથમાં રાખી કહ્યું "જુઓ જુઓ મોટાભાઈ આ ફૂલ કેવાં છે! મેં રોપેલા ગુલાબના છોડપર એ આજે પહેલવહેલાંજ ખીલ્યાં છે!

શોકથી ભરેલું મધુસૂદનનું અંતઃકરણ બંને એનોના આગમનથી હસવા લાગ્યું. કાંતાને જોઇ મધુસૂદનની આંખમાં એકબે અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં; પણ તે કાંતા કે રમાની જાણમાં ન આવવા પામે તેટલા માટે રમાના હાથમાંનું ગુલાબનું ફૂલ લઇ બંને આંખ પર દાબવા લાગ્યો, આંસુ છુપાવવા લાગ્યો. કાંતા તથા રમા માંહોમાંહે ધર્મના વિષયપર પ્રશ્નોત્તર ચલાવતાં હતાં. મધુસૂદન તેમાં પૂરતી કરતો હતો. આમ લગભગ એક કલાક વ્યતિત થયો એટલે મધુસૂદનને વિઝિટ પર જવાને એક માણસ ગાડી લઈ બોલાવવા આવ્યો, તેથી તે તેની સાથે પોતાને જોઇતી સામગ્રી લઇ ગાડીમાં ગયો.

સાંજે પાંચ વાગ્યાનો સમય થયો હતો. રમાને હસ્તક સાંજનો સ્વયંપાકવિધિ તથા કાંતાને માથે ઘરનું ઉપલક કામકાજ હોવાથી તેઓ પોતપોતાને કામે વળગ્યાં.

મનોરમા મધુસૂદન પાસેથી જેવી નીકળી, તેવી કોઇના જોવામાં ન આવે, એવી રીતે પોતાના તમામ અલંકારો સંતાડી ઘણે દૂર નીકળી ગઇ. આ વખતે તેના મનમાં આપઘાત કરવાનો નિશ્ચય થયો હતો. તેથી તેના કુતર્કે તેને અવળે માર્ગે દોરી.

મધુસૂદન વિઝિટ પરથી ઘેર આવ્યો. વાળુ કરવાનો સમય થયો. પણ મનોરમા જણાઇ નહિ. મધુસૂદન, રમા અને કાંતા તપાસ કરવા લાગ્યાં પણ ક્યાંએ પત્તો લાગ્યો નહિ! મનોરમાની વહેમની વાત સંભારી સંભારી મધુસૂદન અનેક શંકમાં ગુંચવાતો ચાલ્યો. તેણે પોતાના તમામ સ્નેહીઓમાં તપાસ કરી. તેના સ્નેહીઓ પણ શોધવા નીકળી પડયા. આખી રાતમાં આખું અમદાવાદ માથે લીધું પણ કયાંએ ભાળ મળી નહિ! બીજે દિવસે સવારે દસ વાગે મનોરમાના લુગડાંનો અને તળાવપરથી તેમાંની ચિઠ્ઠીનો પત્તો કાંકરીઆ લાગ્યો તેમાં લખ્યું હતું કેઃ—

સાચા પ્રેમની આશે, પતિની હું બની દાસી,
નિરંતર પૂજતી પ્રેમે, થઇને પુણ્ય-અભિલાષી.
દીઠી મેં પ્રેમમાં ત્રુટી, જણાયું ધિક આ જીવન,
કલંકિત પ્રેમના કરતાં અધિક છે શ્રેષ્ઠ પ્રાણાર્પણ
સુજનતા માંય દુર્જનતા, સરળતા માંય કુટીલતા,
ગણું તે તુચ્છ સાધુતા, ભરી જેમાં અસાધુતા,
અડગતા પ્રેમ સાચામાં, વિભુની એ વિભુતિ છે,
ચૂક્યા તેમાં પતિ પ્યારા ! પ્રભુની જે કસોટી છે.

ચિઠ્ઠી વાંચી મધુસૂદને નક્કી કર્યું કે એ જરૂર કાંકરીઆમાં પડી છે. એકદમ તારાઓને બોલાવ્યા; અને અંદર તપાસવાને ઉતાર્યા એક કલાક તારાઓએ પ્રયત્ન કર્યો, પણ શબ હાથ લાગ્યું નહિ. એક તારાએ કહ્યું " તળાવની પાળ નીચે ઉંડી ઉંડી બખોલો છે, તેમાં શબ ભરાઇ ગયું હશે" બીજાએ કહ્યું " અથવા જળચર પ્રાણીઓ ખાઇ ગયાં હશે.

મધુસુદન તથા તેના સ્નેહીઓ અનેક તર્ક કરતા ઉદાસ થઇ પોતપોતાને ઘેર ગયા. મધુસૂદનના ઘરમાં આક્રંદ સિવાય અન્યના પડછાયો સુદ્ધાં જણાતો ન હતો. શોક લાંબોકાળ પહોંચ્યો.

રંગરાય અને અસુયાવતીને ખબર પડતાં મધુસૂદનને આશ્વાસન આપવા આવ્યાં મધુસૂદનનું વિદીર્ણ હ્રદય કેમે કર્યું શાંત થાય નહિ. તેનું મન વૈરાગ્ય તરફ વળ્યું. તેણે પોતાની પ્રિયતમાની ખાતર અનેક વૈભવો તજ્યા, વાણી વિલાસ છોડયો, અને માનસિક ઉલ્લાસ પણ છોડયો. મનોરમાના મરણના સમાચાર જાણ્યા પછી તેના મુખમંડળ પર એક પણ આનંદ રેખા જોવામાં આવી નહોતી.

મધુસૂદનની નામના દાકતર તરીકે સારી ફેલાઇ હતી. તેની જ્ઞાતિમાં પણ તે પ્રસંશનીય થઇ પડયો હતો, તેથી સારા સારા ઘરના પોતાની કન્યા આપવાને સામે કહેવડાવતા હતા. પરંતુ મધુસૂદન સર્વને પોતાની એકજ ભીષ્મપ્રતિજ્ઞા જણાવતો કે "હું આખી જીંદગી સુધી બીજી સ્ત્રી પરણનાર નથી."

# પ્રકરણ છવીસમું.

## शंकाशीलो विनश्यति ।

મધુસૂદનને સંસાર અસાર ભાસતો હતો. તેનું ચિત્ત પોતાના ધંધામાં પૂરૂં લાગતું નહિ. પોતાના ઘરમાં તે જેટલો વખત રહેતો તેટલો વખત તેને મનોરમાં સાંભર્યા કરતી. કેટલીક વાર તે દિંગમૂઢ બની બેસી રહેતો, અને કેટલીક વાર મનમને મનમાં ઝુર્યા કરતો. તે મનોરમાના ઉતાવળીઆ સ્વભાવને, અને તેણે કરેલા સાહસકર્મને વારંવાર સ્મરણપટપર લાવી અસ્ખલિત અશ્રુધારા વરસાવતો. પોતે અપાપી છતાં પાપી ઠર્યો, અસત્યવ્રત ઠર્યો, નીતિપરાયણ છતાં નીતિભ્રષ્ટ ઠર્યો, અને સદાચારી છતાં વ્યભિચારી ઠર્યો; એ તેને બહુજ લાગી આવતું. મનોરમાની બીન પાયાદાર કુશંકાએ વિપરીત પરિણામ આણ્યું, તેથી મધુસૂદન પોતાના મનમાં તેને અત્યંત ઠપકો આપતો. તે કહેતો, કે "અરે! ઘેલી, તું આટલો સમય મારી પાસે રહી છતાં તું મને ન પારખી શકી? મને તારો વિશ્વાસ હતો. કે મારી કહેલી વાત તું ખરી માનીશ. પણ અરેરે અંતે આત્મહત્યા કરવાનાજ વિચાર પર આવી? મારી તને લેશ પણ દયા નહિ આવી? એક મારા પત્નીવ્રત ખાતર–રે એક પત્નીવ્રત ખાતર મેં કાંતાનું પાણિગ્રહણ નથી કર્યું. જો તેમ કર્યું હોત તો હું અમદાવાદ આવત શાનો, અને તારો મેળાપ થાત શાનો! બાપડી કાંતા મારે ખાતર કુંવારી રહી, અને તને જોઇ પોતાના પ્રેમની આગલી વાત ભૂલી ગઇ, રે વિશુદ્ધ થઇ, ત્યારે મારા ભેગો તેના પર પણ આરોપ? મનોરમા, મનોરમા, એક વહેમને લીધે તારૂં અને મારૂં જીવન ધૂળમાં મેળવનારી નાદાન મનોરમા, જો તને મારા વચન પર વિશ્વાસ ન બેઠો, તો સ્પષ્ટ મને કહી દેવું હતું. હું તરત મારૂં દીલ ચીરીને તને બતાવી આપત, કે તે શુદ્ધ છે, વા અશુદ્ધ! અરેરે! તારે એકવાર તો મારી કસોટી કરવી હતી!

તું જેવા પ્રેમને ચાહનારી છે તેવાજ પ્રેમને હું ચાહનારો છું. મારૂં હૃદય કેટલું ઉંચું છે તે તુંજ ન સમજી, તો પરમેશ્વર સિવાય અન્ય કોણ સમજી શકે? ભલે! તારૂં ને મારૂં ભાગ્ય''

તેને ઘરમાં ઝાઝું ગમતું નહિ, તેથી દરરોજ સાંજે ફરવા નીકળી પડતો, એક દિવસ સાબરમતીના કિનારા પર તો બીજે દિવસે સરખેજ તરફ, ત્રીજે દિવસે શાહઆલમના રોઝાને રસ્તે, તો ચોથે દિવસે કાંકરીઆ પર એમ શહેરની આસપાસના એકાંત રમ્ય સ્થળોમાં ફરવા જતો.

એક દિવસ સાંજે મધુસૂદન કાંકરીઆ પર ફરવા માટે આ આવ્યો. કોઇ દિવસ નહિ ને તેજ દિવસે કાંતા પણ તેની પાછળ આવી. મધુસૂદન જ્યારે કાંકરીએ ફરવા આવતો ત્યારે કાંકરીઆ પાસેના શિવાલયમાં દર્શન કરતો. તે જેવો શિવાલયમાં ગયો, કે તરત તેની પાસે કાંતા આવીને ઉભી રહી! મધુસૂદને તેને જોઇ અચાનક આવવાનું કારણ પૂછતાં તે કંઇજ બોલી નહિ! તે વેળા ત્યાં રહેતી એક વૃદ્ધ સંન્યાસિની થોડેક દૂર ફુલઝાડોને પાણી પાઈ રહી હતી. તેણે મધુસૂદન પાસે અન્ય સ્ત્રીને અધોવદન કરી ઉભેલી જોઇ, તેથી તેને વિશેષ વહેમ પડ્યો. તેનું તેઓ તરફ લક્ષજ નથી, એવું બતાવી પોતાનું કામ શાંતિથી કર્યાં કરતી હતી, પણ તેમની વાત પર પૂરતું ધ્યાન આપતી હતી.

મધુસૂદને કાંતાની મુખાકૃતિ પરથી તેનો મનોભાવ તરતજ અટકળી લીધો. તેને પૂર્વની વાત સાંભરી આવી. તે મનમાં વિચારવા લાગ્યો "આજનો પ્રસંગ ઘણો વિકટ જણાય છે. પૂર્વે કાંતાએ પ્રેમાવેશથી, યૌવનના ઉન્માદથી કે અજ્ઞાનતાથી મને પરણવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. પણ મેં તેનો અસ્વીકાર કર્યો, અને એની સર્વ આશાલતાનો સમૂળો નાશ કર્યો. છતાંએ અન્ય પુરુષ સાથે પરણવાની સ્પષ્ટ ના પાડે છે, અને કુંવારાપણું અંગીકાર કરે છે. મારા પર અત્યંત ઉપકાર કરનારી મારા જીવનને સુધારનારી ઉદાર અંતઃકરણવાળી કુમારિકાના પ્રેમનો નાશ કરવો, એ નિર્દયપણાનું અધમ

રાક્ષસી કર્મ નથી શું ? કૃતઘ્નતાની કમાલ નથી શું ? પણ નહિ, નહિ, હું ભયંકર ભૂલ કરૂં છું. મેં જેને મારી ભગિની તુલ્ય ગણી તેને માટે અન્ય સગપણનો વિચાર લાવવો, એ પણ પાપ નથી શું ? હે શંકર ! મને આ કઠિન પ્રસંગમાંથી બચાવી લે. હે મન ! તું આમ સૈરાવૈરા ન થા, સ્થિર થા."

કાંતાએ પૂછ્યું "મને જોઇ કેમ વિચારમગ્ન થઇ ગયા ?"

"કોઇ દિવસ નહિ, ને આજે અહીં આવવાનું પ્રયોજન ?" આશ્ચર્ય પામી પૂછ્યું.

"આજે તમારી પ્રકૃતિ તો ઠીક છેના ?"

"પ્રકૃતિમાં જો મનને બાતલ કરવામાં આવે, તો મારી પ્રકૃતિ ઠીક છે."

"એટલે ? મનને કંઇ ત્રાસ થાય છે ? જો તેમ હોય, તો તે હું દૂર કરવા તૈયાર છું. હું તમારા મનની સ્થિતિ જાણી ગઇ છું. જ્યારથી મનોરમાએ સ્વર્ગવાસ કર્યો છે. ત્યારથી તમારૂં પ્રેમી જીવન શુષ્ક થઇ ગયું છે. તમારા આનંદનો લોપ થઇ ગયો છે, તો મારી તમને નમ્ર વિનંતી એજ છે, કે તમારૂં જીવન પાછું પ્રેમી બનાવો. મનને વૈરાગ્યમાંથી વાળી નવીન સંસાર માંડો. અત્યાર સુધી તમારૂં પ્રેમી યુગલ જોઇ હું મારૂં સર્વ દુઃખ વિસારતી હતી અને તમારૂં જોડું અખંડ રહેવા હું ખરા અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરતી હતી. પણ દૈવના અણધાર્યા આઘાતે દુઃખોદધિ ઉભરાવ્યો છે, તો એનું શમન કરવાનો એકજ ઇલાજ છે; તે એકે મારી પૂર્વની માગણી સ્વીકારી મને તમારી દાસી બનાવો. મનોરમાની ખોટ ઘણે અંશે પૂરવા હું ભાગ્યશાળી થઇશ. મારી આ અંતિમ વિનંતી માન્ય રાખો. તમે સુખી થાઓ અને મને સુખી કરો."—

મધુસૂદન વચ્ચે બોલી ઊઠ્યો "કાંતા ઉતાવળાં ન થાઓ. મારી વાત સાંભળી લો. મારી પાસે એક અત્યંત ઉદાર અંતઃકરણ છે, તે હું તમને આપવાનો છું."

"શું આપનું ઉદાર અંતઃકરણ મને આપશો ?" કાંતા આનંદમાં આવી પૂછવા લાગી "આહાહા ! પ્રભુ ! આ કેવી આનંદની ઘડી !

મારી સર્વ આશા સફળ થઈ—મારા સર્વ મનોરથ પૂર્ણ થયા. દાકતર સાહેબ, હું તમારી અત્યંત આભારી છું." એમ કહી પગે પડવા લાગી.

"હાં હાં, કાંતા, થોભો. એટલાજ ખુશી ન થઈ જાઓ. મધુસૂદને કહ્યું "મેં મારૂં અંતઃકરણ આપવાનું કહ્યું નથી; કારણ કે મારા અંતઃકરણપર મારી બીલકુલ સત્તા નથી, તેના પર મારી સ્વર્ગવાસી પ્રિયતમાનું સ્વામિત્વ છે."

"તે સ્વર્ગવાસી થઇ છતાં એ ?" કાંતાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, જુઓ સાંભળો એક વસ્તુ આપણે કોઇને અર્પણ કરી ચૂક્યા, પછી તે મરણ પામે, તો પછી તે વસ્તુ પર આપણો કે અન્યનો અલાખો રહે ખરો કે ? જો આપનાર ધણી પોતાની વસ્તુ પાછી માગે, તો તે તેણે અર્પણ કરેલી કહેવાય કે ?"

"પણ હમણાજ તમે ઉદાર અંતઃકરણ આપવાની વાત બોલી ગયા, તે મિથ્યા ?"

"નહિ, તે સત્ય. મારી સંમતિ વગર મને અર્પણ કરેલું તમારૂં અંતઃકરણ તમને પરત આપવાનો છું, એ મારો કહેવાનો હેતુ છે, માટે કાંતા તેનો તમે પુનઃ સ્વીકાર કરો."

"અરેરે ! અંતે એજ મને આપશો ?"

"કાંતા ! શું કહું ! તમારા ઉજ્જવળ પ્રેમની જેનાથી કિંમત થઈ શકે, તે વસ્તુજ મારી પાસે રહી નથી, તો પછી તમારા પ્રેમ પર મારો હક શી રીતે રાખી શકું ? વિનિમય કરવાનું સામર્થ્ય નહિ હોવા છતાં બીજાની વસ્તુની વાંચ્છના કરવી એ મૂર્ખાઈ છે. એ સજ્જનોનો ધર્મ નથી, એ નીતિનો વ્યવહાર નથી."

"તો મેં તમને મારો પ્રેમ સોંપવામાં ભૂલ કરી કે ?"

"ભૂલ ? ભયંકર ભૂલ !"

"ત્યારે મારા પ્રેમની કંઇજ કિંમત નહિ ?"

"જો પત્નિ તરીકે પ્રેમ કરવા ચાહતાં હો, તો કંઈજ કિંમત નહિ, અને ભગિની તરીકે પ્રેમ કરવા ઇચ્છતાં હો, તો તેની કિંમત

અમૂલ્ય છે–મને માન્ય છે. તમારો ભગિનીપ્રેમ, એ મારે મન એક અત્યંત દુર્લભ દિવ્ય વસ્તુ છે. આવી વસ્તુ જેને મળે તેને હું મહા ભાગ્યશાળી ગણું છું.

કાંતા ! મારો પ્રેમ સ્વાર્થી નથી. મારો પ્રેમ અસત્ય નથી, મારો પ્રેમ નાશવંત નથી. મારી પ્રિયતમાએ મારે માટે જે કુશંકાઓ કરી છે, તેનો દોષ તેને શિર છે. મારૂં આખું જીવન પવિત્ર છે. હું નિર્દોષ છું. મારો જે પ્રેમ મારી પ્રિયતમા પર તેના જીવતાં હતો, તેજ પ્રેમ તેના સ્વર્ગવાસ થયા પછી પણ તેના પર છે. મારા પ્રેમમાં હજુ સુધી લેશ પણ ન્યૂનતા થઇ નથી, અને થવાની પણ નથી. હું દૃઢ નિશ્ચયી છું; હું સત્યશીલ છું; હું એમાંજ ખરૂં મનુષ્યત્વ માનું છું."

"મધુસુદન, મધુસુદન, હું ચૂકી. મને ક્ષમા કરો."

કાંતા એ હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે બોલી "મારોજ અપરાધ છે. હુંજ પાપિણી છું તમારૂં પ્રેમાળ અને નિષ્કપટ વર્તન હું ન સમજી શકી. જો પ્રથમથીજ સમજી હોત તો આજે આ હૃદયવિદારક સમય ન આવત. અસ્તુ. મારૂં નસીબ !" એમ કહી ચોધાર આંસુએ રડવા લાગી.

" કાંતા, કાંતા, મારી ભગિની તુલ્ય કાંતા ! તમારૂં રૂદન મારાથી સહન થઇ શકતું નથી. તમારી દીનમુદ્રા મારાથી જોઇ શકાતી નથી. નેત્રમાંથી વહેનારી અશ્રુધારા મારૂં અંતઃકરણ બાળી મૂકે છે. તમારી કરૂણાર્ક વાણી મારા કર્ણને કંપાવે છે. બેન કાંતા, તમે તરુણ છો, તમારી સુખવિલાસની લાલસા તૃપ્ત થઇ નથી, માટે તમારી પ્રતિજ્ઞા ફેરવો, અને યોગ્ય પતિ સાથે સંસાર માંડી સુખી થાઓ."

" પણ મારે મન અન્ય પુરુષ બંધુ સમાન છે. મને પણ મારી પ્રતિજ્ઞાનું અભિમાન છે." કાંતા નવજીવનમાં આવી બોલતી હોય એમ લાગ્યું.

"તો હું ના ઇલાજ છું."

" ત્યારે તમારા ભવિષ્યના જીવન માટે શો વિચાર કર્યો છે?"

"સંન્યાસ દીક્ષાલઇ ઇશ્વિરી જ્ઞાનનો અભ્યાસ અને પ્રચાર કરવાનો મેં નિશ્ચય કર્યો છે."

"તો પછી મારે શું કરવું ?

"એના બે જવાબ છે, પણ તેની પસંદગીનો આધાર તમારા પર છે. એક તો એકે તમારે મારા પિતાજીના આશ્રયમાં રહી મારી રમાબેન ભેગાં કાળ નિર્ગમન કરવો, અને બીજો એકે તમારા માયિક પ્રેમનું સ્વરૂપ બદલી, તેને શુદ્ધ સ્વરૂપ આપવું. તમને એ કામ પ્રથમ કઠિન લાગશે, પણ હું તેમાં મદદ કરીશ. તમારો ઉત્તમ પ્રેમ મારા જેવા ક્ષુદ્ર પ્રાણી પરથી વાળી સર્વ શકિતમાન પરમેશ્વરને ચરણે સોંપશો તો તમારૂં અત્યંત કલ્યાણ થશે માટે ઉઠો, આમ નિરાશ, નિરુત્સાહી, નિર્બળ, નહિ બનો. આવા ક્ષણિક ભ્રમથી ચિત્ત ઉદ્વિગ્ન ન કરો."

"સત્ય છે. આપની સલાહ શ્રેયસ્કર છે." કાંતા બોલી "આજથી મારૂં જીવન પ્રભુ સંબંધી જ્ઞાન મેળવવામાં અને સમાજની સેવા કરવામાં ગાળીશ. જન સમાજની સેવા એ પણ પ્રભુનીજ સેવા છે; કારણકે જન સમાજની દરેક વ્યક્તિમાં ઇશ્વરી અંશ રહેલો છે.

મધુસૂદને કહ્યું "બેન આ તમારા ઉંચા વિચારને ધન્યવાદ આપું છું, હું તમને જનસમાજની સેવા કરવામાં સંપૂર્ણ મદદ આપીશ."

"આટલું કહેતાંજ સંન્યાસિની કે જે છોડવાને પાણી પાતી પાતી બંનેના જોવામાં ન આવે એવી રીતે તેમની પાસેની ઓરડીમાં સાંભળવા બેઠી હતી, તે એકદમ બહાર આવી અજાણી થઈ બોલી" ભગતજી! આ બેન કેમ રડે છે ?"

"એમને માયા રડાવે છે, અને એ રડે છે." મધુસૂદને શાંતપણે કહ્યું.

માયાએ કોને નથી રડાવ્યા ? હું ધારૂં છું કે તમે પણ એમાંથી મુકત નહિજ હશો." સન્યાસિનીએ કહ્યું.

"નથીજ. એમનાં સ્વર્ગવાસી પત્નીની માયા હજીએ એમને રડાવે છે." કાંતાએ ગંભીરાઇથી કહ્યું.

"માયાને ન ચાહનારા આ દુનીઆમાં વીરલાજ." સંન્યાસિની બોલી. સાચુંજ કહ્યું છે કે:—

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
साधवोनहि सर्वत्र चंदनं न वने वने ॥

દરેક પત્થરમાંથી કંઈ માણેક નીકળતાં નથી, દરેક હાથીમાંથી મોતી નીકળતાં નથી, દરેક વનમાં ચંદન વૃક્ષ ઉગતાં નથી તેમ સર્વ સ્થળે સાધુઓ પણ જડતા નથી.

હાલ મારે ત્યાં એક સંસાર ત્યાગી નવીન શિષ્યા આવી છે, તેણે તો ખરેખર માયાને ત્યાગીજ છે, એમ મારે કહેવું જોઇએ."

"વાહ! માયાની પ્રત્યક્ષ મૂર્તિ જે સ્ત્રી ગણાય છે, તે પણ માયાને તજે એ પ્રસંશનીય છે!" મધુસૂદને વિસ્મય પામી કહ્યું "અમને તેના દર્શન કરાવશો?"

"કેમ નહિ. આવો આ પાસેની કોટડીમાં." સંન્યાસિની તેમને મનોરમાનો મેળાપ કરાવવા લઇ ગઇ.

આ વેળા મનોરમાએ આખા અંગપર વિભૂતિ ચોળી હતી, અને ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. તેની આંખમાંથી અસ્ખલિત અશ્રુવૃષ્ટિ થતી હતી. તેણે પોતાના સદાચરણી પતિ માટે જે કુશંકા કરી હતી તે ખોટી છે તેની તેને ઉપલી વાત સાંભળવાથી પ્રત્યક્ષ ખાતરી થઇ હતી અને તેથી તે પોતાનો દોષ દઈ રડતી હતી. મધુસૂદન જેવો કોટડીમાં પ્રવેસ્યો, તેવીજ મનોરમા ઊઠી, તેના ચરણને વળગી પડી, અને "ક્ષમા કરો. આ પાપિણીને બચાવો."—એમ બોલી પંચાંગ નમસ્કાર કરવા લાગી.

મધુસૂદન અને કાંતા પ્રથમ તો મનોરમાને ન ઓળખવાથી, આશ્ચર્યમાં ડુબી ગયાં. પરંતુ જ્યારે તેનો ચહેરો મધુસૂદનથી સ્પષ્ટ ઓળખાયો, ત્યારે તે એકદમ બોલી ઉઠ્યો 'કોણ પ્રિયતમા?"

"હા પ્રાણનાથ! હું તેજ હિનભાગી!" એમ કહી મનોરમા મધુસૂદનને વળગી પડી.

આ વેળા સર્વેની આંખમાંથી આંસુ ટપકવા માંડયાં. થોડી વાર તો સૌ મુગાં મુગાં એકમેકની સામેજ જોઇ રહ્યાં, અને કરૂણારસ છવાઇ ગયો.

મધુસૂદને મનોરમાને પૂછ્યું "તમે અહીં ક્યાંથી ?" મનોરમાએ શરમાતાં શરમાતાં કહ્યું "હું ઘેરથી નીકળી એકદમ કાંકરીઆ તળાવ પર આવી, અને પ્રાણઘાતની તૈયારી કરવા લાગી. તે વેળા અંધકાર કહે મારૂં કામ. આસપાસ નજર નાંખી, તો કોઈ જણાયું નહિ. મેં મારૂં લુગડું ઉતાર્યું, અને તેને છેડે ઘેરથી લખી આણેલો કાગળ બાંધ્યો. હું અંદર ઝંપલાવાની તૈયારી કરતી હતી, એટલામાં આ સંન્યાસિની મા પાણી ભરવાને આવી પહોંચ્યાં. એમણે મને પડતી અટકાવી. મેં મારા દુઃખની વાત એમની આગળ કહી બતાવી. તે સાંભળી એમને દયા આવી, અને મને અહીં તેડી લાવ્યાં. દિલાસો આપી મને પોતાની પુત્રી કરતાંએ અધિક ગણીને રાખી, અને પ્રસંગોપાત્ જ્ઞાનામૃત પણ પાયું.

તમે જ્યારે જ્યારે અહીં દર્શને આવતા, ત્યારે ત્યારે હું તમને છુપાઇને જોતી, પણ મારા મનનો રોષ ઉતરતો નહિ. મેં આ સંન્યાસિની માને તમારૂં ઓળખાણ કરાવ્યું હતું. આજનો પ્રસંગ સાંભળવાથી મારી સર્વ કુશંકા ટળી ગઈ છે. શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે, शंकाशिलो विनश्यति । એ મેં આજે પ્રત્યક્ષ અનુભવ્યું છે. અમારી સ્ત્રીજાતિમાં વહેમે ઘર ઘાલ્યું છે. તેનેજ પરિણામે હું દુઃખી થઇ છું, અને તમને પણ દુઃખી કર્યા છે. મારો અપરાધ ક્ષમા કરો."

મધુસૂદન તથા કાંતાએ સંન્યાસિનીનો અત્યંત ઉપકાર માન્યો, અને સંન્યાસિનીએ ત્રણેને આશીર્વાદ આપી તેમને ઘેર વિદાય કીધાં.



## પ્રકરણ સત્તાવીસમું.

# સત્ય સંકલ્પ.

સુરતથી દ્વારિકા જવા નીકળેલું સાધુ મંડળ નર્મદા તટ, ડંકપુર-ધામ વગેરે માર્ગસ્થ પવિત્ર સ્થળે મુકામ કરતું કરતું રાજનગર આવી પહોંચ્યું હતું. તેણે સાબરમતીના કિનારા પર પડાવ નાખ્યો હતો.

મહંતે નિત્ય નિયમાનુસાર બોધ આપતા, સુપ્રસિદ્ધ કવિરત્ન ગોસ્વામી શ્રી તુળસીદાસના વચનામૃતનું પાન કરાવતાં કહ્યુંઃ—

"लक्ष्मण देखहु मोरगण
नाचत वारिद पेखि ।
गृही विरतिरति हर्ष जस
विष्णु भक्त कहँ देखि ॥

હે લક્ષ્મણ ! જેમ મેઘોને જોઈ મોર નાચે છે, તેમ વિષ્ણુ-ભક્તને જોઈ વૈરાગ્યની પ્રીતિવાળા ગૃહસ્થાશ્રમી જન પણ આનંદિત થાય છે.

घनघमण्ड नभ गर्जत घोरा
प्रियाहीन डरपत मन मोरा ।
दामिनि दमक रहत घन माहीं
खलकी प्रीति यथा स्थिर नाहीं ॥

પુષ્કળ મેઘ ઘોર ગર્જના કરે છે, અને મારૂં મન પ્રિયાહીન થવાથી બીતિ પામે છે. જે પ્રમાણે ખળની પ્રીતિ સ્થિર રહેતી નથી, તે પ્રમાણે વાદળામાંની વિદ્યુત્ ઘડી ઘડી ચમકીને લુપ્ત થઈ જાય છે.

वर्षहिं जलद भूमि नियराये
यथा नवहिं बुध विद्या पाये ।
बूंन्ध आघात सहै गिरि कैसे
खलके वचन संत सह जैसे ॥

જેમ પંડિત, વિદ્યાના યોગે વિનીત-નમ્ર થાય છે, તેમ મેઘ (જલભારે) પૃથ્વીની સમીપ આવે છે, અને જે પ્રમાણે સાધુસંત ખળની નિંદાના તડાકા સહન કરે છે તે પ્રમાણે પર્વત ટપ ટપ પડતાં જલબિંદુનો આઘાત સહન કરે છે.

क्षुद्र नदी भरिचलि उतराई
जाँम थोरे धन खल बौराई ।
भूमि परत भी डाबर पानीं
जिमि जीवहिं माया लपटानी ॥

જેમ નીચ લોક થોડો ભાગ્યોદય થતાંજ ગર્વથી ફુલાઇ જાય છે, તેમ નાની નાની નદીઓ પુર આવવાથી મર્યાદા તજી દે છે; અને જેમ જીવ માયામાં લપટાઈ મલીન—પાપયુક્ત-થાય છે, તેમ વરસાદનું નિર્મળ જળ પૃથ્વીના સંસર્ગથી ડહોળું થાય છે.

सिमिटि सिमिटी जल भरहिं तलावा
जिमि सदगुण पहं आवा ।
सरिता जल जलनिधिमें जाई
होय अचल जिमि जिय हरिपाई ॥

જેમ એકેક સદ્દગુણ સજ્જન પાસે આવતાં આવતાં કાળાંતરે તેની પાસે પુષ્કળ સદ્દગુણનો સંચય થાય છે, તેમ પાણી એકત્ર થતાં થતાં આખું તળાવ છલાછલ ભરાઇ જાય છે; જે પ્રમાણે ઇશ્વર પ્રતિ રમમાણ થએલું મન ઇશ્વરમાં સમાય છે, તે પ્રમાણે સમુદ્રને મળનારી નદીનું પાણી સમુદ્રના પાણી સાથે સંપૂર્ણ મળી જાય છે.

हरित भूमि तृण संकुलित
समुझि परै नहिं पंथ ।
जिमि पाखंड विवादते
लुप्त भये सद्ग्रंथ ॥

જેમ પાંખડી મતના વાદવિવાદમાં સારા સારા ગ્રંથોનો પત્તો લાગતો નથી, તેમ પૃથ્વી લીલાછમ ઘાસથી એટલી આચ્છાદિત થઇ જાય છે કે પગરસ્તો બીલકુલ દેખાતો નથી.

दादुर धुनि चहु ओर सुहाई
वेद पढै जनु पटु समुदाई ।
नव पल्लव भये विटप अनेका
साधुके मन जस मिले विवेका ॥

જેમ બ્રહ્મચારી બ્રાહ્મણસમુદાય વેદઘોષ કરે છે, તેમ દેડકાં ચોમેર "ડેંડું" કરી રહ્યાં છે; જેમ સાધુનું મન વિવેકથી શુદ્ધ થાય છે, તેમ અનેક વૃક્ષો નવીન પલ્લવથી સુંદર દેખાય છે.

शशसंपन्न सोह महि कैसी
उपकारीकी संपत्ति जैसी
निशितम घन खद्योत विराजा
जिमि दंभिनका जुरा समाजा ॥

જેમ પરોપકારી માણસની સંપત્તિ તેને શોભા આપે છે, તેમ ધાન્યની વિપુલતા જમીનને શણગારે છે; જેમ મૂર્ખના સમાજમાં પાખંડી પોતાની જાળ પ્રસારે છે; તેમ ક્ષણે ક્ષણે વૃદ્ધિગંત થતા અંધકારમાં આગીયાનું પ્રાબલ્ય વધે છે.

महावृष्टि चली फूटि कियारी
जिमि स्वतंत्र हुइ बिगरहिं नारी ।
कृषी निरावहिं चतुर किसाना
जिमि बुध तजहिं मोह मदमाना ॥

જેમ સ્વેચ્છાચારી સ્ત્રી અમર્યાદ વર્તન કરે છે તેમ અતિવૃષ્ટિ ખેતરોની ક્યારી ફોડી નાંખે છે; જે પ્રમાણે બુદ્ધિમાન માણસ મોહ, મદ, અને માન તજી પોતાનું મન શુદ્ધ રાખે છે, તે પ્રમાણે ખેડુતો ઉભા પાકમાં વચ્ચે વચ્ચે ઉગેલી નુકશાનકારક વનસ્પતિ ઉખેડી નાંખે છે.

देखिय चक्रवाक खग नाहीं
कलिहि पाय जिमि धर्म पराहीं ।
ऊषर बरसे तृण नहिं जामा
संत हृदय जस उपज नकामा ॥

જે પ્રમાણે કલિયુગમાં વર્ણાશ્રમધર્મ લુપ્ત થયો છે, તે પ્રમાણે વર્ષાઋતુમાં ચક્રવાક પક્ષી જણાતાં નથી; જેમ સાધુસંતના મનમાં કામવાસના ઉત્પન્ન થતી નથી, તેમ રેતાળ જમીનમાં વૃષ્ટિથી ઘાસ સુદ્ધાં ઉગતું નથી.

विविध जंतु सकुल महि भ्राजा
बढै पजा जिमि पाय सुराजा ।
जहँ तहँ पथिक रहे थकि नाना
जिमि इंद्रियगण उपजे ज्ञाना ॥

જેમ સુરાજ્ય પ્રાપ્ત થવાથી પ્રજાની સંખ્યા વધે છે, તેમ ભરપૂર વૃષ્ટિ થવાથી ક્ષુદ્ર જીવજંતુની સંખ્યા વધે છે; જેમ ખરૂં જ્ઞાન (બ્રહ્મજ્ઞાન) પ્રાપ્ત થવાથી મનુષ્યની ઇંદ્રિયોનો વ્યાપાર અટકી જાય છે, તેમ જ્યાં ત્યાં પાણી પાણી થઇ રહેવાથી માર્ગો બંધ થઇ જાય છે.

આ પ્રમાણે મહંતે વર્ષાઋતુનું વર્ણન કરતાં ઉપદેશામૃત પાયું. શ્રોતૃવૃંદ મહાત્મા તુલસીદાસના અને મહંતના વખાણ કરવા લાગ્યો. મહંતના દર્શન કરવા અને તેમનાં બોધવચન સાંભળવા શહેરનાં ભાવિક જિજ્ઞાસુઓ આવ્યાં હતાં; તેમાં મધુસૂદન, મનોરમા, કાંતા, રમા, રંગરાય અને અસૂયાવતી એટલે મધુસૂદનનું આખું કુટુંબ પણ આવ્યું હતું. મહંતના શિષ્યોમાંનો એક નવીન શિષ્ય મહંતના વ્યાખ્યાન સમયે રમાની સન્મુખ એકી નજરે જોઈ રહ્યો હતો. એવામાં રમાની નજર ફરતી ફરતી તેની ઉપર પડી. પ્રથમ રમાને કોઇ ઓળખીતા માણસ જેવો ભાસ થયો. તેને સ્મરણમાં આણતાં આણતાં સાંભર્યું કે આ તો કુટીલરામ છે. તેને પાકી ખાત્રી થતાં જ પોતાની નજર તરત ચોરી લીધી. રમા અમદાવાદ આવ્યા પછી મનોરમા તથા કાંતાના સત્સંગથી કેળવાઇ હતી, અને તેના વિચારો ઇશ્વરભક્તિ તરફ વલણ પામ્યા હતા; કારણ કે सत्संगात् भवति हि साधुता खलानाम्—સત્સંગથી ખળમાં પણ સાધુતા આવે છે—તેથી કુટીલરામને જોઇ રમાના મુખપર તિરસ્કારનાં ચિહ્નો તરી આવ્યાં. કુટીલરામ પણ હવે પહેલાં જેવો પાતાળ જંત્રી રહ્યો નહોતો; કારણ કે તેણે પોતાની જિંદગીમાં ઘણા કાવાદાવા કર્યા હતા, તેમાં નિષ્ફળ નીવડી ઠોકરો ખાધી હતી અને કડવા અનુભવનું પાન કર્યું હતું, તેથી તેને હવે સંસારપર પ્રીતિ રહી નહોતી. તેમાં તેને મહંતનો સત્સંગ થયો તેથી કુટીલરામમાં લેશ માત્ર પણ કુટીલતા રહેવા પામી નહોતી. તે રમાનો મનોભાવ સમજી ગયો. તેને પોતાના

દુષ્ટાચરણ માટે મનમાં ને મનમાં ઘણો ખેદ થયો, પણ રમાનીએ વૃત્તિ બદલાએલી જાણી આનંદ પામ્યો. તેણે પોતાનું મન મારી રમાપર બીજીવારની દ્રષ્ટિ નહિજ કરી.

મહંતનો ઉપદેશ સમાપ્ત થયો હતો તેથી શ્રોતાઓએ એકડ એકડ ઊઠીને ચાલવા માંડયું. એટલામાં એક સાધુ ત્યાં આવી પહોંચ્યો. તેની શરીરયષ્ટિ આનખાગ્ર કંપિત થતી હતી અને દેહકાંતિ પીળી પડી ગઇ હતી. તેણે બે હાથ જોડી મહંતને પૂછયું " મહાનુભાવ! સુરતમાંથી કોઇ પુરુષ આપના શિષ્ય થયા છે?

મંહતે પૂછયું " કોણ મદનરાય ? "

" હા, મહારાજ ! " સાધુએ જવાબ આપ્યો.

" હા. તેનો મેળાપ સુરતમાં થયો હતો, તે પરસ્ત્રીભોગી જણાયો, તેથી મેં તેની પરીક્ષા કરી અને પ્રસંગ આવતાં તેને પ્રત્યક્ષ સાબીત કરી આપ્યું કે પરસ્ત્રી કોઇની થઇ નથી ને થવાની પણ નથી. તેનું અજ્ઞાન મટયું અને મારી સાથે નર્મદા સુધી આવ્યો ત્યાં મેં તેની સ્ત્રી તથા માતાની હયાતીની વાત જાણી. તેથી તેને સમજાવી તેમની પાસે મોકલ્યો છે અને આશા છે કે તે તેમને જરૂર મળશે. પણ તમારા જેવા સાધુને તે સંસારીની શી જરૂર પડી?"

" ઘણીજ જરૂર છે. " તે સાધુએ નિઃશ્વાસ નાંખી મંદ સ્વરે કહ્યું. " તે તેની સ્ત્રીને મળ્યા નથી. "

" તમે કેમ આવ્યા છો ? મહંતે પૂછયું.

" તેમને ખોળવા. હું તેમની સ્ત્રી છું. " આ ઉત્તર તે સાધુએ આપ્યો એટલે સૌ આશ્ચર્યમાં ગરક થઇ ગયાં ! સૌ તેના શરીરનાં અંગો તરફ સુક્ષ્મ અવલોકન કરવા લાગ્યાં.

" તમારૂં નામ શું અને ગામ શું ? મહંતે પૂછયું.

" મારૂં નામ તારા, અને મારા પિતાનું ગામ પુષ્પાવતી." સાધુના વેશમાં આવેલી તારાએ કહ્યું.

" કોણુ બેન તારા ?! " મધુસૂદન ચમકીને બોલી ઉઠયો.

" કોણુ ભાઇ મધુસૂદન ?! " મધુસૂદન ઓચિંતો જણાઇ આવતાં તારા સહર્ષ બોલી ઊઠી, અને એકદમ તેને વળગી પડી.

આ વેળા બંનેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. રંગરાય, અસૂયાવતી અને રમા તારાને વિંટાઇ વળ્યાં. તેમનું હૈયું પણુ ભરાઇ આવ્યું. આ બનાવ જોઈ અન્ય સર્વ લોકોનાં અંતઃકરણુ દ્રવી ગયાં ! આ સમયે સૌ ચુપચાપ થઇ ગયાં હતાં. માત્ર તેમની નેત્રેંદ્રિય અને શ્રવણેંદ્રિયજ પોતાપોતાનું કામ કરતી હતી.

મધુસૂદને ધડકતે હૈયે કહ્યું " બેન ! તારી આવી સ્થિતિ ?!"

" હા ભાઇ ! હું જન્મથીજ દુઃખીઆરી છું. " તારા શોક ઓછો કરી બોલી.

આ સાંભળી અસૂયાવતીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે ઉભી ઉભી મનમાં પસ્તાયાં કરતી હતી કે મેં જાણી જોઇને તારાની આ સ્થિતિ કરી છે. આ વેળા તેનું હૃદય તેને ડંખવા લાગ્યું. તે તરતજ મધુસૂદન અને તારાને પગે પડી બોલી ઊઠી—
" છોકરાંઓ, તમે મને મારા કૃત્યની માફી આપો. નહિ તો પરમેશ્વરને ત્યાં હું શો જવાબ દઇશ ! હું મહા પાપી છું. મેં તમને વિના વાંકે બહુ રંજાડયાં છે. હું પસ્તાઉં છું. નિત્ય મુઝાઉં છું. મારા અજ્ઞાને મને અવળી મતિ આપી હતી. હવે હું મારો ધર્મ બરાબર સમજી છું. મારૂં બાકીનું આયુષ્ય તમારી સેવા કરવામાં ગાળીશ, અને મારા પૂર્વનાં પાપનું નિવારણુ કરીશ. "

તારાએ કહ્યું "માતા, મારા ભાગ્યમાંજ દુઃખ ભોગવવું લખ્યું હશે! હું ભાગ્યશાળીજ હોત તો મારી જન્મદાતા મા સ્વર્ગે જાત? એમાં તમારો લેશ પણ વાંક નથી. મારા કર્મનોજ વાંક છે."

રંગરાયે ખિન્ન અવાજે કહ્યું "પુત્રી તારા! તું સમજુ છે. શાણી છે. અમે તારાપર વર્તાવેલો કેર જ્યારે જ્યારે અમને સાંભરતો ત્યારે ત્યારે અમે પ્રભુની દયા માગવા અને તને ક્ષેમકુશળ જોવા અશરણશરણને વીનવતાં હતાં, અને તારી દુઃખી સ્થિતિને માટે વિચાર કરતાં કલાકના કલાક રડતાં હતાં. પરમેશ્વરે અમારી વિનંતી સાંભળી, અમારી સામે જોયું, અને તારો અચાનક મેળાપ કરાવ્યો. બેન! હવે આપણે ઘેર ચાલ. પરિશ્રમ ને ભૂખ મટાડ."

"બાપુ, મારો પરિશ્રમ અને મારી ભૂખ એમ મટવાનાં નથી. જ્યાં સુધી મારા પતિનો મેળાપ થાય નહિ ત્યાંસુધી મારો પરિશ્રમ ચાલુજ રહેવાનો, અને ભૂખનું દુઃખ પણ ખમવાનુંજ." તારા આંખમાં ઝળઝળીઆં આણી બોલી.

મધુસૂદને કહ્યું "બેન, તારા પતિની શોધ અમારે કરી આપવી, તું અમારે ઘેર આરામ લે. હું તારા દુઃખનો ભાગીદાર છું. તારા દુઃખમાં દુઃખી થવું એ મારો ધર્મ છે. તારા પતિ માટે ચારે દિશામાં માણસો મોકલીશ તેમજ હું પણ જઇશ."

"હા બેન, હું પણ બેસી નહિ રહીશ." રંગરાયે હિંમત આપી કહ્યું. "મદનરાયનો પત્તો મેળવવા હું કાલેજ નીકળી પડીશ; પણ તું દુઃખી ન થા."

"ઝાઝું ઋણવાળાને ઋણ શું અને ઝાઝું દુઃખવાળાને દુઃખ શું?" તારા બોલી. તમે પરિશ્રમ અને ભૂખને દુઃખ માનો છો પણ તેનું મને જરાએ દુઃખ લાગતું નથી. દુઃખ માત્ર પતિવિયોગનું છે. મારા પતિ ક્યાં હશે? શું ખાતા હશે? કોણ ખવડાવતું હશે?

સુખમાં હશે કે દુઃખમાં હશે ? અરેરે ! એ પ્રશ્નો મારા હૃદયમાં ચટકાં ભરે છે. એજ પ્રશ્નો મને પરિશ્રમ સમજવા દેતાં નથી અને ભૂખનું દુઃખ પણ જાણવા દેતા નથી. નથી સુખે સૂવા દેતા કે નથી સુખે ઠરવા દેતા ! મનમાં બસ પતિ, પતિ ને પતિ !

જાઓ, તમે સુખે ઘેર જાઓ. મને મરી ગએલીજ માનો. મારૂં નામજ ન લો. હું છું, ને મારો પરમેશ્વર છે. પ્રભુ મારો પતિ મેળવી આપશે તો તમને મળીશ; નહિ તો તેમની શોધમાં રઝળી રઝળીને મારૂં અધૂરૂં આયુષ્ય પૂરૂં કરીશ. ”

આ છેલ્લા શબ્દોથી સૌનાં હૃદય કંપી ઊઠયાં. સૌનાં નેત્રો સજળ થયાં.

અત્યાર સુધી અબોલ રહેલી રમા છાટીફાટ રડતી બોલી ઊઠી “ બેન ! બેન ! અમારાપર દયા કર ! તારૂં દુઃખ અમારાથી જોઈ નથી ખમાતું ! તારા બોલ અમારાથી નથી સાંભળી શકાતા ! બેન, હઠ મૂકી દે. તને દુઃખીઆરી મૂકી અમારાથી જવાયજ કેમ ? અન્ન ખવાયજ કેમ ? ! ”

“બેન, આ તારા સગા ભાઇની સામે જો. તારો અચાનક મેળાપ થવાથી મને જે આનંદ થયો હતો, તે આ તારા મમતથી બળીને ભસ્મ થઈ ગયો છે. તારે તારો પતિજ મેળવવો છે કે બીજું કંઇ ? તે કામ ઉઠાવવા અમે તૈયાર છીએ પછી શું ? ”

“ ભાઇ ! તમે સમજુ થઇ કેમ ભૂલો છો. મને કેમ ભૂલાવો છો. મારા સત્ય સંકલ્પને કેમ ચળાવો છો ?” તારાએ દીન વાણીથી કહ્યું. “ સ્ત્રી પતિ એજ તેનો પ્રભુ છે. પ્રથમ જીવન આધાર પછી સંબંધીનો સંસાર. પ્રથમ હૃદયના હાર પછી સગાં ને શણગાર. માટે તમે દુઃખી ન થાઓ. સુખે તમારે ઘેર જાઓ. માત્ર હું બે હાથ જોડી તમારી પાસે એટલુંજ માગી લઉં છું કે મારાં નિરાધાર સાસુજી અમારાં બેના લાંબા

વિયોગથી વ્યાકુળ થતાં હશે. માટે તેમને તમારે ત્યાં તાકીદે બોલાવો, અને તેમનું પોષણ કરો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. મારી આંતરડી ઠંડી પડશે. જો મારી ખરી દયા જાણતા હો તો આટલી વિનંતી સ્વીકારો."

મધુસૂદને તારાની સાસુ તારલિકાને તાર કરી બોલાવવાનું કબૂલ કર્યું અને સૌ નિરાશ થઇ ઘેર ગયાં.

ભગવાન મરીચિમાલી અસ્તાચળપર આરૂઢ થતો હતો, અને આકાશને સુવર્ણ રસથી રસતો હતો. પછી પ્રદોષ સમયની અનિલ લહરીએ શાંતિ પ્રસારી.

તારાએ રાતભર નદી કિનારાપરના શિવાલયમાં પડી રહી સવારે પતિની શોધમાં નીકળી જવાનો નિશ્ચય કર્યો.

સાધુમંડળ સંધ્યાવિધિ આટોપી નિત્ય કર્મમાં નિમગ્ન થયું.



## પ્રકરણ અઠ્ઠાવીસમું.

# આનંદ.

મદનરાય રાતના નવદસને સુમારે સાધુમંડળની શોધ કરતો કરતો આવી પહોંચ્યો. તેણે મહંતને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને નયનમાંથી અશ્રુના ઓઘ ઢાળી મહંત સામે શોકાકુલ વદને જોયા કર્યું.

મહંતે ગંભીર વાણીથી પૂછ્યું " મદનરાય, શા સમાચાર છે?"

મદનરાયે કરુણાજનક સ્વરે કહ્યું " ગુરુજી! આપની આજ્ઞાનુસાર પ્રથમ મારી નિરાધાર પત્નીને મળવા ગયો; પરંતુ તે મારી શોધમાં સાધુ વેશ ધારણ કરીને નીકળી પડયાના સમાચાર મળ્યા! તેની બાતમી મેળવતાં જણાયું કે તે આપશ્રીની શોધમાં માહીતી મેળવતી મેળવતી અત્રે આવવા નીકળી છે. તો ભગવન્! તે તમને મળી ?"

" મળી. મદનરાય ! મળી. " મહંતે કહ્યું " આવી પવિત્ર સન્નારી તારા ભાગ્યમાં લખ્યા છતાં તેં અત્યાર સુધીનું જીવન વ્યભિચારમાં ગાળ્યું એ જાણી મને અત્યંત ખેદ થાય છે. ઘરમાં રત્ન પડયા છતાં તું પાષાણમાં ભટકાયો. ઘરમાં પ્રેમ સરિતા હોવા છતાં તું કામકૂપનું ખારૂં નીર પીવા લોભાયો. ઘરમાં અમૃત પ્રાપ્ત થયા છતાં તું હલાહલપર લલચાયો! ઘરમાં સ્વર્ગ હોવા છતાં તું નર્કમાં અટવાયો ! "

" સત્ય છે. ગુરુ દેવ ! સત્ય છે. " મદનરાય દુ:ખાવેશમાં વચ્ચે બોલી ઊઠયો. " હું અત્યાર સુધી મનુષ્ય નહોતો પણ પશુ હતો ! હું અત્યાર સુધી પ્રેમી નહોતો પણ કામી હતો ! હું અત્યાર

સુધી સુજ્ઞ નહોતો પણ અજ્ઞ હતો ! હું અત્યાર સુધી કોમળ હૃદયી નહોતો પણ કઠોર હૃદયી હતો ! પસ્તાઉં છું. હું પ્રભુની કરુણા અને આપનો આશીર્વાદ માગું છું ! પણ હવે મને મારી દુઃખી સ્ત્રીનાં દર્શન કરાવો. હું તેને હજારો નમસ્કાર કરીશ. મારા અપરાધની માફી માગીશ. તે સન્નારી જરૂર મને ક્ષમા કરશે."

મદનરાયને અધીરો થએલો જાણી મહંતે આંગળી બતાવી કહ્યું " જા પેલા સામેના શિવાલયમાં છે."

મદનરાયે મહંતને નમસ્કાર કર્યા, અને આતુર હૃદયે ને ઉતાવળે પગે તે ચાલતો થયો.

આજે ચંદ્રે પોતાની કળા સંપૂર્ણ પ્રસારી હતી. લોકોની આવજા બંધ પડી હતી. શાંતિ કહે કે મારૂં કામ. માત્ર અશાંતિ મદનરાયના અંતઃકરણમાં અને તારાની સ્વપ્નવશ સ્થિતિમાં. મદનરાય શોધક દ્રષ્ટિએ શિવાલયમાં પેઠો. તેને એક માણસ ખૂણામાં સૂતેલું જણાયું. તેના મુખથી કંમર સુધીના ભાગપર ચંદ્ર પ્રકાશ પડયો હતો અને બાકીના ભાગપર અંધારૂં પથરાયું હતું, પરંતુ તે અંધારૂં એટલું ગાઢ નહોતું કે જેમાં દ્રષ્ટિ પેસી ન શકે. તે અંધરામાંએ ચંદ્રનાં પરાવર્તન પામેલાં આછાં કિરણો આડાં ઉભાં વણાયાં હતાં. મદનરાય હલકે પગલે તેની પાસે જઇને બેઠો. તેણે પોતાની જિજ્ઞાસુ દ્રષ્ટિ તેના આખા અંગપર ફેરવી, અને મુખપર સ્થિર કરી. તે કોઇ બ્રહ્મચારી જેવી જણાતી હતી. તેના કેશકલાપપર ભગવું વસ્ત્ર લપેટયું હતું, તેનો કેટલોક ભાગ સ્કંધપ્રદેશ પર્યંત આવ્યો હતો. આખા શરીરપર કાષાય વસ્ત્રની કફની ધારણ કરી હતી, અને કંમરપર પણ તેજ રંગનું કપડું લપેટેલું હતું. તારાને ઓળખતાંજ મદનરાયનું હૈયું ભરાઇ આવ્યું. સજળ નેત્રે તારાનું મુખ આછું જણાવાથી તે વારંવાર અશ્રુ લુછતો હતો અને આંખ ફાડી ફાડીને તેના મુખની સ્થિતિ જોતો હતો. એ ક્રિયા મૂક વદને અર્ધોક કલાક ચાલી, પણ તેની દર્શનની તૃષા છીપી નહિ. તેનું મન

ઘડીકમાં તારાને જગાડવાને તૈયાર થઇ જતું અને ઘડીકમાં તે થાકેલીહારેલીને સુખ આપનારી નિદ્રાનો ભંગ નહિ કરવાને સૂચવતું હતું. તેના મનનો વિધિનિષેધ લાંબો વખત ચાલ્યા પછી તેને સુખે સુવા દેવાના નિશ્ચય પર આવ્યો, અને તેણે આખી રાત જાગરણ કર્યું. પ્હો ફાટયો, પક્ષીઓએ માળામાં કિલબિલાટ કરી મૂકયો. દૂરથી ઘંટીનો ઘોર આવવા લાગ્યો. તારાએ પાસું બદલ્યું. વખત જાણવા નેત્ર અર્ધાં ઉઘાડયાં, એટલે તેણે મદનરાયને જોયો. કંઈક ચમકી અને પુનઃ આંખ બંધ કરી દીધી. તે મનમાં કહેવા લાગી "હે દયાનિધિ પરમેશ્વર! આ જો સ્વપ્નુંજ હોય તો મને કદીપણ જાગૃત કરતો નહિ."

"શું આ હતભાગીનું સુખ જોવું પણ ગમતું નથી?" મદનરાયના આ વાક્યથી તારાના મનના સ્વપ્નના વિચાર ઉડી ગયા અને તેના અંતશ્ચક્ષુ સામે ગત કાલનું ચિત્ર ખડું થયું. કેટલોક સમય તે સ્તબ્ધ રહી.

"મને ક્ષમા કર. હું પાપી છું. તારી તરૂણ વયમાં મેં તારા પર દુઃખના ડુંગર નાખ્યા છે. તું પવિત્ર છે. મને તારા ચરણનો સ્પર્શ કરવા દે." એમ કહી મદનરાય તેના પગને વળગી પડયો, અને તે પર પોતાના અશ્રુનો અભિષેક કરવા લાગ્યો. તારા તરતજ પગ છોડાવી છેટે જઇને ઉભી રહી, અને કહેવા લાગી "થઇ ગએલી વાત નહિ સંભારો, ક્ષમા પરમેશ્વર પાસે માગો. તેમને પ્રણામ કરો. પાપક્ષાલન કરવાનું સામર્થ્ય તેના સિવાય બીજા કોઇનામાં નથી."

"પરમેશ્વર મને ક્ષમા કરો." મદનરાયે કહ્યું "પ્રિયે! હું પૂર્વે જેવો નિર્દય નથી; હું પૂર્વે જેવો વિષયલંપટ નથી; હું પૂર્વે જેવો દારૂખોર નથી; એકંદર હું પૂર્વેનો મદનરાયજ નથી, એ નક્કી માન. મારાં આગળનાં વચન અવિશ્વસનીય હતાં, પણ તેમાં અને આજમાં આકાશપાતાળ જેટલું અંતર પડી ગયું છે. આ વચન મારા શુદ્ધ અંતઃકરણમાંથી નીકળે છે."

"પ્રભુ કરે ને તમારૂં ચારિત્ર્ય નિર્મળ થાઓ." તમારૂં જીવન સુખી થાઓ." તારાએ કહ્યું. "તમને સુખી જોવામાંજ હું સુખ માનું છું. તમારૂં કલ્યાણ થાય એજ પરમેશ્વર પાસે માગું છું. હું દૂર રહી રહી તમારૂં ચિરાયુ ઇચ્છીશ, અને કદી કદી મળીશ. તમારા દર્શન કરીશ."

"ત્યારે હમણા ?" મદનરાયે વિસ્મિત થઈ પૂછ્યું.

"સંન્યાસિની થઇ તીર્થાટન કરીશ. મારૂં પૂર્વજન્મસંચિત દુઃખ પ્રભુ ભક્તિથી નિવારણ કરીશ, અને ભવિષ્યની જિંદગીમાં આવું દુઃખ ન ભોગવવું પડે તે માટે ખડતર તપશ્ચર્યા કરીશ. મને હવે સંસાર અસાર ભાસે છે."

"શિવ, શિવ! એવું નહિ બોલ. આવા વિચાર આ તારી અવસ્થાને નહિ શોભે. એ વિચાર વૃદ્ધાવસ્થામાં. અત્યાર સુધી મારા અંતઃકરણમાં શુદ્ધ પ્રેમનું એક બિંદુ સુદ્ધાં નહોતું, તેથીજ હું તને દુઃખ દેવા પામ્યો. હવે તે મરૂભૂમિવત્ હૃદય રહ્યું નથી. ગુરુકૃપાએ તેનો પ્રલય થયો છે. તે સ્થાને પ્રેમનો સાગર ભરાયો છે. તેની ભરતીનાં મોજાં મને વ્યાકુળ કરી નાખે છે. જે શુષ્ક હૃદયે એક કોમળ પુષ્પને પગ તળે છુંદયું હતું, તેજ હૃદય અમૃતનો છંટકાવ કરવા તત્પર થઈ રહ્યું છે. માટે પ્રિયે! તારા આ વિચાર ફેરવ, મને સુખી કર. ભાગ્યશાળી કર. મેં આજ કેટલાક દિવસ થયા અન્નપાણી લીધું નથી. સુખે નિદ્રા લીધી નથી કે સુખે પગ વાળીને બેઠો નથી. તારો પત્ર વાંચ્યો ત્યારથી મસ્તક ભ્રમિત થયું છે. નિશ્વાસથી છાતી પાકી ગઇ છે. હાથ પગ ગળાઇ ગયા છે. માત્ર તારા દર્શનના અભિલાષથી ટકી શક્યો છું. હવે તું મને તજશે તો મારો પ્રાણ પણ મને તજશે; એ નક્કી. તારા પ્રેમલોહચુંબકે હું ખેંચાતો ખેંચાતો અહીં આવ્યો છું. તું તજશે તો હું જરૂર રવડીશ, અને મરીશ. માટે ઘેર ચાલ."

પતિના આ શબ્દો સાંભળી તારાનો કંઠ ભરાઇ આવ્યો અને આંસુ ટપકી પડયાં; કારણ કે તે ગમે તેવી પણ નિસર્ગસિદ્ધ સ્ત્રીજ હતી. તે ડસકાં ખાતી ખાતી બોલી ઊઠી "પણ મારૂં હવે ઘરજ રહ્યું નથી." એમ કહી પુનઃ રડવા લાગી.

તારા ! મારી પ્રાણેશ્વરી તારા! આ તારો સંતપ્ત પતિ પોતાના હૃદયમાં તને નિવાસસ્થાન આપે છે. પ્રિયે ! આપણે કુંજપુરમાં કેવો આનંદ ભોગવતાં હતાં તે યાદ કર. દુર્દૈવે મારા માર્ગમાં અનિવાર્ય મોહ પરંપરાની આડ નાખી, તેથી હું પતિત થયો. મેં પાપના ડુંગર ખડકયા. તેનું ફળ મેં ભોગવ્યું. સંપૂર્ણ અનુભવ્યું ! માટે મારી ઉપેક્ષા નહિ કર. " એમ કહી મદનરાય છાતીફાટ રડવા લાગ્યો.

તારા મદનરાયને વળગી પડી. પોતે પણ અત્યંત રડી—રડાય તેટલું રડી. તેણે પોતાની કફનીથી મદનરાયની આંખો લહોવા માંડી, અને કહ્યું " પતિ, મારા પ્રભુ તુલ્ય પતિ ! બસ. બહુ થયું. છાના રહો. હજી હું મરી ગઇ નથી. હું મરીશ ત્યારે તો રડી રડીને શું નું શું કરી નાખશો. તમારી આવી સ્થિતિ મારાથી જોઈ શકાતી નથી. ચાલો, ઊઠો. તમે મારા સ્વામી છો. હું તમારી અર્ધાંગી છું. હું તમને નહિ તજું. મારા વિચાર ગમે તેટલા વૈરાગ્ય તરફ વળ્યા હતા, પણ ઇશ્વરેજ મને સ્ત્રીનો જન્મ આપ્યો છે તો તમારી આજ્ઞાને આધીન થવામાં પરમેશ્વર અપ્રસન્ન નહિજ થાય."

મદનરાયે કહ્યું—તારા, તું સ્ત્રીજાતિનું શિરોરત્ન છે. પાતિવ્રત્યની પ્રકાશિત ધ્વજા છે. તું મારી ગૃહદેવતા છે. તારૂં શિયળ, નિર્મળ ગંગાજળ છે. તારૂં અંતઃકરણ પ્રેમનો ઝરો છે. તું સત્ત્વ ગુણની બોલતી ચાલતી મૂર્તિ છે. માટે ચાલ, નવીન ઘરસંસાર માંડી મને સુખી કર."

તારા બોલી " મારા માબાપ અને ભાઇ મધુસૂદન અહીંજ છે. માટે ચાલો, આપણે પ્રથમ ત્યાંજ જઇએ."

"એ સર્વે અહીં ક્યાંથી ?" મદનરાયે આશ્ચર્ય પામી પૂછ્યું.

"તેની તો ખબર નથી પણ અહીં છે એ સત્ય."

"તો ચાલો, ત્યાં જઇ સૌને ભેટીએ."

એ બે દંપતિ ચાલવા માંડતાની સાથે અચાનક મધુસૂદન સાથે તેનું આખું કુટુંબ તેમને વિંટળાઇ વળ્યું. સૌનાં નેત્રોમાં હર્ષ-શોકનાં મિશ્ર અશ્રુ ભરાઇ આવ્યાં.

તારાએ પૂછ્યું "ભાઇ ! તમે અહીં ક્યારથી !

"બેન ! મહંતે મદનરાય આવ્યાના સમાચાર કહાવ્યા તે સાંભળતાંજ અમે સૌ અહીં આવ્યાં હતાં, અને તમને જાણ ન પડે એવી રીતે સંતાઇને ઉભાં રહ્યાં હતાં. મેં તારલિકા બાઇને તાકીદે બોલાવવા તાર કરી દીધો છે. મધુસૂદને કહ્યું.

આટલી વાત થતાં સૌનો શોક મટી ગયો. સૌનાં અંતઃકરણમાં આનંદે કલ્લોલ કરી મૂક્યો.

આ વેળા બાલરવિનાં સુવર્ણકિરણોની સુવર્ણવલ્લિકા આકાશમાં પથરાઇ હતી તેમાંથી તે પ્રેમાળ તારાપર સુવર્ણપુષ્પની વૃષ્ટિ થતી હતી. શિવાલયમાં આરતી ઉતરવા માંડી. તેના ઘંટનાદ અને નગારાના ગડગડાટમાં પતિપરાયણ તારાના જયનાદ ધમકી રહ્યા હતા. વાતા-વરણમાં તેની આંદોલન ક્રિયાથી જયગીત લખાતાં હતાં.

## शांतिः शांतिः शांतिः



# દાનશીલ સજ્જન ગૃહસ્થોની સેવામાં
# અપીલ.

---

સજ્જન ગૃહસ્થો, આપણી જ્ઞાતિ જે એક સમયે સર્વને આશ્રય આપનારી અને જગત્‌માં સર્વશ્રેષ્ઠ હતી; તે આજે અવિદ્યા દેવીના કૃપા કટાક્ષથી, તદ્દન નિરાશ્રિત અને છેક નિઃકૃષ્ટ દશામાં ફેરવાઈ ગઈ છે, તેમાંથી મુક્ત થવાના તમામ સાધનોમાં વિદ્યા (જ્ઞાન) ;એ મુખ્ય સાધન છે. શાસ્ત્રકારોએ પણ સર્વ દાનોમાં વિદ્યાદાનને શ્રેષ્ઠ ગણ્યું છે. યથાઃ—

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥

એ સૂત્રને લક્ષ્યમાં રાખી "શ્રી ક્ષત્રિય મિત્ર મંડળ સુરત" આજ છ વર્ષ થયા આપ મહાનુભાવોની સહાયતાથી પોતાની શક્ત્યાનુસાર કાર્ય કરે જાય છે, તે આપ સર્વને સુવિદિત છે.

નાની વયના બાળકોને 'માટે પ્રાથમિક કેળવણીથી માંડી મેટ્રીકના અભ્યાસ સુધીને માટે મંડળ તરફથી એક સ્કૉલર્શીપ ખાતું ખોલવામાં આવ્યું છે, અને આજ સુધીમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ રહ્યા છે જેના ખર્ચના આંકડા આપ ગત્ વર્ષના રિપોર્ટ ઉપરથી જોઈ શક્યા હશો, જે આવકના પ્રમાણમાં અનેક ઘણા છે, તો એ ખાતાને આપની દાન વૃષ્ટિથી તુષ્ટ કરવા ચુકશો નહિં.

મ્હોટી વયના મનુષ્યોમાં જ્ઞાનની અભિવૃદ્ધિ થાય તેમજ તેઓમાં વિચાર સ્વાતંત્ર્ય ફેલાય, અને સાર અસારનો વિચાર કરવાની વિવેક બુદ્ધિથી સમ્પન્ન થાય એ હેતુથી

ઉક્ત મંડળ તરફથી "શ્રી ક્ષત્રિય વીર" એ નામનું માસિક ક્હાડવામાં આવે છે જેનું એક વર્ષ સમાપ્ત થઇ આ બીજું વર્ષ ચાલે છે. આપણી જ્ઞાતિમાં સાહિત્યનો હજી જોઇએ તેવો શોખ નથી તેથી તેઓ લવાજમ ભરી મંગાવવું યોગ્ય ધારતા નથી. અને ખરેખરૂં કામ ગરીબ-અજ્ઞાન વર્ગની ઉન્નિત કરવાનું છે. તે હેતુ પાર પડે એટલા માટે મંડળની મેનેજીંગ કમીટી એ માસિકને "ફ્રી" (મફત) કરી દેવા ચાહે છે, પરંતુ તેમ કરવાને જે નાણાની સ્થાયી રકમ જોઇએ તે હજી મંડળને મળી નથી. આ કાર્યને માટે હમારા અનુમાન પ્રમાણે સ્થાયી કોષમાં રૂા. ૫૦૦૦) પાંચ હજારની જરૂર છે, જો એટલાં નાણા મંડળને મળે તો તેના વ્યાજમાંથી ઘણી સારી રીતે માસિકનું પ્રકાશન થતું રહે, અને એ જ્ઞાન ઝરો હંમેંશને માટે વહેતો રહે. માટે હમારી પ્રત્યેક શ્રીમાન્ બંધુઓને નમ્ર પ્રાર્થના છે કે તેઓ આ તરફ જલદી લક્ષ આપશે. ગરીબડી જ્ઞાતિના ઉદયમાં હરેકે બનતી મદદ કરી તેને તારવા માટે પોતાનો હસ્ત લંબાવવો જોઇએ. અંતે એક કવિની ઉક્તિ તરફ ધ્યાન ખેંચી આ લેખ સમાપ્ત કરીશું.

નામ રહંતા ઠક્કરા, નાણાં નહિં રહંત;

કીર્તિ કેરા કોટડાં, પાડયાં નહિં પડંત.

લી. શ્રીમાનોની તરફથી દાનની રાહ જોનારા—

**મુગટલાલ મંછારામ ચેવલી.**

**જમીયતરામ આત્મારામ વખારીયા.**

ઑ. સેક્રેટરીઓ. શ્રી. ક્ષ. મિ. મંડળ-સુરત.

# મોટી ભૂલોનું

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૯ | મોહુ | મોં |
| ૯ | ૯ | અને | × |
| ૧૨ | ૧૯ | પાસે | × |
| ૧૪ | ૩ | રંગરાયની | રંગરાયના |
| ૧૪ | ૨૦ | મેળવતા | મેળવતો. |
| ૧૭ | ૧ | આ...આ. | × × |
| ૧૭ | ૨ | આ | × |
| ૧૭ | ૧૦ | સહઅરશ્મિ | સહસ્રરશ્મિ |
| ૧૯ | ૬ | જન્યા | જન્મ્યા |
| ૨૧ | ૨૧ | સિલિક | સિલક |
| ૨૮ | ૨ | ચકચકિત | ચકચકિત |
| ૨૮ | ૧૫ | ચિઠ્ઠી | ચિઠ્ઠી |
| ૨૮ | ૧૮ | ટીકિટો | ટિકીટો |
| ૨૯ | ૨૪ | સ્વારી | સવારી |
| ૩૧ | ૧ | પ્રવિશિક | પ્રાવેશિક |
| ૩૧ | ૩ | તફરથી | તરફથી |
| ૩૩ | ૨૬ | ચકભિલુ | ચકભિલ્લુ |
| ૪૬ | ૪ | સ્વતંત્ર્ય | સ્વાતંત્ર્ય |
| ૪૬ | ૧૦ | લગતી | લાગતી |
| ૫૩ | ૧૪ | તાનપણમાં | નાનપણમાં |
| ૬૦ | ૧૫ | તયાર | તૈયાર |
| ૬૩ | ૧૩ | ભિષગ્વર્યાઆદિ | ભિષગ્વર્યાદિ |
| ૬૬ | ૨૬ | અધોવન | અધોવદન |

| | | | |
|---|---|---|---|
| ૭૦ | ૨ | વકેકોદર | વકોદર |
| ૭૦ | ૨૬ | સંસારિક | સાંસારિક |
| ૭૧ | ૭ | હતીહોય | હોય |
| ૭૯ | ૯ | પિપંતિ | પિબંતિ |
| ૮૦ | ૧૧ | વૈવાહિત | વિવાહિત |
| ૮૪ | ૧૭ | તિષ્ઠોતિ | તિષ્ઠેતિ |
| ૯૨ | ૧ | આપી | આવી |
| ૧૦૩ | ૧૫ | શિક્ષિતજ | ક્ષિતિજ |
| ૧૦૯ | ૧૮ | ધોળાવા | ધોળાવા |
| ૧૧૧ | ૧ | પૂત્રવિધિ | પૂજાવિધિ |
| ૧૧૩ | ૨૪ | આપતા | આવતા |
| ૧૧૭ | ૧૦ | પિતાના | પતિના |
| ૧૨૧ | ૧૫ | પ્રયિ | પતિ |
| ૧૨૪ | ૨૧ | બનવવાનું | બનવાનું |
| ૧૨૪ | ૨૪ | પરમેશ્નર | પરમેશ્વર |
| ૧૪૧ | ૧૩ | તેના | તેનો |
| ૧૪૧ | ૧૮ | પીનવતો | વીનવતો |
| ૧૪૪ | ૨૮ | મધુક્ષસ | મધુરાક્ષસ |
| ૧૪૫ | ૧૬ | જટલું | જેટલું |
| ૧૪૬ | ૧૮ | ચર્યજયંજરી | ચર્પટપંજરી |
| ૧૫૫ | ૧૯ | પગતીએ | પગથીએ |
| ૧૫૫ | ૨૪ | ખટોલી | ખટુલી |
| ૧૫૭ | ૧૦ | ચિન્હનો | ચિહ્નનો |
| ૧૫૯ | ૩ | તેની | તેના |
| ૧૬૦ | ૪ | વૃદ્ધાયકાળ | વૃદ્ધાપકાળ |
| ૧૬૦ | ૧૩ | ખાધપીધે | ખાધેપીધે |
| ૧૬૦ | ૨૮ | મણિબાઇ | મણિભાઇ |
| ૧૬૫ | ૧૧ | શંકરાચાર્ય | શ્રીશંકરાચાર્યે |

| | | | |
|---|---|---|---|
| ૧૬૭ | ૨ | પિયો | ધિયો |
| ૧૬૮ | ૨૩ | દેહન | દહન |
| ૧૭૦ | ૧૦ | ઘન | ધન |
| ૧૭૨ | ૨૫ | ડંકપુરથી | ડંકપુરની |
| ૧૭૪ | ૨૩ | પ્રજારીએ | પુજારીએ |
| ૧૮૦ | ૧ | કરાઉં | કરાવું |
| ૧૮૦ | ૨૬ | છેલ્લવેલ્લી | છેલવેલ્લી |
| ૧૮૧ | ૬ | અશ્રૃબિંદુ | અશ્રુબિંદુ |
| ૧૮૧ | ૨૪ | શંકમાં | શંકામાં |
| ૧૮૧ | ૨૮ | તલાવ પરથી તેમાંની ચિઠ્ઠીનો પત્તો કાંકરીઆ લાગ્યો. | તેમાંની ચિઠ્ઠીનો પત્તો કાંકરીઆ તળાવ પરથી લાગ્યો. |
| ૧૮૪ | ૯ | આ | × |
| ૧૮૪ | ૨૩ | પ્રમાવેશથી | પ્રેમાવેશથી |
| ૧૮૬ | ૮ | સ્વાર્ગવાસી | સ્વર્ગવાસી |
| ૧૮૮ | ૧૮ | આપીશે | આપીશ. |
| ૧૯૧ | ૨ | વખેરે | વગેરે |
| ૧૯૩ | ૨૧ | વૃદ્ધિગંત | વૃદ્ધિંગત |
| ૧૯૯ | ૨૨ | સ્રી પતિ એજ તેનો | પતિ એજ સ્રીનો |



